'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું' સાહિત્ય'

# આપણો ધર્મ



સ્વામી પ્રકાશાનંદજી



ભિક્ષુ અખંડાનંદ ની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે, અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ ૨



બે રૂપિયા

यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ।
तꣳ ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥

(શ્વે. ૬. ૧-૮)

જે (પરમાત્મા સૃષ્ટિની) આદિમાં બ્રહ્માને પ્રાપ્ત કરે છે, અને જે તેમને પ્રસિદ્ધ વેદો આપે છે, તે સ્વબુદ્ધિના સાક્ષી દેવનું જ હું મોક્ષાર્થી (થયો છતો) જ શરણ પામ્યો છું.

## પ્રસંગ ૧લો

સ્વામી પ્રકાશાનંદજી પહેલીવાર જ્યારે વાંસદા પધાર્યા ત્યારે ગામની બહાર મહાદેવમાં ઊતર્યા હતા. ત્યાં દશ દિવસ રોકાવાનો તેમનો વિચાર હતો. નવમે દિવસે સવારે લગભગ નવ વાગ્યાના સુમારે એક શાસ્ત્રી મહાદેવમાં દર્શન કરવા આવ્યા. સ્વામીજીને એક ખૂણામાં બેઠેલા જોઈ તેમને થયું કે આ કોણ બેઠું હશે? તેઓ સ્વામીજીની પાસે ગયા, બેઠા, થોડી વાતચીત કરી અને પાછા ગયા. તેમણે સાંજે ખાનગી મંત્રી રામચંદ્રભાઈને સ્વાભાવિક વાત કરી, કે 'મહાદેવમાં કોઈ આવ્યું છે. એમણે ફાટેલાં ચીંથરાંનાં કપડાં પહેર્યાં છે અને સાથે એક હાંડલી રાખી છે. મારે એમની સાથે ધર્મ સંબંધી થોડી વાતચીત પણ થઈ. કોઈ મહાત્મા હોય તેમ લાગે છે!' રામચંદ્રભાઈએ અનુમાન કર્યું, કે 'વિજયરામભાઈ અને ડૉ. જમિયતરામભાઈ વગેરેએ મને બારડોલીમાં કહેલું, કે પ્રકાશાનંદજી આવા વેશમાં રહે છે. એટલે કદાચ એઓ તો નહિ હોય?' તેઓ તુરત જ સ્વામીજી પાસે આવ્યા, બેઠા અને કહેવા લાગ્યા: 'આપને વિષે પૂછું તો અવિવેક તો નહિ થાય ને?'

સ્વામીજીએ કહ્યું: 'ના.'

તેમણે તુરત જ પૂછ્યું, કે 'આપનું નામ શું?'

'પ્રકાશાનંદ.'

આ સાંભળી તેમની આંખમાં આંસુ આવી ગયાં અને પૂછવા લાગ્યા, કે 'આપ ક્યારે પધાર્યા અને ક્યાં સુધી રોકાવાના છો ?'

'મને આવ્યે નવેક દિવસ થયા અને કાલે બપોરે જવાનો છું.'

'આપ થોડા દિવસ રોકાઈ નહિ જાઓ ?'

'મારો દશ દિવસ રોકાવાનો સંકલ્પ છે, એટલે હું તો આવતી કાલે બપોરે જઈશ.'

'મારે મહારાજા સાહેબને ખબર આપવી પડશે !'

'આપ મને વરઘોડે ચઢાવવા માગો છો ?'

'મહારાજા સાહેબ ઘણા જ ભાવિક છે અને સંતસમાગમની ઇચ્છાવાળા છે. તેઓ જાણશે કે આપ અહીં આવ્યા છો અને પાછા ચાલ્યા જનાર છો તો મને ઠપકો આપશે અને હું ગુનેગાર ઠરીશ. જો આપની આજ્ઞા હોય તો હું તેઓશ્રીને ખબર આપું.'

સ્વામીજીએ કહ્યું : 'ભલે.'

બીજે દિવસે સવારમાં મહાદેવના મંદિર નજીક લગભગ આઠ વાગ્યાના સુમારે મોટરનો અવાજ સંભળાયો. સ્વામી પ્રકાશાનંદે અનુમાન કર્યું કે મહારાજા સાહેબ હશે! એટલામાં સ્વામીજી બેઠા હતા ત્યાં મહારાજા સાહેબ પધાર્યા. સાદા પોશાકમાં હતા. આવીને ખાડાટેકરા તથા ધૂળવાળી જમીન ઉપર જ બેસી ગયા.

ત્યારે સ્વામીજીએ કહ્યું : 'આપને આવી ધૂળમાં બેસવું પડે છે !'

એ સાંભળી મહારાજા સાહેબ બોલ્યા : 'એક દિવસ તો મારે એમાં જ જવાનું છે ને ?'

સ્વામી પ્રકાશાનંદજી : આપ કહો છો, કે એક દિવસ તો એમાં જ જવું પડશે ને ? ભારે પુણ્ય હોય ત્યારે જ રાજાના મુખમાંથી આવા ઉદ્ગાર નીકળે છે!

મહારાજા સાહેબ : રામચંદ્રે મને કહ્યું, સ્વામીજીને આગ્રહ કરશો નહિ. એટલા માટે હું આપને આગ્રહ કરી શકતો નથી. અને તેઓ એમ પણ કહેતા હતા કે પહેલાં તો આપ ભગવાં કપડાં પહેરતા હતા, પરંતુ હાલમાં તો આપ આવા વેશમાં જ રહો છો અને જ્યાં ત્યાં અજાણ્યા સ્થળે પડી રહો છો, તો આપને ખાનપાનાદિમાં તકલીફ નથી પડતી ? કારણકે ભગવાં પહેર્યાં હોય તો સંન્યાસી તરીકે પણ ઓળખાઈ જવાય.

સ્વામી પ્રકાશાનંદજી : તકલીફ માનતો હોઉં તો ઘર છોડીને ન આવું. પહેલાં ચૌદ વર્ષ સુધી મેં ભગવાં પહેર્યાં હતાં, પણ પછી એ ભગવો વેશ પણ ઉપાધિ સમજી કાઢી નાખ્યો.

મહારાજા સાહેબ : ગીતામાં ભગવાન કહે છે કે योगक्षेमं वहाम्यहं । અનન્યભાવે જે મારું ચિંતન કરે છે, તેઓનો યોગક્ષેમ હું વહન કરું છું. એ પ્રમાણે પ્રભુ આપની રક્ષા કરે છે. તેથી આપને કંઈ હરકત આવતી નહિ હોય !

સ્વામી પ્રકાશાનંદજી : હું પ્રભુપરાયણ થાઉં અને મારા યોગક્ષેમનું પ્રભુ વહન કરે, એવી ઇચ્છા રાખવી એ પણ વૈરાગ્યમાં ખામી ગણાય; કારણકે સુખદુઃખ સહન કરવાં એ અમારો ધર્મ છે. અને પછી ભગવાન અમને સહાય કરશે, અથવા બીજા કોઈ સહાય કરશે, એમ મનમાં આશા રાખવી એ તો વૈરાગ્યમાં ન્યૂનતા કહેવાય. 'સર્વસિદ્ધાંતસારસંગ્રહ'માં શંકર ભગવાન કહે છે, કે—

साधनेष्वपि सर्वेषु तितिक्षोत्तमसाधनम् ।
यत्र विघ्नाः पलायन्ते दैविका अपि भौतिकाः ॥

સર્વ સાધનોમાં તિતિક્ષા ઉત્તમ સાધન છે. તે સાધન પ્રાપ્ત કરવાથી દૈવી અને આધિભૌતિક વિઘ્નો દૂર થાય છે.

એક વખત ભર્તૃહરિ મહારાજને પાંચ દિવસ સુધી ખાવાનું મળ્યું નહિ. તેમણે રાજપાટ બધાંનો ત્યાગ કર્યો હતો, છતાં દીનતા સેવી

નહિ. આમ પાંચ દિવસ ગયા. છઠ્ઠે દિવસે સાંજે તેઓ ફરતા ફરતા સ્મશાનમાં ગયા. ત્યાં એક મડદું બળ્યું હતું માત્ર ચિતાનો અગ્નિ અંગારરૂપે ઝગતો હતો. ત્યાં ત્રણ પિંડ પડ્યા હતા. ભર્તૃહરિએ એ ત્રણ પિંડ લઈને તે અગ્નિના ભાઠામાં મૂકી બાટી તૈયાર કરી. આમ અગ્નિમાં બાટી શેકતા હતા, ત્યારે આકાશમાર્ગે શંકરભગવાન તથા પાર્વતીજી વિમાનમાં બેસીને જતાં હતાં. ત્યારે શંકરભગવાને ભર્તૃહરિને જોયા અને 'તમારા ત્યાગને ધન્ય છે,' એમ કહી તેમને પ્રણામ કર્યા. આથી પાર્વતીજીએ કહ્યું: 'મહારાજ! આપ સરખા આમને પ્રણામ કરો છો તો આપથી અધિક એ કોણ છે?' શંકરભગવાને કહ્યું: 'રાજપાટ મૂકીને, ત્યાગ લઈને, બ્રહ્મસ્થિતિને પ્રાપ્ત કરનાર, ભર્તૃહરિ છે. હું એમને પ્રણામ કરું છું.'

એ સાંભળી પાર્વતીજીએ પણ એમના દર્શનની ઇચ્છા કરી. બન્ને વિમાનમાંથી ઊતરી ભર્તૃહરિ મહારાજ બાટી શેકતા હતા તે સ્થળે આવ્યાં. શંકરભગવાને પાછળ ઊભા રહીને કહ્યું, 'भिक्षां देहि।' આ શબ્દો સાંભળતાં જ ભર્તૃહરિ મહારાજે એ બાટી તેમને આપી દીધી. આપી તો આપી, પણ મોઢું ફેરવીને જોયું પણ નહિ—પાછળ હાથ કરીને આપી.

એ વખતે પાર્વતીજીએ કહ્યું: 'શંકરભગવાન પોતે પધાર્યા છે, માટે આપની જે ઇચ્છા હોય તે વરદાન માગો.' ભર્તૃહરિએ કહ્યું: 'વચનનો અનાદર ન કરાય માટે આટલું જ માગું છું, કે માતાજી! આપ લોકો અહીંથી પધારો.' ભર્તૃહરિએ શંકરભગવાનની ય અપેક્ષા ન કરી. આમ પોતાની ઉપેક્ષા થયેલી જોઈને ભગવાન પ્રસન્નતાથી હસવા લાગ્યા.

મહારાજા સાહેબ: જગતમાં બધા દુઃખી જોવામાં આવે છે, તો સુખનું સાધન શું?

સ્વામી પ્રકાશાનંદ: ચાણક્યસૂત્રમાં કહ્યું છે કે—सुखस्य मूलं धर्मः। સુખનું મૂળ ધર્મ છે. અને સુખ (૧) સાત્ત્વિક, (૨) રાજસ

અને (૩) તામસ એમ ત્રણ પ્રકારનું છે.

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥

(ગીતા અ. ૧૮, શ્લોક ૩૭)

જે આરંભમાં વિષ જેવું હોય છે અને અંતમાં અમૃત તુલ્ય હોય છે; વળી જે આત્મવિષયક બુદ્ધિના પ્રસાદ વડે ઉત્પન્ન થયેલું હોય છે, તે સુખને સાત્ત્વિક સુખ કહે છે.

શમદમાદિ સાધનોનો અભ્યાસ કરીએ ત્યારે અત્યંત પરિશ્રમ થાય. તેથી શરૂઆતમાં વિષ જેવું દુઃખરૂપ થાય, આ સંબંધમાં યોગવાસિષ્ઠમાં ભગવાન વસિષ્ઠ શ્રીરામચંદ્રજીને કહે છે કે—

अप्यब्धिपानान्महतः सुमेरून्मूलनादपि ।
अपि वह्न्यशनात् साधो विषमः चित्तनिग्रहः ॥

હે સાધો (રામ)! મહાસાગરને પી જવો એ સહેલું છે, સુમેરુ પર્વતને ઉખેડી નાખવો એ સહેલું છે, અને ભડભડતા અંગારા ફાકી જવા એ સહેલું છે; પણ ચિત્તનો નિગ્રહ કરવો ભારે વિષમ છે.

છતાં તે અંતે 'अमृतोपमम्' છે. એટલે નિર્વિકલ્પ સમાધિ-કાળમાં જે અવર્ણનીય સુખ પ્રાપ્ત થાય છે તે 'અમૃત તુલ્ય' કહેવાય છે. તે સ્વકાર્ય રજ તથા તમથી રહિત, સત્ત્વરૂપ સ્વચ્છ સલીલવત્ વિશુદ્ધાવસ્થાને મળે છે. આમ વિશુદ્ધાવસ્થાથી સુખ મળે છે. તે સુખ 'આત્મબુદ્ધિપ્રસાદજ' કહેવાય છે. એટલે એ સુખ આત્મબુદ્ધિની પ્રસાદીરૂપ છે.

શ્રુતિ કહે છે કે—

समाधिनिर्धूतमलस्य चेतसो निवेशितस्यात्मनि यत् सुखं भवेत् ।
न शक्यते वर्णयितुं गिरा तदा स्वयं तदन्तःकरणेन गृह्यते ॥

જેના (રજોગુણ અને તમોગુણરૂપી) મળ સમાધિ વડે ધોવાઈ ગયા છે અને જેનું મન આત્મામાં પ્રવેશેલું છે, તે

પુરુષને (સમાધિ સમયમાં) જે સુખ થાય છે, તેનું (સુખનું) તે સમયે વાણીથી વર્ણન થઈ શકે એમ નથી; (પણ) તે (તો) પોતાની મેળે અંતઃકરણ વડે જ ગ્રહણ કરાય છે.

અર્થાત્ ધ્યાનયોગ કરતાં કરતાં જીવ બ્રહ્મ વચ્ચે આવરણ-ભંગ પછી શુદ્ધ, સત્ત્વપ્રધાન બ્રહ્માકારવૃત્તિમાં બ્રહ્મનું પ્રતિબિંબ પડે છે, ત્યારે જે સુખનો અનુભવ થાય છે તે જ 'સાત્ત્વિક સુખ' કહેવાય છે. આ સાત્ત્વિક સુખ નિર્વિકલ્પ સમાધિ દ્વારા પ્રાપ્ત થાય છે.

નિર્વિકલ્પ સમાધિ બે પ્રકારની છેઃ અદ્વૈતભાવનારૂપ તથા અદ્વૈતાવસ્થાનરૂપ. ત્રિપુટીના અભાવ સહિત કેવળ બ્રહ્માકારવૃત્તિ હોય તે અદ્વૈતભાવનારૂપ સમાધિ છે, ત્યાં સુધી સત્ત્વગુણની સત્તા રહે છે. પણ જ્યારે સત્ત્વગુણનો પણ સ્વસ્વરૂપાવસ્થામાં લય થાય છે ત્યારે અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધિ કહેવાય છે. એને જ ગુણાતીત અવસ્થા કહે છે. આ ગુણાતીત અવસ્થામાં આદિ અંતના પરિચ્છેદથી રહિત ત્રૈકાલિક સુખ હોય છે.

**विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।**
**परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥**

(ગીતા અ. ૧૮, શ્લોક ૩૮)

જે સુખ વિષય ને ઇંદ્રિયના સંયોગથી ઉત્પન્ન થયેલું હોય છે, જે પ્રથમ આરંભમાં અમૃત સમાન છે અને પરિણામે વિષતુલ્ય છે, તે સુખને રાજસ કહ્યું છે.

વિષય અને ઇંદ્રિયના સંયોગથી જે સુખ મળે છે, તે આરંભ-માં એટલે પ્રથમ ક્ષણે અમૃતના જેવું લાગે છે. પરંતુ તે બળ, વીર્ય, રૂપ, પ્રજ્ઞા, મેધા અને ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચાર પ્રકારના પુરુષાર્થમાં ઉત્સાહની હાનિ કરનારું હોય છે. વળી તે અધર્મ તથા એનાથી ઉત્પન્ન થનાર નરકાદિની પ્રાપ્તિના હેતુરૂપ છે. તેથી પરિણામે એટલે તેના ઉપભોગની સમાપ્તિ સમયે તે વિષ

જેવું છે. આ સુખ રાજસ કહેવાયું છે.

यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ।
निद्राऽऽलस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥
(ગીતા અ. ૧૮, શ્લોક ૩૯)

જે સુખ પ્રથમ આરંભમાં તથા પરિણામે બુદ્ધિને (અંતઃકરણને) મોહ કરવાવાળું છે તથા જે નિદ્રાથી, આળસથી અને પ્રમાદથી ઉત્પન્ન થયું છે તે સુખને તામસ કહ્યું છે.

અપેયના પાનથી, અભક્ષ્યના ભક્ષણથી તથા અન્યનો આઘાત કરીને, અન્યનું સર્વસ્વ હરણ કરીને જે સુખ ભોગવાય છે, વળી જે નિદ્રા દ્વારા અનુભવાય છે, અને જેના આરંભમાં તથા અંતમાં મનુષ્ય આત્મલાભનો માર્ગ ભૂલી જાય છે, તે સુખ તામસ કહેવાય છે.

મહારાજા સાહેબ: સાત્વિક સુખનું સાધન શું ?

સ્વામી પ્રકાશાનંદજી: દરેક અંતઃકરણમાં મલદોષ, વિક્ષેપ-(ચંચળતા)દોષ અને આવરણદોષ હોય છે.

## મલદોષ એટલે પાપ

મનુસ્મૃતિમાં કહ્યું છે કે—

ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वङ्गनागमः।
महान्ति पातकान्याहुः संसर्गश्चापि तैः सह ॥

બ્રહ્મહત્યા, સુરાપાન, ચોરી, ગુરુપત્ની સાથે ગમન અને ઉપર કહેલાં મહાપાપ કરનારાઓની સાથે સંસર્ગ આ પાંચને મહાપાપ કહ્યાં છે, આ ઉપરાંત વિશેષ અર્થ—

ब्रह्महत्या—એટલે વિદ્વાન, નૈષ્ઠિક બ્રાહ્મણ તથા બ્રહ્મવેત્તાની હત્યા કરવી તે.

सुरापानम्—એટલે મદિરા પીવી. આને મહાપાપ કહ્યું છે. કારણકે દારૂનો નશો ભાંગ, ગાંજો, અફીણ વગેરે પદાર્થના નશા કરતાં વધારે ખરાબ છે. તે મનને ઉશ્કેરે છે અને તેથી નહિ કર-

વાનાં બધાં કર્મો કરાવે છે. દારૂ પીનારને પોતાની પાસે બેસનાર પોતાની માતા છે, બહેન છે, દીકરી છે કે પત્ની છે તેનું ભાન રહેતું નથી, તેથી તે બધા કરતાં નિકૃષ્ટ છે અને એટલે જ તેને મહાપાપ કહ્યું છે.

स्तेयं—ચોરીને, છૂપી રીતે અગર જબરદસ્તીથી, બીજાની પાસેથી કંઈ લઈ લેવું તે સ્તેય કહેવાય છે.

गुर्वंगनागमः—ગુરુપત્ની એટલે કાકા, મામા, રાજા વગેરેની પત્નીઓ પણ ઉપલક્ષણથી સમજવી અર્થાત્ તેઓનો પણ તેમાં સમાવેશ થાય છે. આ વડીલોની પત્ની સાથે ગમન કરવું એ મહાપાપ છે.

संसर्गश्चापि तैः सह—આ મહાપાપ કરનારાઓની સાથે સંસર્ગ રાખવો એટલે કે તેને મદદ કરવી. આ પાંચને મહાપાપ કહ્યાં છે.

ગાયનો વધ કરવો, કન્યાવિક્રય કરવો, પરસ્ત્રીગમન કરવું, ગુરુ, માતાપિતાનો ત્યાગ કરવો, શાસ્ત્રે બાંધેલા નિયમ કરતાં વધારે વ્યાજ લેવું, વગેરે અલ્પ પાપ કહેવાય છે. આ મહાપાપ તથા અલ્પ પાપ તે રાક્ષસી પ્રકૃતિ કહેવાય છે. તેના નિવારણ માટે વેદમાં યજ્ઞ, દાન અને તપ આ ત્રણ પ્રકારનાં કર્મ લખેલાં છે.

### વિક્ષેપ (ચંચળતા) દોષ એટલે ભોગવિલાસની ઇચ્છા

શાસ્ત્રોમાં ભોગ શબ્દનું આ પ્રમાણે નિરૂપણ કર્યું છે:

सुगन्धि वनिता वस्त्रं गीतं पानं च भोजनम्।
शय्या च भूषणं ज्ञेयो भोगोऽप्यष्टविधो बुधैः ॥

તેલ, અત્તર, ફૂલ વગેરે સુગંધી દ્રવ્યો, સ્ત્રી, વસ્ત્ર, ગાયન, સ્નાન, ભોજન, શય્યા અને અલંકાર આ આઠ પ્રકારનો ભોગ છે, એમ ડાહ્યા પુરુષોએ જાણવું.

વિવેચન: સ્ત્રીનો સંસર્ગ, શય્યા, ઉત્તમ આસન, વસ્ત્ર અને

ધનાદિ વિડંબનારૂપ છે. પાન, ઉત્તમ ખાદ્ય પદાર્થો, વાહનો, રાજ્ય, ઐશ્વર્યની વિભૂતિરૂપ સર્વ પ્રકારના ભોગ; સોનું, ચાંદી, તાંબું, કિંમતી રત્નો, અગર, ચંદન, ગાયો વગેરે પશુધન; વેદશાસ્ત્રનું પાંડિત્ય એટલે શાસ્ત્રવાસના; નાચ, ગાયન, આભૂષણ, વાંસળી, વીણા, ઢોલ–મૃદંગાદિ વાજિંત્રો હાથી, ઘોડા આદિની સવારી તથા સ્ત્રીપુત્ર, ભોગવિલાસની ઇચ્છા એ વિક્ષેપદોષ કહેવાય છે.

### આવરણદોષ

આવરણ એટલે પોતાના (જીવાત્માના) સ્વરૂપનું તથા પરમાત્માના સ્વરૂપનું અજ્ઞાન. એ અજ્ઞાનના નિવારણ માટે વેદમાં જ્ઞાન કહ્યું (જ્ઞાનકાંડ એટલે ઉપનિષદભાગ) છે. તેના શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી સમાધિ દ્વારા બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થાય છે.

આ ત્રણે દોષના નિવારણ માટે ઈશ્વરે વેદમાં અનુક્રમે કર્મ, ઉપાસના અને જ્ઞાન કહ્યાં છે. મલદોષના નિવારણ માટે કર્મવિધાન કહેલું છે. કર્મના બે પ્રકાર છે: (૧) વિહિત કર્મ અને (૨) નિષિદ્ધ કર્મ. (આ નિષિદ્ધ કર્મ આગળ ત્રણ પ્રકારના દોષોમાં જણાવેલાં છે.)

(૧) વિહિત કર્મ : નિત્ય, નૈમિત્તિક, કામ્ય અને પ્રાયશ્ચિત્ત એવાં ચાર પ્રકારનાં વિહિત કર્મ છે.

નિત્યકર્મ : સંધ્યાવંદનાદિ નિત્ય કર્મ છે.

નૈમિત્તિક કર્મ : પુત્ર ઉત્પત્તિ વખતે જાતકર્મ આદિ સંસ્કાર એ નૈમિત્તિક કર્મ છે.

કામ્ય કર્મ : સંસારના પદાર્થની કે સ્વર્ગાદિની પ્રાપ્તિ માટે જે કર્મ થાય છે તે કામ્ય કર્મ કહેવાય છે.

બીજી રીતે પણ અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત એમ, કર્મના ત્રણ પ્રકાર છે. કોઈ દુ:ખી મનુષ્ય ઉપર અથવા દીન ઉપર ઉપકાર કરવો એ આધ્યાત્મિક કર્મ કહેવાય છે. ઇંદ્રાદિ દેવોની પ્રસન્નતા માટે જે કર્મ થાય છે તે આધિદૈવિક કર્મ કહેવાય છે.

બ્રાહ્મણ-ભોજન અથવા ગાયોને ઘાસ નાખવું આદિ જે કર્મ છે તે આધિભૌતિક કર્મ કહેવાય છે.

પ્રાયશ્ચિત્ત કર્મ : પ્રાયશ્ચિત્ત કર્મ પાપ દૂર કરવા માટે હોય છે. પાપ જ્ઞાત અને અજ્ઞાત એવાં બે જાતનાં હોય છે. જ્ઞાત પાપો એટલે જે પાપો આ જન્મમાં કરેલાં હોય અને જે સ્મરણમાં હોય; અને અજ્ઞાત એટલે જે આ જન્મમાં અથવા જન્માંતરમાં કરેલાં હોય અને જેમનું સ્મરણ ન હોય. આ બન્ને પાપો દૂર કરવા માટે પ્રાયશ્ચિત્ત કર્મ હોય છે. તે પણ અસાધારણ અને સાધારણ એમ બે પ્રકારનાં છે. અસાધારણ પ્રાયશ્ચિત્ત કર્મ એટલે જે પાપ દૂર કરવા માટે ધર્મશાસ્ત્રોમાં વિશેષરૂપે જે કર્મ કહેલાં છે તે. સાધારણ પ્રાયશ્ચિત્ત કર્મ એટલે જે જ્ઞાત અને અજ્ઞાત બન્ને પાપોને દૂર કરે છે તે. જેમકે ચાંદ્રાયણાદિ વ્રતો, ગંગાસ્નાન, ભગવન્નામ-સ્મરણાદિ.

નિત્યકર્મ છ પ્રકારનાં છે :

संध्या स्नानं जपश्चैव देवतानां च पूजनम् ।
वैश्वदेवस्तथातिथ्यं षट्कर्माणि दिने दिने ॥

સ્નાન, સંધ્યા, જપ, દેવપૂજન, વૈશ્વદેવ અને અતિથિપૂજન એ છ દરરોજ કરવાનાં કર્મ છે.

## ષટ્કર્મ તથા તેનું ફળ

સ્નાન : ઈશ્વરપ્રીત્યર્થે સ્નાન-સંધ્યાદિ નિયમિત કરવામાં આવે તો તેથી શુદ્ધિ થાય છે અને પરમાત્માની ભક્તિ અને આત્મજ્ઞાન મેળવવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. વિવિધ પ્રકારનાં સકામ કર્મોથી જેઓ સંસારમાં બંધાયેલા છે, તેમનો છુટકારો નિષ્કામ કર્મથી જ થાય છે. માટે સંધ્યાદિ અવશ્ય કરવાની શાસ્ત્રની આજ્ઞા છે. સંધ્યા કરવી તે ઠીક, પણ તેમાં સ્નાનની શી જરૂર છે, એમ સ્વાભાવિક પ્રશ્ન થાય; તો તેનો ઉત્તર એ છે કે સ્નાન

કર્યા વગર જપ, હોમાદિ કાંઈ પણ કર્મ કરવું ન જોઈએ. કેમકે નિદ્રામાં ઊંચે–નીચેના અંગનો સ્પર્શ થાય છે તેથી શરીર મલિન થાય છે. શરીર સ્વભાવે મલિન છે અને એ સહસ્ર છિદ્રવાળું શરીર દિનરાત સ્રવતું જ રહે છે, પ્રાતઃકાળનું સ્નાન જ તેને શુદ્ધ કરે છે. એટલા માટે પ્રભુ તથા દેવતાઓ પણ સ્નાનની પ્રશંસા કરે છે. સ્નાનથી ઉત્સાહ, તૃપ્તિ, ચિત્તની શાંતિ, શક્તિની વૃદ્ધિ, કાંતિ, દેહની પુષ્ટિ, સૌભાગ્ય, આયુષ્યની વૃદ્ધિ આદિ ગુણ સાંપડે છે, એમ પરાશરાદિ ઋષિઓએ ધર્મશાસ્ત્રમાં બતાવ્યું છે.

સંધ્યા : ઋષિ લોકો લાંબા સમય સુધી સંધ્યાવંદન સહિત જપ કરવાથી લાંબું આયુષ્ય પામ્યા હતા. અને બુદ્ધિ, યશ, કીર્તિ તથા અધ્યયન આદિ નિમિત્તે તેમને બ્રહ્મતેજ પણ સાંપડયું હતું. માટે આયુષ આદિની કામનાવાળાએ લાંબા સમય સુધી સંધ્યોપાસના કરવી જોઈએ. જે દ્વિજાતિ તેમાં પણ વિશેષ કરીને બ્રાહ્મણ સંધ્યા–ઉપાસના કરતો નથી, તે જીવતો છતાં શૂદ્ર જ છે અને મર્યા પછી કૂતરાના જન્મને પ્રાપ્ત થાય છે. સંધ્યા નહિ કરનાર મનુષ્ય હંમેશાં અપવિત્ર રહે છે અને સર્વ કર્મમાં અનધિકારી રહે છે. સંધ્યાવંદનને છોડીને અન્ય જો કોઈ કર્મ કરવામાં આવે છે, તો તે ફળ તેને મળતું નથી. સંધ્યાવંદન અને ગાયત્રીજપથી રહિત બ્રાહ્મણ શૂદ્ર કરતાં પણ વધારે અપવિત્ર છે. ગાયત્રીના તત્ત્વને જાણનારા બ્રાહ્મણ લોકપૂજ્ય થાય છે. તેથી સંધ્યાવંદન અને ગાયત્રી-જપ અવશ્ય કરવાં જોઈએ.

દેવપૂજન : જપ આદિની પેઠે દેવપૂજન પણ કરવું યોગ્ય છે. પંચદેવતાઓનાં નામ વડે દેવતાઓ( શિવ, વિષ્ણુ, સૂર્ય, ગણેશ અને દેવી )નું પંચોપચાર, ષોડશોપચાર તથા રાજોપચાર પૂજન કરવું જોઈએ.

પંચોપચાર : ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય.

ષોડશોપચાર : આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન,

સ્નાન, વસ્ત્ર–ઉપવસ્ત્ર, યજ્ઞોપવીત, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, આરતીકર્મ, નમસ્કાર, મંત્રપુષ્પાંજલિ.

રાજોપચાર : છત્ર, છડી, ચામર, વ્યજન, આદર્શ, અત્તર, તેલ, જલ, અગ્નિ, હૃદય, સૂર્ય, વેદી અને પાષાણાદિ પ્રતિમાઓની ઈશ્વરબુદ્ધિથી પૂજા થાય છે. સૂર્યાદિ નવ ગ્રહો અને ગ્રામદેવતા આદિ સર્વ જનોની પૂજા કરી શકાય છે.

વૈશ્વદેવ : દ્વિજાતિના લોકોએ ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિથી વૈશ્વદેવ કરવો જોઈએ. જો હોમવા યોગ્ય વસ્તુ ન મળે તો દૂધ આદિ પકાવેલી જે પ્રકારની વસ્તુ મળે તેનાથી અથવા ફળફૂલ, ઘાસ વગેરે જે કાંઈ મળી આવે તેનાથી દ્વિજાતિએ વિધિપૂર્વક હવન કરવો જોઈએ. વૈશ્વદેવ કર્યા વગર જે ભોજન કરે છે તે નરકને પામે છે. એ પ્રમાણે પરાશર ઋષિએ કહ્યું છે તથા આપણાં ધર્મશાસ્ત્રોમાં કહેલુ છે. તેથી મીઠાવાળાં શાક આદિને છોડીને બાકી બીજાં હવ્યાન્ન(ચોખા, ઘઉં, ઘી આદિ)નો અગ્નિમાં હોમ કરવો.

**कण्डनी पेषणी चुल्ली उदकुम्भी च मार्जनी।**
**पञ्चसूना गृहस्थस्य ताभिः स्वर्गं न गच्छति॥**

ગૃહસ્થના ઘરમાં સાંબેલું, ઘંટી, ચૂલો, પાણિયારું અને સાવરણી વગેરેના વપરાશથી જીવની હિંસા થાય છે.

આ પાંચ હિંસા–સ્થાનોમાં પાપો ઉત્પન્ન થાય છે તે પાંચ પ્રકારના યજ્ઞ વડે નિવૃત્ત થાય છે, આ પાંચ યજ્ઞ આ પ્રમાણે છે :

**ऋषियज्ञं देवयज्ञं भूतयज्ञं च सर्वदा।**
**नृयज्ञं पितृयज्ञं च यथाशक्ति च हापयेत्॥**

બ્રાહ્મણાદિ ગૃહસ્થ પુરુષે સર્વદા ઋષિયજ્ઞ, દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, મનુષ્યયજ્ઞ અને પિતૃયજ્ઞ આ પાંચ યજ્ઞ યથાશક્તિ કરવા.

વિશેષાર્થ : વેદનું પઠન કરવું તથા સંધ્યોપાસન કરવું તે ઋષિયજ્ઞ કહેવાય છે. અગ્નિહોત્રાદિ કરવાં તે દેવયજ્ઞ કહેવાય છે. બલિ-વૈશ્વદેવ કરવાં તે ભૂતયજ્ઞ કહેવાય છે. ઘેર આવેલા અતિથિ-

ને અન્નાદિ વડે સંતુષ્ટ કરવો તે મનુષ્યયજ્ઞ કહેવાય છે અને શ્રાદ્ધ, તર્પણ કરવાં તે પિતૃયજ્ઞ કહેવાય છે.

અતિથિપૂજન : ભોજનસમયે જે કોઈ અજ્ઞાત અતિથિ આવે તેનો સત્કાર કરવો. જેને કદાપિ દીઠો ન હોય, જેનું ગોત્ર અને શાખા કદાપિ જાણમાં ન હોય, અને જેના આચાર તથા વિદ્યા પણ આપણને અજાણ્યાં હોય અને જે રાત્રિ માત્ર વાસ કરે, તેને અતિથિ કહે છે. તિથિ એક દિવસની કહેવાય છે. એક દિવસથી વધુ રહે નહિ તેથી તેનું નામ અતિથિ કહેવાય છે. કોઈ ગામમાં વિચિત્ર હાસ્યકથા અર્થાત્ સંગીત આદિ વડે ગુજારો ચલાવતો હોય, ગૃહસ્થી હોય, પત્ની તથા અગ્નિયુક્ત હોય અને ભોજનસમયે આવ્યો હોય તોપણ તે અતિથિ ગણાય નહિ. પરંતુ પરગામથી આવ્યો હોય અને વૈશ્વદેવ વખતે અર્થાત્ ભોજનસમયે આવ્યો હોય તેને અતિથિ જાણવો. જે આમંત્રણ દેવાથી આવેલો હોય તે અતિથિ ગણાતો નથી. મનુસ્મૃતિમાં કહ્યું છે કે–

**चौरो वा यदि चाण्डालो शत्रुर्वा पितृघातकः ।**
**वैश्वदेवे तु सम्प्राप्ते सोऽतिथिः सर्वसम्मतः ॥**

ચોર હોય કે ચાંડાલ હોય, શત્રુ કે પિતાનો નાશ કરનાર હોય, પણ જે કોઈ વૈશ્વદેવ (સમયે) આવી ચડે તે અતિથિ સર્વમાન્ય છે.

વળી મિત્ર હોય કે શત્રુ હોય, મૂર્ખ હોય કે પંડિત હોય, પણ જે ભોજનસમયે આવ્યો હોય તેવા અતિથિની સેવાથી સ્વર્ગ મળે છે. જે મનુષ્ય ગરીબ હોય અને જેના ઘરમાં અન્નાદિ ન હોય, તોપણ જે પાથરવાનું ઘાસ, પૃથ્વી, જળ અને મધુર વાણી એટલું તો તેના ઘરમાં હોય જ. તેથી તેણે એટલી વસ્તુથી યે અતિથિનો સત્કાર કરવો જોઈએ. અતિથિ વિષ્ણુરૂપ છે, તે મને તારવા માટે આવ્યો છે, એવું સમજીને તેની ભક્તિપૂર્વક ભોજનને માટે પ્રાર્થના કરવી જોઈએ. જેને ઘેરથી અતિથિ નિરાશ થઈને પાછો ચાલ્યો જાય

છે, તે ગૃહસ્થને અતિથિ પોતાનું પાપ આપીને તેના પુણ્યને લઈ જાય છે.

કર્મ વિધિતંત્ર છે, એટલે કે વિધિને અધીન છે. ભગવતી શ્રુતિએ વિધાન કરેલું છે: अहरहः संध्यामुपासीत। આ પ્રમાણે શાસ્ત્રમાં જે જે કર્મોનું જેવી રીતે વિધાન કરવામાં આવ્યું હોય તેવી રીતે જ તે કરવાં જોઈએ, અને તે જ એટલે વિધિ પ્રમાણે કરેલાં કર્મ જ ફળ આપે છે; જેમકે અમુક સમયે જ સંધ્યા કરવી એ કાલપરક વિધિ કહેવાય છે.

## કાલપરક વિધિ

શાસ્ત્રમાં કહ્યું છે:

**उत्तमां तारकोपेतां मध्यमां सूर्यवर्जिताम्।**
**अधमां सूर्यसंयुक्तां संध्यामाहुर्मनीषिणः॥**

તારા દેખાતા હોય તેવો પ્રાતઃકાળ એટલે ઉત્તમ સંધ્યાકાળ, તારા દેખાતા ન હોય તે મધ્યકાળ અને સૂર્ય ઉદય થયા પછીનો સંધ્યાનો અધમકાળ કહેવાય છે; માટે સંધ્યા પણ શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે જ કરવી.

તેમ જ સૂર્યઅર્ઘ્ય: अर्घ्यदानमर्धोदिते सूर्ये। સૂર્યબિંબ અર્ધોદિત થયું હોય ત્યારે અર્ઘ્યદાન કરવું તેવું શાસ્ત્રવાક્ય છે. એટલે તે સમયે જ અર્ઘ્યદાન કરવું. આ પ્રમાણે હોમ, સ્વાધ્યાય, દેવ, ઋષિ, પિતૃ–તર્પણ વગેરે સત્કાર્યો શાસ્ત્રવિધિ પ્રમાણે જ કરવાં. ષટ્કર્મોના શ્લોકમાં પાઠભેદ પણ છે. તેમાં હોમ, સ્વાધ્યાય અને પિતૃતર્પણ પણ ગણાવ્યાં છે. તે નીચે પ્રમાણે છે:

હોમ: દેવતાઓને ઉદ્દેશી ઘી અને બીજું હુતદ્રવ્ય અગ્નિમાં વિધિપૂર્વક હોમવાથી વાતાવરણ અને તેમાં રહેલા દેવતાઓ પ્રસન્ન થાય છે.

સ્વાધ્યાય: બ્રહ્મયજ્ઞ બ્રહ્મ એટલે વેદનું પારાયણ. જે વિદ્યાનો અભ્યાસ કરવામાં આવેલો છે, તે કદાપિ વિસરાય નહિ તે માટે હમેશાં બની શકે તેટલું, અર્થ સમજીને, વેદોનું જ્ઞાનપૂર્વક

આવર્તન કરવું એનું નામ સ્વાધ્યાય.

દેવ, ઋષિ, પિતૃ–તર્પણ: દેવતાઓ જે પ્રાણીમાત્રને વૃષ્ટિ આદિ અનેક ઉપકારો કરનારા છે. ઋષિઓ જેમણે ઉત્તમ જ્ઞાનની ગંગા વહેવડાવી છે. પિતૃઓ જેઓનું રક્ત આપણા શરીરમાં પરંપરાથી ચાલ્યું આવે છે. આ સહુના ઉપકારના સ્મરણ બદલ હમેશાં તેઓને યાદ કરીને ઋણ અદા કરવું અને પોતાની શ્રદ્ધા-ભક્તિ દર્શાવવી, તેનું નામ દેવ, ઋષિ, પિતૃ–તર્પણ કહેવાય છે.

આ પ્રમાણે દ્વિજ એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય માટે ષટ્કર્મ કહ્યાં છે તે મલદોષને હરનારાં છે.

ભગવાન ગીતામાં પણ કર્મ સંબંધમાં કહે છે:

**यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।**
**यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥**

યજ્ઞ, દાન ને તપરૂપી કર્મ ન તજવું જોઈએ પણ તે અવશ્ય કરવું જોઈએ; કેમકે યજ્ઞ, દાન અને તપરૂપ કર્મો મનુષ્યોને પાવન કરનારાં છે. આ શ્લોકથી યજ્ઞ, દાન અને તપાદિ-રૂપ કર્મની કર્તવ્યતા બતાવી છે.

કર્મયજ્ઞ, ઉપાસનાયજ્ઞ અને જ્ઞાનયજ્ઞ એ યજ્ઞના ત્રણ ભેદ છે. ઉપાસનાયજ્ઞના ભેદ ઉપાસનાની સાધનપદ્ધતિ અને ઉપાસ-નાપદ્ધતિ અંગે છે. મંત્રયોગ, હઠયોગ, લયયોગ અને રાજયોગ એ ચાર ભેદ ઉપાસનાની સાધનપદ્ધતિમાં બતાવ્યા તેમજ છે. ઉપાસનાપદ્ધતિ અનુસાર સગુણ બ્રહ્મની ઉપાસના, નિર્ગુણ બ્રહ્મની ઉપાસના, દેવાદિની ઉપાસના, ઋષિ આદિની ઉપાસના, શિલા તથા મૂર્તિ આદિની ઉપાસના, એમ પાંચ પ્રકારના ભેદ છે.

જ્ઞાનયજ્ઞના શ્રવણ, મનન અને નિદિધ્યાસન એમ ત્રણ ભેદ છે.

આ પ્રકારે કર્મયજ્ઞના સાત્વિક આદિ ભેદથી ૧૮ પ્રકારના ભેદ છે; સાધનપદ્ધતિ અને ઉપાસનાપદ્ધતિ એ બન્ને પ્રકારની ઉપાસનાના સાત્ત્વિક આદિ ભેદથી ૨૭ ભેદ જ્ઞાનયજ્ઞના ...

આદિ ભેદથી ૯ ભેદ; આમ બધા મળીને આવી રીતે ૫૪ પ્રકારના યજ્ઞના ભેદ ભગવાને ગીતામાં કહ્યા છે. એમાં મુમુક્ષુએ તામસ તથા રાજસ કર્માદિકોનો ત્યાગ કરીને સાત્ત્વિક કર્મયજ્ઞ, ઉપાસનાયજ્ઞ અને જ્ઞાનયજ્ઞનો અભ્યાસ કરવાની આવશ્યકતા છે.

### યજ્ઞ—દાન—તપ

#### યજ્ઞ

ભગવાન ગીતામાં કહે છે કે—

यज्ञानां जपयज्ञोऽस्मि। યજ્ઞમાં જપયજ્ઞ હું છું.

આ જપ પણ અધિકારી પરત્વે ભિન્નભિન્ન છે:

મંત્રજપ: ત્રણ પ્રકારના છે: (૧) વૈદિક, (૨) તાંત્રિક અને (૩) પૌરાણિક. તેમાં વૈદિક મંત્રનો અધિકારી ઉપનયન સંસ્કારથી યુક્ત દ્વિજ છે અને તાંત્રિક તથા પૌરાણિકનો તો દરેક અધિકારી છે.

जपश्च द्विविधः प्रोक्तो मानसो वाचिकस्तथा।
उच्चैरुपांशुभेदेन वाचिको द्विविधो मतः॥

જપ બે પ્રકારના છે: માનસ તથા વાચિક. વાચિકના પણ બે ભેદ છે: ઉચ્ચ સ્વરે કરાતો જપ તથા ઉપાંશુ જપ.

उत्तमं मानसं जाप्यमुपांशु चैव मध्यमम्।
अधमं वाचिकं प्राहुरागमार्थविशारदाः॥

માનસ જપ ઉત્તમ કહેવાય છે. ઉપાંશુ (પોતે જ સાંભળી શકે, બીજો ન સાંભળી શકે તેમ બોલાતો) જપ મધ્યમ કહેવાય છે, અને વાચિક એટલે ઉચ્ચ સ્વરે કરાતો જપ શાસ્ત્રવેત્તાઓએ અધમ ગણાવ્યો છે.

#### દાન

બૃહત્પારાશરસ્મૃતિમાં લખ્યું છે:

पात्रस्य हि विशेषेण श्रद्धा दानं तथैव च।
अल्पं वा बहु वा प्रेत्य दानस्यावाप्यते फलम्॥

દાન આપનાર દાતાઓ પોતાની શ્રદ્ધા અનુસાર અને પાત્રની યોગ્યતા અનુસાર અલ્પ અથવા અધિક મૃત્યુ પછી દાનના ફળને પ્રાપ્ત કરે છે.

'દાન અલ્પ અથવા અધિક હોય તોપણ પોતાની શક્તિ અનુસાર આપવું યોગ્ય છે.' એમ જાણીને શ્રદ્ધાથી આપવું. જે માણસ લોકટીકાથી ભય પામીને દાન કરે છે તે નિંદાથી મુક્ત થાય છે, તે દાન કરે છે એમ કહેવાય નહિ. જે માણસ વાસ્તવિક દરિદ્રતાથી પીડાય છે તે જ માણસ દાન કરવાને યોગ્ય પાત્ર છે.

ધર્મશાસ્ત્રમાં લખ્યું છે કે–

> शक्त्यान्नदानं सततं तितिक्षा धर्मनित्यता।
> यथार्हं प्रतिपूजा च सर्वभूतेषु वै सदा ॥

શક્તિ અનુસાર સદા અન્નદાન કરવું જોઈએ. સુખદુઃખને સહન કરવાં, નિત્યધર્મનું હમેશાં આચરણ કરવું અને યોગ્યતા અનુસાર સદાય બધાં પ્રાણીઓનો આદરસત્કાર કરવો.

ક્ષુધાથી પીડાતો હોય તેને અન્ન આપવું અને દુઃખને સહન કરવાનો અભ્યાસ કરવો. જે ધર્મ કલ્યાણકારી છે તેને જાણીને આચરણમાં મૂકવો. પ્રાણીમાત્રમાં ઈશ્વરભાવ કલ્પી તેના તરફ પ્રીતિ રાખવી.

મહાભારતમાં કહ્યું છે કે–

> देयमार्तस्य शयनं परिश्रान्तस्य चासनम्।
> तृषितस्य च पानीयं क्षुधितस्य च भोजनम् ॥

રોગથી પીડાતાને પથારી, થાકેલાને આસન, તરસ્યાને પાણી અને ભૂખ્યાને અન્ન આપવું જોઈએ.

જેને જેને જે વસ્તુનું પ્રયોજન હોય તેને સમયોચિત દાન કરવું જોઈએ. જેને જે જેવી રીતે આપે છે તેને પરમાત્મા તેવી રીતે આપે છે.

બીજાં શાસ્ત્રોમાં કહ્યું છે કે–

अन्नदः सुखमाप्नोति सुतृप्तः सर्ववस्तुषु ।
भूमिदानात्परं नास्ति विद्यादानं ततोऽधिकम् ॥

અન્ન દેનાર સુખ મેળવે છે અને સર્વ વસ્તુથી તૃપ્ત થાય છે. ભૂમિદાન ઉત્તમ દાન છે, પરંતુ વિદ્યાદાન તેનાથી પણ અધિક છે.

માત્ર ધન જ દાનમાં દેવાય છે, એમ માનવાનું નથી. વળી અન્નદાન તે જ ક્ષણે તૃપ્તિ ઉત્પન્ન કરે છે. ભૂમિદાન ઉત્તમ છે તે બહુ કાળ સુધી નાશ પામતું નથી. તે ભૂમિદાન મોટું કહેવાય છે અને વિદ્યાદાન બધાંથી શ્રેષ્ઠ છે, કારણ કે તે લેનાર અને આપનાર બંનેનું કલ્યાણ કરે છે.

### તપ

વ્યાકરણ પ્રમાણે તપ ધાતુનો અર્થ 'સંતાપ કરવો' થાય છે, એટલા માટે શરીરને સંતાપ આપવામાં ચાંદ્રાયણ વગેરે વ્રતોને પણ તપ શબ્દથી ઓળખવામાં આવે છે.

वेदोक्तेन प्रकारेण कृच्छ्रचान्द्रायणादिभिः ।
शरीरशोषणं यत्तत्तप इत्युच्यते बुधैः ॥

શાસ્ત્રોક્ત રીતે કૃચ્છ, ચાંદ્રાયણ આદિ વ્રત વડે શરીરને સુકાવવું તેનું નામ તપ છે, એમ કેટલાક વિદ્વાન લોકો કહે છે.

આ પ્રકારે સૂતસંહિતામાં તપનું લક્ષણ કહ્યું છે. આ તપ કોઈ પાપ કર્યું હોય તે પાપની નિવૃત્તિ માટે પ્રાયશ્ચિત્તરૂપ છે. મુમુક્ષુ માટે ચાંદ્રાયણાદિ તપ ધાતુની વિષમતા દ્વારા હાનિકારક છે. તેથી શરીરમાં ઉપદ્રવ થવાનો સંભવ છે; એટલા માટે ભગવાને મુમુક્ષુઓ માટે શરીર, વાણી અને મનથી થતાં ત્રણ પ્રકારનાં તપ ગીતાના સત્તરમા અધ્યાયમાં કહ્યાં છે:

### ગીતામાં ઉપદેશેલાં ત્રણ પ્રકારનાં તપ

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥

દેવનું, દ્વિજનું, ગુરુનું અને જ્ઞાનીનું પૂજન, પવિત્રતા, સરલતા, બ્રહ્મચર્ય અને અહિંસા એ બધાં શારીરિક અથવા કાયિક તપ કહેવાય છે.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते॥

કોઈને ઉદ્વેગ ન થાય તેવી, સત્યપ્રિય અને હિતકર વાણી બોલવી અને વેદાદિનું અધ્યયન કરવું તથા મંત્રાદિનો જપ કરવો તે બધું વાણીનું તપ કહેવાય છે.

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः।
भावसंशुद्धिरित्येत्तपो मानसमुच्यते॥

મનની પ્રસન્નતા, સૌમ્યતા, મૌન, ઇંદ્રિયોનો નિગ્રહ અને અંતઃકરણની સંશુદ્ધિ–એ માનસિક તપ કહેવાય છે.

## ઉપાસના

'શિવગીતા'માં મહાદેવજી કહે છે કે—

उपसङ्गम्य बुद्धया यदासनं देवतात्मना।
तदुपासनमन्तः स्यात्तद्बहिः सम्पदादयः॥

આપણે જે દેવની ઉપાસના કરીએ તે દેવને આપણા પોતાના સ્વરૂપથી અભિન્ન જાણવા; એમ તે દેવને એક જાણી અંતઃકરણથી તદ્રૂપ થવું. આમ તદ્રૂપતારૂપ સમીપતા મેળવી સ્થિર થવું. આનું નામ ઉપાસના છે. આ ઉપાસના બે પ્રકારની છે: એક આંતરિક ઉપાસના અને બીજી સંપદ્ આદિ બાહ્ય ઉપાસના. સમીપતાને મેળવવી તેને અહંગ્રહ કહે છે. અહંગ્રહ ઉપાસનામાં ઉપાસક ઉપાસ્ય વસ્તુને અભિન્ન કરીને ઉપાસના કરે છે. તે ઉપાસના સગુણબ્રહ્મ અને નિર્ગુણબ્રહ્મ બંનેમાં ઘટે છે.

### બ્રહ્મની સંપદ્ ઉપાસના

સંપદ્ આદિ પ્રતીક ઉપાસનાના ચાર પ્રકાર છે: સંપદ્, આરોપ,

અધ્યાસ અને સંવર્ગ. છાંદોગ્ય ઉપનિષદમાં આ ચારે પ્રકાર છે, પરંતુ આરોપ, અધ્યાસ, સંવર્ગ એ ત્રણ સકામ બતાવ્યા છે, તેથી અત્યારે તો માત્ર સંપદ્ ઉપાસના જ ચાલે છે.

સંપદ્ ઉપાસનાનું લક્ષણ 'શિવગીતા'માં કહ્યું છે કે—

अल्पस्य चाधिकत्वेन गुणयोगाद्विचिन्तनम् ।
अनन्तं वै मन इति संपद्विधिरुदीरितः ॥

કોઈ વસ્તુ અલ્પ ગુણવાળી હોય છતાં તેમાં અનંત ગુણોની ભાવના કરીને જે ચિંતન કરવામાં આવે છે, તે સંપદ્ ઉપાસના કહેવાય છે. મન અનંત છે એમ કલ્પના કરીને જે ઉપાસના બતાવી છે, તેને સંપદ્ ઉપાસનાનો વિધિ કહે છે.

પ્રતીક ઉપાસના એટલે અન્યમાં અન્ય બુદ્ધિ વડે ઉપાસના કરવી તે. 'છાંદોગ્ય ઉપનિષદ'માં કહે છે, કે मनो ब्रह्मेत्युपासीत। મનને બ્રહ્મ કરીને ઉપાસના કરવી. અહીં મન અલ્પ છે, છતાં અધિકતાના ગુણ વડે તે 'વ્યાપક બ્રહ્મ' છે એમ કરી ઉપાસના કરવી એમ બતાવ્યું છે. આમ અલ્પ ગુણ છતાં અનંત ગુણની ભાવનાથી ચિંતન થયું. આ અધ્યાત્મ સંપદ્ ઉપાસના છે.

છાંદોગ્ય ઉપનિષદમાં કહે છે, કે आकाशो ब्रह्मः। આકાશ બ્રહ્મ છે. અહીં બ્રહ્મની અપેક્ષાએ આકાશ અલ્પ છે, તે 'વ્યાપક બ્રહ્મ' છે એમ કરી ઉપાસના કરવી. આ અધિદેવ સંપદ્ ઉપાસના છે. આ પ્રમાણે સંપદ્ ઉપાસનામાં પણ બે પ્રકાર થાય છે: (૧) અધ્યાત્મ સંપદ્ ઉપાસના (અંતરની ઉપાસના) અને (૨) અધિદેવ સંપદ્ ઉપાસના (બાહ્ય ઉપાસના).

'બૃહદારણ્યકોપનિષદ'માં યાજ્ઞવલ્ક્ય ઋષિ જનક રાજાને પૂછે છે, કે 'તમે શાની ઉપાસના કરો છો?'

જનકરાજા કહે છે: હું પ્રતીક ઉપાસના કરું છું.

યાજ્ઞવલ્ક્ય : કેવી રીતે કરો છો ?

જનક : (૧) आकाशे पुरुषः एतमेवाहं ब्रह्मोपासयते ।
હું આકાશને પૂર્ણ કરીને એ પ્રકારે બ્રહ્મોપાસના કરું છું.
(૨) वायौ पुरुषः एतमेवाहं ब्रह्मोपासयते ।
હું વાયુને પૂર્ણ કરીને એ પ્રકારે બ્રહ્મોપાસના કરું છું.
(૩) अग्नौ पुरुषः एतमेवाहं ब्रह्मोपासयते ।
હું અગ્નિને પૂર્ણ કરીને એ પ્રકારે બ્રહ્મોપાસના કરું છું.
(૪) अप्सु पुरुषः एतमेवाहं ब्रह्मोपासयते ।
હું પાણીને પૂર્ણ કરીને એ પ્રકારે બ્રહ્મોપાસના કરું છું.
(૫) आदित्ये पुरुषः एतमेवाहं ब्रह्मोपासयते ।
હું સૂર્યને પૂર્ણ કરીને એ પ્રકારે બ્રહ્મોપાસના કરું છું.

આ બધી વેદોક્ત પ્રતીક ઉપાસના છે. પંચાયતન વગેરે જે ઉપાસના છે તે પુરાણોક્ત પ્રતીક છે. એટલે કે વિષ્ણુ, શિવ, ગણેશ, દેવી અને સૂર્ય એ પાંચ દેવોની ઉપાસના પંચાયતન ઉપાસના કહેવાય છે. શાલિગ્રામ અલ્પ છે એટલે તેની અધિકત્વ એટલે વ્યાપક એવા વિષ્ણુ ભગવાન તરીકે ઉપાસના કરવી; અને નર્મદેશ્વર અલ્પ છે, તેની અધિકત્વ એટલે વ્યાપક એવા શિવ ભગવાન તરીકે (તેમાં શિવબુદ્ધિ કરીને) ઉપાસના કરવી. આવી રીતે સૂર્ય, જગદંબા અને ગણેશ વગેરેની ઉપાસના કરવી.

વર્તમાનકાળમાં આગળ કહેલી વેદોક્ત પ્રતીક ઉપાસના ખાસ જોવામાં આવતી નથી. અત્યારે વિશેષ પુરાણોક્ત પ્રતીક ઉપાસના જોવામાં આવે છે. આ પુરાણોક્ત પ્રતીક ઉપાસના પણ અત્યારે વિધિપૂર્વક થતી જોવામાં આવતી નથી.

ઉપાસના એ પુરુષતંત્ર છે; એટલે કે તે પુરુષને આધીન છે. પુરુષતંત્ર એટલે વિધિ, વિશ્વાસ, ઇચ્છા અને હઠ: આમ

ઉપાસના એ વિધિતંત્રથી યુક્ત પુરુષતંત્ર છે. હવે વિધિ, વિશ્વાસ આદિ સમજીએ.

વિધિ: દેવ અને શાસ્ત્રોનાં વચન પ્રમાણે જે રીતથી પુરુષે ઉપાસના કરવાની હોય, તે રીત એ વિધિ છે. આને વિધિતંત્રયુક્ત પુરુષતંત્ર કહેવાય છે. તંત્ર=અધીન એટલે વિધિને અધીન રહીને જ પુરુષે જે ઉપાસના કરવાની હોય છે, તે વિધિતંત્રયુક્ત પુરુષતંત્ર કહેવાય છે.

વિશ્વાસ: ગુરુનાં અને વેદનાં વાક્યોમાં શ્રદ્ધા રાખવી એટલે સંશય–વિપર્યય છોડીને ઉપાસનામાં પ્રવૃત્તિ કરવી તે વિશ્વાસ છે.

ઇચ્છા: અનેક ઉપાસનાના અનેક પ્રકારો બતાવ્યા હોય તેમાંથી અમુક જ પ્રકાર પોતાને રુચે અને તે શાસ્ત્રોક્ત પ્રકારે ઉપાસના કરવી, તે ઇચ્છા કહેવાય છે.

હઠ: શાસ્ત્રે કહેલા વિધિને ફળપ્રાપ્તિ પર્યંત વળગી રહેવું તેનું નામ હઠ છે.

જેમ मनो ब्रह्मेत्युपासीत। મન અલ્પ છે (અણુપ્રમાણ છે), એમાં બ્રહ્મબુદ્ધિ કરીને ઉપાસના કરવી એ વેદોક્ત પ્રતીક છે; અને શાલિગ્રામમાં વિષ્ણુબુદ્ધિ કરીને ઉપાસના કરવી તે પુરાણોક્ત પ્રતીક છે. શાલિગ્રામ અલ્પ છે એટલે એમાં વિષ્ણુવ્યાપક બુદ્ધિ કરીને ઉપાસના કરવી એ પુરુષતંત્ર (ભાવનાત્મક) ઉપાસના છે.

પહેલાં શાલિગ્રામને અભિષેક કરી ચંદન–પુષ્પ ચડાવવાં, નૈવેદ્ય ધરવું અને પછી પદ્માસન વાળીને એકાગ્ર ચિત્ત વડે ધ્યાન કરવું. આમ શાલિગ્રામ કે લિંગ જેવા સ્થૂલ સ્વરૂપને સામે રાખવા છતાં તેનાથી પરભૂમાસ્વરૂપ બ્રહ્મની તરફ એકાગ્ર વૃત્તિથી ઉપાસના કરવી (અર્થાત્ ધ્યાન કરવું). આ પ્રતીક ઉપાસના કહેવાય છે (અથવા પ્રતીક ધ્યાન કહેવાય છે). એવી રીતે નર્મદેશ્વર, રામ

અને કૃષ્ણાદિની મૂર્તિ વિશે સમજી લેવું. પરંતુ વર્તમાનકાળમાં આ પ્રતીક ઉપાસના યથાવિધિ કરવામાં આવતી નથી.

### સંવાદી-વિસંવાદી ઉપાસના

મણિમાં મણિબુદ્ધિથી (જે જેવું છે તેને તેવી રીતે) ઉપાસના કરવી તે સંવાદી ઉપાસના કહેવાય છે.

દીપમાં મણિબુદ્ધિથી ઉપાસના કરવી તે વિસંવાદી ઉપાસના કહેવાય છે.

શિવની મૂર્તિ (લિંગ) સામે રાખીને, તે મૂર્તિને છોડીને, શિવ એટલે કલ્યાણકારી બ્રહ્મની ઉપાસના કરવી. વિષ્ણુની મૂર્તિ સમક્ષ બેસીને વિષ્ણુ એટલે વ્યાપક બ્રહ્મની ઉપાસના કરવી. ગણેશની પ્રતિમા સમક્ષ બેસીને ગણોના પતિ અખિલ બ્રહ્માંડના નાયક એવા પરબ્રહ્મની ઉપાસના કરવી. સૂર્યની ઉપાસના કરતી વખતે વ્યાપક અને પૂર્ણ બ્રહ્મની ભાવના કરી ઉપાસના કરવી. આ પ્રમાણે દેવીની ઉપાસના—એટલે તાંત્રિક મત પ્રમાણે માયા વિશિષ્ટ બ્રહ્મની સ્ત્રીબુદ્ધિ કરીને ઉપાસના—કરવી.

એ જ પ્રમાણે કૃષ્ણની ઉપાસના કરતી વખતે भूसत्तायाम् એટલે કૃષ્ણ શબ્દ ભૂવાચક છે; માટે અવિનાશી એવા બ્રહ્મની ઉપાસના કરવી અને રામની ઉપાસના કરતી વખતે रम्क्रीडायाम्। એટલે रम् ધાતુ ક્રીડાના અર્થમાં હોવાથી યોગીઓના હૃદયમાં ક્રીડા કરનાર એવા પરબ્રહ્મની ઉપાસના કરવી. શાસ્ત્રમાં કહ્યું છે કે—

**संवादी ब्रह्मवद् ब्रह्मतत्त्वोपास्याद्विमुच्यते।** કૃષ્ણાદિનું ધ્યાન ધરતી વેળા મોર, મુગટ, પીતાંબરધારી કૃષ્ણનું ધ્યાન ધરવાથી વિસંવાદી બ્રહ્મોપાસના થાય છે; કેમકે કૃષ્ણ, રામ વગેરે શરીરોને આચાર્ય ભગવાન માયાવિશિષ્ટ કહે છે, પરંતુ તે વર્તમાનકાળમાં નથી. કેમકે આ બધી પરિચ્છિન્ન ઉપાસના હોવાથી

તે પ્રતીક ઉપાસના કહેવાય છે. આ બ્રહ્મોપાસના નથી, કારણકે જ્યાં સુધી બ્રહ્મને અવલંબન કરવાની જેની બુદ્ધિમાં શક્તિ નથી, એવા માટે આ પરિચ્છિન્ન પ્રતીક ઉપાસના છે.

આ સંબંધમાં કેનોપનિષદમાં કહ્યું છે :

यन्मनसा न मनुते येनाहुर्मनो मतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥

જેને મન વડે કોઈ જાણતું નથી પણ જેના વડે જ મન જાણે છે, તેને જ તું બ્રહ્મ જાણ્. આ જે પરિચ્છિન્ન પદાર્થોની ઉપાસના કરે છે, તે બ્રહ્મ નથી.

તાત્પર્ય કે સૂર્યાદિક એ વેદોક્ત પ્રતીક છે અને પંચાયતન દેવ એ પુરાણોક્ત પ્રતીક છે; એટલે આ બધી પ્રતીક ઉપાસના છે. એટલે જે જે પરિચ્છિન્ન ઉપાસના છે તે પ્રતીક ઉપાસના કહેવાય છે. આ શ્રુતિમાં પરિચ્છિન્ન ઉપાસના કહી છે. હવે તે વખતે પુરાણોક્ત પ્રતીક એટલે કે વિષ્ણુ, નર્મદેશ્વર આદિ નહોતા, તેથી સૂર્ય, ચંદ્ર અને અગ્નિ વગેરે આ બધા વેદોક્ત પ્રતીકને પરિચ્છિન્ન કહેલું છે. આમ તે કાળમાં આ શાલિગ્રામ આદિ નહોતા તેથી આની અપેક્ષાએ આ પુરાણોક્ત પ્રતીક એટલે કે પંચાયતનદેવ (શાલિગ્રામ, નર્મદેશ્વર, ગણેશ, સૂર્ય અને દેવી) વગેરેની બધી ઉપાસના પરિચ્છિન્ન ભાવે કરવામાં આવે તે પ્રતીક ઉપાસના કહેવાય છે. (આ પ્રમાણે પુરાણોક્ત પણ સમજી લેવું.)

મહારાજા સાહેબ : હું કેટલાક લોકોને જોઉં છું, તો તેઓ મૂર્તિપૂજા જ કાયમ માટે કરતા હોય છે અને જિંદગી સુધી તે છૂટતી નથી તો તેનું કારણ શું ?

સ્વામી પ્રકાશાનંદ : જે લોકો જડબુદ્ધિ હોય છે તેમને આખર સુધી મૂર્તિપૂજા છૂટતી નથી, પરંતુ જે બુદ્ધિશાળી હોય છે તેમને અમુક સમયે આપોઆપ છૂટી જાય છે, અને તે બ્રહ્મોપાસનામાં

જાય છે.

આના ઉપર એક વિનોદની વાર્તા છે:

એક બ્રાહ્મણ હતો. તે દરરોજ ખૂબ જ ભાવપૂર્વક શિવલિંગની પૂજા કરતો હતો અને તેણે શિવલિંગને પધરાવવા માટે ખાસ એક ચાંદીનું થાળું બનાવ્યું હતું. એ પ્રમાણે ચંદન, પુષ્પ, અક્ષત વગેરે ચડાવી દરરોજ વિધિપૂર્વક તેની પૂજા કરતો હતો. તેમાં એક વખત એક ઉંદર આવ્યો. તે શિવલિંગ ઉપર ચડાવેલા અક્ષતના દાણા જોઈ તેને તે ખાવાની ઇચ્છા થઈ, એટલે તે શિવલિંગ ઉપર ચઢીને અક્ષતના દાણા ખાવા લાગ્યો. આમ તે દાણા ખાવા ગયો, એટલે શિવલિંગ થાળા પરથી નીચે પડી ગયું. આ જોઈ બ્રાહ્મણને થયું કે હું સમજતો હતો કે શિવલિંગમાં મહાન શક્તિ છે, પરંતુ અત્યાર સુધી હું ખોટા ભ્રમમાં જ હતો; કેમકે આ નાના સરખા ઉંદરે પણ તેને થાળા પરથી નીચે પાડી દીધા એટલે જરૂર તે શિવલિંગ કરતાં વધારે શક્તિવાળો છે, તેથી તે જ પૂજા કરવા યોગ્ય છે. આમ વિચારી તે બ્રાહ્મણે બીજા દિવસથી તેટલા જ ભાવપૂર્વક ઉંદરની પૂજા કરવા માંડી અને તેને દરરોજ અક્ષત, પુષ્પ વગેરે ચડાવવા લાગ્યો. ઉંદરને તો વગર મહેનતે અક્ષત વગેરે ખાવાનું મળવા માંડ્યું, તેથી ત્યાં દરરોજ ઘણા જ ઉંદરો ભેગા થવા લાગ્યા. તેવામાં એક દિવસે એક બિલાડી આવી અને એક ઉંદરને ઉપાડી ગઈ. તેથી બ્રાહ્મણને થયું ઉંદર કરતાં તો બિલાડી વધુ શક્તિવાળી છે. તેથી બીજા દિવસથી ઉંદરને બદલે તેણે બિલાડીની પૂજા કરવી શરૂ કરી. તેમ કરતાંકરતાં એક વખત એક કૂતરો તે બિલાડીને ઉપાડી ગયો, તેથી બ્રાહ્મણને થયું કે બિલાડી કરતાં આ કૂતરો જ વધુ શક્તિવાળો છે, એટલે બિલાડીને બદલે તેણે તે કૂતરાની પૂજા કરવા માંડી. હવે એક દિવસ એવું બન્યું કે જ્યારે તે બ્રાહ્મણ બહાર ફરીને પોતાને ઘેર પાછો ફરતો હતો, ત્યારે તેણે તે જ કૂતરાને પોતાના ઘરના રસોડામાં ઘૂસી ગયેલો જોયો અને તેની

પાછળ તેની પત્ની લાકડી વતી તે કૂતરાને મારતી હતી. આ જોઈ તેને થયુ, કે કૂતરા કરતાં તો મારી પત્ની જ વધુ શક્તિવાળી છે, માટે મારે તેની જ પૂજા કરવી જોઈએ. એટલે તેમ વિચારી બીજા દિવસથી તે પોતાની પત્નીની પૂજા કરવા લાગ્યો. એક વખત તેની પત્નીએ ભૂલથી દાળમા જરા મીઠુ વધારે નાખી દીધુ. તે બ્રાહ્મણ જ્યારે જમવા બેઠો, ત્યારે તેને દાળ બહુ જ ખારી લાગી. એ એકદમ ગુસ્સે થઈ ગયો તે તેની પત્નીને કહેવા લાગ્યો, કે આજે તે મારુ ભોજન બગાડી નાખ્યુ. પોતાનો ગુસ્સો કાબૂમાં નહિ રહેતા તેણે પોતાની પત્નીને લાકડી વતી માર માર્યો. પછી તેને પોતાને વિચાર આવ્યો, કે આજ સુધી હુ મારી પત્નીની ખોટી પૂજા કરતો હતો, કેમકે જેની હુ પૂજા કરતો હતો તેને જ મે આજે લાકડી વતી માર માર્યો છે, માટે તેના કરતા હું જ વધારે શકિતવાળો છુ અને હુ પોતે જ પૂજવા યોગ્ય છું. અત્યાર સુધી જે મે પૂજા કરી તે નિરર્થક હતી.

એટલે કહેવાનુ તાત્પર્ય એ છે, કે જ્યારે માણસને પરમેશ્વરના સાચા સ્વરૂપનુ યથાર્થ જ્ઞાન થાય છે. ત્યારે જ મૂર્તિપૂજા આપોઆપ છૂટી જાય છે.

આ સાભળીને મહારાજા સાહેબ ખૂબ હસવા લાગ્યા.

મહારાજા સાહેબ: મૂર્તિપૂજા દરેકને માટે જરૂરી છે, કે અપવાદરૂપે પણ કોઈ મૂર્તિપૂજા કર્યા વગર બ્રહ્મોપાસના કરી શકે?

સ્વામી પ્રકાશાનદ: મદ બુદ્ધિવાળાને માટે મૂર્તિપૂજા જરૂરી છે, પરતુ સૂક્ષ્મ બુદ્ધિવાળાને માટે મૂર્તિપૂજાની જરૂર નથી.

ભગવાને મહાભારતમા ઉત્તરગીતામા કહ્યુ છે કે–

अग्निर्देवो द्विजातीना मुनीनां हृदि दैवतम्।
प्रतिमा स्वल्पबुद्धिनां सर्वत्र समदर्शिनाम् ॥

દ્વિજાતિના દેવતા અગ્નિ છે. મુનિના દેવતા તેના હૃદયમાં

છે. સ્વલ્પ બુદ્ધિવાળાના દેવતા મૂર્તિ છે અને સમદર્શીને સર્વત્ર દેવતા છે.

**तीर्थानि तोयरूपाणि देवान्पाषाणमृण्मयान् ।**
**योगिनो न प्रपद्यन्ते आत्मध्यानपरायणाः ॥**

તીર્થો જળરૂપ છે અને મૂર્તિઓ પથ્થર અથવા ધાતુ કે માટીની છે. તેથી આત્માનું ધ્યાન કરનારા યોગીઓ તીર્થ કે મૂર્તિને માનતા નથી.

અન્ય શાસ્ત્રોમાં પણ લખ્યુ છે કે–

**पाषाणलोहमणिमृण्मयविग्रहेषु ।**
**पूजा पुनर्जननभोगकरी मुमुक्षोः ॥**
**तस्माद् यतिः स्वहृदयार्चनमेव कुर्यात् ।**
**बाह्यार्चनं परिहरेदपुनर्भवाय ॥**

પાષાણ, ધાતુ, મણિ (સ્ફટિકાદિ) તથા મૃત્તિકા આદિની પ્રતિમાઓની પૂજા મુમુક્ષુજનોને પુનર્જન્મ તથા ભોગ દેનારી છે. તેથી પુનર્જન્મ ટાળવા માટે યતિ પોતાના હૃદયમાં જ દેવાર્ચન કરે ને બાહ્યાર્ચન તજે.

મહારાજા સાહેબ : બ્રહ્મોપાસના કોને કહેવાય ?

સ્વામી પ્રકાશાનંદ : ઉપાસ્ય દેવને અનુસરીને ઉપાસના કરવી તે બ્રહ્મોપાસના કહેવાય છે. તેમાં પણ સગુણ અને નિર્ગુણ એમ બે પ્રકાર છે. માયાવિશિષ્ટ ઈશ્વર સગુણબ્રહ્મ કહેવાય છે અને માયારહિત ઈશ્વર નિર્ગુણબ્રહ્મ કહેવાય છે; આ સગુણ–નિર્ગુણ બ્રહ્મોપાસનામાં બ્રાહ્ય-પ્રતિમાની આવશ્યકતા નથી.

### સગુણ બ્રહ્મોપાસના

શ્વેતાશ્વતર ઉપનિષદમાં કહે છે, કે–

मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।
तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥

જિજ્ઞાસુએ જગતના મૂળકારણરૂપ પ્રકૃતિને માયા જાણવી અને માયાના સ્વામીને મહાન ઈશ્વર કે પ્રભુ તરીકે જાણવા. એ જ માયા વડે કલ્પેલા તે ઈશ્વરના અવયવોથી આ આખું જગત વ્યાપ્ત થયેલું સમજવું. જેનું ચિત્ત નિર્ગુણ બ્રહ્મને અવલંબન કરવા શક્તિમાન ન હોય, તેવા લોકો માટે આ સગુણ બ્રહ્મોપાસનાનું વિધાન છે.

### નિર્ગુણ બ્રહ્મોપાસના

**एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ।**
**कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च ॥**

એ એક દેવ સર્વ ભૂતોમાં છુપાયેલો, સર્વવ્યાપી, સર્વ ભૂતોનો અંતરાત્મા, કર્મોનો અધ્યક્ષ અને સર્વ ભૂતોના નિવાસસ્થાનરૂપ છે. એ પરમાત્મા સાક્ષીરૂપ છે, ચિત્સ્વરૂપ છે, આકારરહિત છે અને નિર્ગુણતત્ત્વ એટલે સત્ત્વ, રજ અને તમ આ ત્રણ ગુણોથી રહિત છે.

## સચ્ચિદાનંદસ્વરૂપ નિર્ગુણ બ્રહ્મ

सत्यं ज्ञानमनन्तं ब्रह्म । બ્રહ્મ તે જ સતરૂપ અને આનંદરૂપ છે અને આ જ બ્રહ્મને બ્રહ્મવિત્ પુરુષો પામે છે. આ સ્થળમાં सत्यं ज्ञानमनन्तं ब्रह्म । એ સ્વરૂપલક્ષણ છે. આ લક્ષણમાં બ્રહ્મ પદ લક્ષ્યપરક-વિશેષપરક છે (લક્ષ્યને જણાવનારું છે). સત્ય, જ્ઞાન અને અનંત એ બીજા અર્થોને નહી બતાવતાં પોતે બ્રહ્મનાં વિશેષણ છે અને વિશેષ્યવિશેષ ભાવથી આ શ્રુતિમાં સામાનાધિકરણ્ય સંબંધબોધક, એક વિભક્તિવાળાં સત્ય, જ્ઞાન અને અનંત એ ત્રણે પદો છે. સત્ય પદથી બ્રહ્મથી ભિન્ન અનર્થ– અનિત્ય પદાર્થ લઈ શકાતા નથી. અને જ્ઞાન પદથી જડ અને અપ્રકાશ પદાર્થો લેવાતા નથી અને અનંત પદ દેશ, કાળ અને વસ્તુરહિત બ્રહ્મમાં બોધન કરે છે.

કોઈ પણ પદાર્થ લક્ષણથી જણાવવામાં આવે છે અને તે લક્ષણમાં જેટલાં પદો હોય છે તે બધાં પદો કોઈ પણ પદાર્થને નહીં બતાવી લક્ષ્યાર્થ દેખાડે છે. જેમકે 'નીલું કમળ,' 'રક્ત કમળ.' આ ઠેકાણે નીલા કમળને માટે દેખાડવું હોય ત્યારે રક્ત કમળ ન બતાવવું જોઈએ. તો તે પ્રમાણે નીલ પદથી થઈ શકે છે. અર્થાત્ નીલ કમળ આવી રીતે જ્યારે અનેક દ્રવ્યો હોય ત્યારે અનેક વિશેષણોને લગાડી અનેક વિશેષ્યોને જુદાં જણાવ-.વામાં આવે છે. અહીં તો નિર્ગુણ બ્રહ્મ એક જ છે. એટલે બીજાં અનેક વિશેષણોને લગાડવાની કાંઈ જરૂર નથી. જેમ સૂર્ય એક જ છે, તો પછી આ 'એકસૂર્ય' એમ એક પદને સૂર્યના વિશેષણ તરીકે કહેવું તે નિરર્થક છે. આવી રીતે નિર્ગુણ બ્રહ્મને પરોક્ષ દ્વારા જાણીને ઉપાસના કરવી એટલે ધ્યાન કરવું.

મહારાજા સાહેબ: કેટલાક એમ કહે છે, કે વસ્તુ જોયેલી હોય તેનું ધ્યાન થઈ શકે, પરંતુ જે વસ્તુ જોયેલી નથી તેનું ધ્યાન કેમ થઈ શકે?

સ્વામી પ્રકાશાનંદ: જે વસ્તુ હોય તેનું તો અપરોક્ષ જ્ઞાન થઈ ગયું, પછી તેનું ધ્યાન કરવાનું રહેતું નથી. જે વસ્તુને પરોક્ષ દ્વારા જાણે છે તેનું અપરોક્ષ જ્ઞાન થવા માટે ઉપાસના કરે છે, તે પછી અપરોક્ષ જ્ઞાન થાય છે.

આ સંબંધમાં પંચદશીમાં ધ્યાનદીપમાં લખે છે કે—

> वेदान्तेभ्यो ब्रह्मतत्त्वमखण्डैकरसात्मकम् ।
> परोक्षमवगम्यैतदहमस्मीत्युपासते ॥

ઉપનિષદોમાંથી અખંડ એકરસ એવા બ્રહ્મતત્ત્વને પરોક્ષ દ્વારા જાણીને 'હું બ્રહ્મ છું' એવી રીતે ઉપાસના (ધ્યાન) કરવી. એટલે કે ધ્યાન પરોક્ષનું જ થઈ શકે છે; પદાર્થ અપરોક્ષ થયો એટલે જ્ઞાન થઈ ગયું; પછી તે માટે ધ્યાન કરવાનું રહેતું નથી.

મહારાજા સાહેબ: શાસ્ત્રમાં નિર્ગુણ બ્રહ્મને મનનો અવિષય લખે છે તો પછી ધ્યાન કેમ થાય?

સ્વામી પ્રકાશાનંદ: રામગીતામાં કહ્યું છે કે–

यद् ब्रह्म निर्गुणं प्रोक्तं द्विविधं तत्प्रचक्ष्यते।
सलक्षणमिति ध्येयं ध्येयातीतमलक्षणम्॥

નિર્ગુણ બ્રહ્મ બે પ્રકારનું કહેલ છે: જે સચ્ચિદાનંદરૂપે ધ્યાનમાં આવે છે તેને સલક્ષણ બ્રહ્મ અને જે ધ્યેયથી અતીત છે તે અલક્ષણ બ્રહ્મ છે.

માટે શાસ્ત્રમાં જે સચ્ચિદાનંદસ્વરૂપ બ્રહ્મ કહ્યું છે, તેનું જ ધ્યાન કરવું.

### જ્ઞાન

જગતના સર્વ વ્યવહારોનું અસાધારણ કારણ જ્ઞાન હોય છે. પદાર્થજ્ઞાન વિના પદાર્થ સંબંધી વ્યવહાર થઈ શકતો નથી. જ્ઞાન પરોક્ષ અને અપરોક્ષના ભેદથી બે પ્રકારનું હોય છે. ભેદવિશિષ્ટ જે વિષયવિષયક જ્ઞાન તે પરોક્ષ હોય છે. પરોક્ષ જ્ઞાન વિના કોઈ પદાર્થનું ઘણું કરીને અપરોક્ષ જ્ઞાન થતું નથી. અપરોક્ષ જ્ઞાન ચક્ષુરાદિ ઇંદ્રિયોથી કિંવા અભેદબોધક વાક્યોથી થાય છે. કર્મો નિષ્કામ કે સકામ કરવામાં આવે છે, તેમાં પણ તે તે શબ્દ વિષેના જ્ઞાનથી જ કરવામાં આવે છે. માટે કર્મ પ્રત્યે પણ જ્ઞાનને જ કારણતા છે. તેમ જ ઉપાસના પ્રત્યે પણ જ્ઞાનને જ કારણતા છે. કારણ કે ઉપાસ્ય પદાર્થ તથા ઉપાસનાનાં સાધનોનું જ્ઞાન ન હોય તો ઉપાસના થઈ શકે નહિ. ઉપાસના તથા જ્ઞાન બન્ને મનોવૃત્તિરૂપે છે.

### જીવ અને પરમાત્માનાં સ્વરૂપબોધક અવાંતર વાક્યો

જીવ અને પરમાત્માનાં સ્વરૂપબોધક જે વાક્યો તેને અવાંતર વાક્યો કહે છે. જેમકે य एष हृद्यन्तर्ज्योतिर्पुरुषः। શ્રુતિના વચન પ્રમાણે

હૃદયમાં રહેલી અંતર્જ્યોતિ તે આ જ પુરુષ છે. જીવને પ્રતિપાદન કરવાવાળાં આ અવાંતર વાક્યો છે. सत्यं ज्ञानमनंतं ब्रह्म। તે બ્રહ્મને પ્રતિપાદન કરનાર અવાંતર વાક્યો છે. જીવ અને બ્રહ્મની અભેદતાને પ્રતિપાદન કરનારાં વેદાંતવાક્યોને મહાવાક્યો કહે છે; જેમકે तत्त्वमसि। મહાવાક્યના શ્રવણ–મનનથી અદૃઢ અપરોક્ષ જ્ઞાન થાય છે. પછી નિદિધ્યાસન( ધ્યાન )થી સમાધિ દ્વારા દૃઢ અપરોક્ષ જ્ઞાન થાય છે.

આ જે જ્ઞાન અને કર્મની ઉપાસના દ્વારા સર્વ પ્રકારના માયિક પદાર્થોમાંથી જ્યારે કામનાઓ નષ્ટ થાય છે, ત્યારે આ શરીરમાં બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

આ સંબંધી શ્રુતિમાં કહ્યું છે કે–

यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि स्थिताः।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥

આની બુદ્ધિમાં રહેલી જે કામનાઓ ( છે તે ) સર્વ જ્યારે નાશ પામે છે, ત્યારે મનુષ્ય મરણરહિત થાય છે ( અને ) અહીં જ બ્રહ્મને પામે છે ( સાક્ષાત્કાર કરે છે ).

બોધ પહેલાં આ બ્રહ્મવેત્તાની બુદ્ધિમાં રહેલી શરીરની સ્થિતિને માટે અન્નપાનાદિકમાં પ્રવૃત્તિના કારણરૂપ ઇચ્છાથી ભિન્ન આ લોકના ઐશ્વર્યની વા સ્વર્ગાદિ સર્વ પ્રકારની કામનાઓ જ્યારે નાશ પામે છે, ત્યારે મરણધર્મવાળો તે બોધ પછી અવિદ્યા, કામ ને કર્મરૂપ મૃત્યુના વિનાશથી અથવા બીજા લોકમાં ગમનના કારણરૂપ મૃત્યુના વિનાશથી મરણરહિત થાય છે, અને ગમનના અભાવથી આ જ શરીરમાં સર્વ બંધનોની નિવૃત્તિથી બ્રહ્મસુખને પામે છે.

શ્વેતાશ્વતરોપનિષદમાં કહ્યું છે કે–

वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात्।
तमेव विदित्वाऽति मृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥

મહાન, પ્રકાશરૂપ (ને) અજ્ઞાનથી પર આ પરમાત્માને હું જાણું છું. તે( પરમાત્મા )ને જ જાણીને ( અધિકારી ) મૃત્યુનું ઉલ્લંઘન કરે છે. મોક્ષપ્રાપ્તિ માટે જ્ઞાન સિવાય અન્ય કોઈ સાધન નથી.

આ સંબંધી શાસ્ત્રમાં કહ્યું છે કે–

**न मोक्षो नभसः पृष्ठे न पाताले न भूतले।**
**अज्ञानहृदयग्रन्थेर्नाशो मोक्ष इति स्मृतः ॥**

આકાશમંડળમાં મોક્ષ નથી, પાતાળમાં કે ભૂતળમાં મોક્ષ નથી, પરંતુ હૃદયમાં અજ્ઞાનરૂપ જે ગ્રંથિ છે તેનો નાશ કરવો એ જ મોક્ષ કહેવાય છે. એટલે કે દુઃખનિવૃત્તિ અને સુખપ્રાપ્તિ એ જ મોક્ષ છે અને એથી જીવતાં જ જીવન્મુક્ત થવાય છે.

મહારાજા સાહેબ : આપ ફરી વાંસદા ક્યારે પધારશો ?

સ્વામી પ્રકાશાનંદ : તે તો અન્નજળની વાત છે!

મહારાજા સાહેબ : એમ નહિ, ચાતુર્માસ અહીં કરો તો સારું!

સ્વામી પ્રકાશાનંદ : ગાડીમાં ન બેસે એ લોકો માટે ચાતુર્માસનું પાલન જરૂરી છે; જેમકે જૈન સાધુઓ ગાડીમાં બેસતા નથી એટલે એમને માટે એ બરાબર છે.

મહારાજા સાહેબ : તોપણ હું આપને અહીં પધારવાની અરજ કરું છું.

સ્વામી પ્રકાશાનંદ : વાંસદામાં ઝાડી, જંગલ અને એકાંત છે એટલે કોઈ વખત મન આકર્ષાય ખરું! તોપણ વચન ન આપી શકું, કારણકે વચન આપું તો મારે તે પાળવું પડે.

## પ્રસંગ ૨ જો

લગભગ પોણા બે વર્ષ પછી સ્વામી પ્રકાશાનંદજી વાંસદા પધાર્યા હતા. તે અગાઉ મહારાજા સાહેબના અગિયાર વર્ષના એકના એક કુમાર સાહેબનું ઍપેન્ડીસાઈટીસના દર્દમાં અવસાન થયું હતું. ઑપરેશન પછી મુંબઈમાં એમના બંગલામાં આ અવસાન થયું હતું. મહારાજા સાહેબને આનો ખૂબ જ આઘાત લાગ્યો હતો.

સ્વામીજી વાંસદા પધાર્યા તે જ દિવસે સાંજના મહારાજા સાહેબ મહાદેવમાં પધાર્યા. એ ખૂબ જ અફસોસ કરતા હતા, આંસુ માતાં નહોતાં. ત્યાં નીચેની વાતચીત થઈ:

મહારાજા સાહેબ: મારા દુઃખને સમયે આપ અનાયાસે અહીં પધાર્યા છો, તેથી હું માનું છું, કે પ્રભુએ જ આપને મોકલ્યા છે.

સ્વામી પ્રકાશાનંદ: આપના ઉપર જ આફત આવી પડી છે તેમ નથી. આપ તો જાણો છો કે પહેલાંના સમયમાં પણ મોટા પુરુષોને પણ આવું દુઃખ પડ્યું છે અને હાલ પણ તેમને તે પડે છે! માટે સંસારમાં દુઃખ ક્યારે આવી પડે છે તેની કંઈ ખબર પડતી નથી. આ ઉપર શ્રીમદ્ ભાગવતમાં કથા છે:

પૂર્વે ચિત્રકેતુ નામના ચક્રવર્તી રાજા હતા. પૃથ્વી તેમની સર્વ કામના પૂર્ણ કરતી હતી. કોઈ શુભ સંયોગે એક દિવસ મહાત્મા અંગિરાઋષિ ફરતાફરતા દૈવેચ્છાથી તે રાજાને ઘેર આવી પહોંચ્યા. રાજાએ તેમનું સુંદર સ્વાગત કર્યું. ઋષિને ઉચ્ચ આસન આપી, રાજા પોતે વિનયપૂર્વક પ્રણામ કરી, ભૂમિ પર તેમની સામે બેઠા. ઋષિએ તેમને પૂછ્યું: 'હે રાજા! તારું મન શા કારણથી ઉદાસ

છે ?' ચિત્રકેતુ કહે છે : 'ભગવન્! મારા રાજ્યની ઐશ્વર્યસંપત્તિ એવી છે, કે લોકપાલો પણ તેની ઇચ્છા કરે. પરંતુ ભૂખ અને તૃષ્ણાથી વ્યાકુળ થયેલા મનુષ્યને જેમ બીજા વૈભવ પ્રસન્ન કરી શકતા નથી, તેમ મને અપુત્રને રાજવૈભવ આનંદ આપી શકતો નથી. મને પુત્ર નથી તેથી હું પૂર્વજો સહિત નરકમાં જ પડ્યો છું એમ માનું છું, માટે મારી રક્ષા કરો, મને અપુત્રને સંતતિ આપો. મારો ઉદ્ધાર કરો. કારણ કે ધર્મશાસ્ત્રમાં કહ્યું છે, કે 'अपुत्रस्य गतिर्नास्ति।'

દયાળુ અંગિરા ઋષિએ ત્વષ્ટ્રદેવનું યજન કર્યું અને યજનમાંથી બાકી રહેલો ચરુ તે રાજાની સર્વશ્રેષ્ઠ રાણી કૃતદ્યુતિને જમાડ્યો, તેથી તે રાણીને ગર્ભ રહ્યો, અને યોગ્ય સમયે તેણે એક સુંદર પુત્રને જન્મ આપ્યો.

રાજાએ આનંદિત થઈ ઘણા જ હર્ષપૂર્વક સત્પાત્ર બ્રાહ્મણોને અનેક દાન કર્યાં.

રાણી કૃતદ્યુતિ પોતાના પુત્ર પ્રત્યેના ઉમળકાથી સ્નેહઘેલી થતી હતી, એ જોઈને પ્રજાની ઇચ્છાવાળી તેની ઘણી શોકો ઈર્ષાથી બળવા લાગી અને સંતાપ કરવા લાગી.

રાજા ચિત્રકેતુ પણ પુત્રવતી રાણીનો વધારે આદરસત્કાર કરવા લાગ્યા, અને તેથી બીજી રાણીઓના મનમાં ભારે દ્વેષ ઉત્પન્ન થયો. દ્વેષને લીધે તે રાણીઓની બુદ્ધિ નાશ પામી અને દારુણ ચિત્તવાળી તથા અસહનશીલ એવી તે સ્ત્રીઓએ કુંવરને ઝેર દીધું. કુંવર મૃત્યુ પામ્યો. રાજા પોતાના અતિપ્રિય કુમારનું મરણ સાંભળી મહાશોકમાં ડૂબી ગયા. તે સ્નેહને લીધે ઊભરાતા શોકથી વિહ્વળ થઈ ગયા અને માર્ગમાં ઠેસો ખાતા, લથડી પડતા, મૂર્છા ખાતા, પુત્રના શબ પાસે જઈ તે ઘણું આક્રંદ કરવા લાગ્યા, અને કોઈ પણ પ્રકારે તેમના મનનું સમાધાન થયું નહિ. એ પ્રમાણે રાજા ચિત્રકેતુ દુઃખિત, મૂર્છિત અને અનાથ થઈ ગયા. આ જાણીને સ્વભાવથી દયાળુ, બ્રહ્માના પુત્ર મહર્ષિ

અંગિરા મહર્ષિ નારદ સાથે ફરી ત્યાં આવ્યા. પુત્રના શબની પાસે શબવત્ થઈ પડેલા અને શોકથી પરાભવ પામેલા તે રાજાને તેઓ શાસ્ત્રનાં સત્ય વચનોથી ઉપદેશ કરવા લાગ્યા. તેમણે કહ્યું: 'હે રાજેંદ્ર! જેની પાછળ તું શોક કરે છે તેની સાથે તારે વાસ્તવિક શો સંબંધ છે? પૂર્વજન્મમાં તારે તેની સાથે કેવો સંબંધ હતો? હમણાં કેવો છે? અને હવે પછી કેવો થશે?'

રાજા આ વચનો સાંભળતાં સ્તબ્ધ થયા.

મહર્ષિઓએ કહ્યું: 'વિચાર કરી જુઓ, સમજાશે. નદીનો ધસમસ પ્રવાહ વેગથી વહે છે, રેતીના કણો એકઠા થાય છે અને વળી વીખરાય છે, તેમજ પ્રાણીઓ પણ કાળના પ્રવાહમાં પરસ્પર એકઠાં થાય છે અને વળી જુદાં પડે છે. પૂર્વજન્મમાં જે પ્રાણીઓ પિતા વગેરે રૂપે ભેગાં હતાં, તેઓ જ મરણથી જુદાં પડી તે વર્તમાન જન્મમાં કોઈ સમયે તેના જ અને કોઈ સમયે બીજાના પુત્રાદિક થાય છે. વળી તેઓ અન્ય જન્મમાં તેના જ અથવા બીજાનાં સ્ત્રી, શત્રુ, મિત્ર વગેરે થાય છે. માટે 'આ તારો પુત્ર અને તું તેનો પિતા છે' એવો સનાતન નિયમ જ નથી.'

'ત્યારે'

'વસ્તુતઃ અહંતા અને મમતા અજ્ઞાનને લીધે છે અને મૃત્યુ તો સર્વને માટે સાધારણ છે. કદાચ તમે કહેશો, કે 'જગત મિથ્યા હોય તો તેની પ્રતીતિ કેમ થાય છે? વળી હું જ આનો પિતા છું એવું અભિમાન શાથી બંધાય છે?' તો તેનો ઉત્તર એટલો જ કે ઈશ્વરે પોતાની માયા વડે આ સઘળું સરજ્યું છે, તેથી આવી પ્રતીતિ થાય છે. પછી પ્રતીતિ દ્વારા પ્રાણીઓને અભિમાન બંધાય છે.'

આ પ્રમાણે પરમ કારુણિક મુનિઓએ અમૃત તુલ્ય વચન કહ્યાં અને રાજા ચિત્રકેતુ તત્ત્વને સમજી આશ્વાસન પામ્યા. અંતરમાં રહેલી પીડાથી કરમાયેલા મુખને હાથ વડે લૂછી તે

બોલ્યા : 'હે જ્ઞાનસંપન્ન મહાત્માઓ ! અહીં અવધૂતના વેશમાં ગુપ્ત રીતે આવેલા આપ કોણ છો ? મને મૂઢબુદ્ધિને આપ જ્ઞાનરૂપી દીવાથી પ્રકાશિત કરો.'

ત્યારે મહર્ષિ અંગિરાએ કહ્યું : 'હે રાજન્ ! જ્યારે તમને પુત્રની ઇચ્છા હતી, ત્યારે તે ઇચ્છાને અંગિરાએ પૂરી કરી હતી. એ અંગિરા હું પોતે જ છું અને આ સાક્ષાત્ બ્રહ્માના પુત્ર નારદમુનિ છે. હરિભક્ત તમે મોહ પામવાને યોગ્ય નથી, પણ તમને આ પ્રમાણે પુત્રના શોકથી અપાર મોહમાં ડૂબી ગયેલા જાણ્યા એટલે તમારા ઉપર અનુગ્રહ કરવા જ અમે બંને અહીં આવ્યા છીએ; કારણ કે ભગવાનનો ભક્ત મોહ પામવા યોગ્ય નથી.'

વળી તેમણે કહ્યું : 'હું પ્રથમ જ્યારે તમારે ત્યાં આવ્યો હતો, ત્યારે જ તમને ઉત્તમ જ્ઞાન આપવાની મારી અભિલાષા હતી. પરંતુ તમને સંસારમાં આસક્ત જોયા એટલે તે વખતે મેં તમને પુત્ર પ્રાપ્ત થાય એ વિધિ કર્યો. હવે પુત્રવાળા પુરુષોને જે સંતાપ થાય છે તેનો તમને હમણાં અનુભવ થયો છે. એ જ પ્રમાણે સ્ત્રી, ધન, ઘર આદિ વિવિધ પ્રકારની સંપત્તિઓ માત્ર સંતાપકારક જ છે એમ તમને સમજાશે. હે રાજન્ ! શબ્દ આદિ વિષયો અને રાજવૈભવો ચંચળ છે. રાજ્ય, પૃથ્વી, સેના, ભંડાર, સેવકો, કારભારીઓ, સગાંસંબંધી તથા સર્વ માત્ર શોક, મોહમાં ભય કરાવનારાં, પરિણામે પીડા આપનારાં ને નાશવંત છે અને સ્વપ્ન, માયા અને મનોરથના જેવાં મિથ્યા છે.'

મહર્ષિ અંગિરાએ કર્મ સમજાવતાં કહ્યું : 'પુરુષ કર્મની વાસનાઓથી વિષયોનું ચિંતન કરે છે, તેથી તેના મનમાંથી નાના પ્રકારનાં કર્મો ઉત્પન્ન થતાં રહે છે. કર્મ પણ આ પ્રમાણે મનમાંથી જ ઉત્પન્ન થયેલાં ગણાય. હવે દેહમાં અભિમાન સમજી રહેલા જીવને પાંચ ભૂતો, ઇંદ્રિયો અને તેના દેવતારૂપ આ દેહ જ વિવિધ ક્લેશ તથા સંતાપ આપે છે, એવું વચન છે. માટે તું નિર્મળ મનથી

આત્મસ્વરૂપનો વિચાર કર. એમ દ્વૈત પદાર્થોમાં સાચાપણાનો વિશ્વાસ તથા સ્નેહનો ત્યાગ કર અને આત્મજ્ઞાનનો આશ્રય લે.'

આ વખતે મહર્ષિ અંગિરાની સાથે રહેલા દેવર્ષિ નારદે મરી ગયેલા રાજકુમારને પોતાના યોગબળે પ્રત્યક્ષ કર્યો અને તે જીવાત્માને કહ્યું :

'હે જીવાત્મન્! તારાં માતાપિતા, સગાંસંબંધીઓ અને બાંધવો સર્વ તારા શોકથી અત્યંત ખિન્ન થઈ ગયાં છે. તું તેના પર દૃષ્ટિ કર. હવે તું પુનઃ આ શરીરમાં પ્રવેશ અને સ્નેહીઓથી વીંટાઈ બાકીનું આયુષ્ય પૂરું કર; પિતાએ આપેલા વૈભવો ભોગવ તથા રાજ્યાસનને શોભાવ.'

મુનિનાં આ વચન સાંભળી, તે જીવાત્માએ શરીરમાં પ્રવેશ કર્યો અને તેના પિતા વગેરે સંબંધીઓને ઉદ્દેશીને બોલ્યો : 'હું તો કર્મને અધીન થઈ દેવ, પશુ, પક્ષી તથા મનુષ્યની યોનિઓમાં ભટકયા કરું છું, મારા મરણથી મારે વિશે પુત્રબુદ્ધિ રાખી શા માટે તમે શોક કરો છો? માનો કે હું કોઈ જન્મનો તમારો શત્રુ હતો. એમ માની મારા મરણથી શા માટે રાજી થતા નથી? એ પુત્રાદિકનો સંબંધ કાંઈ નિત્ય રહેનારો નથી. એ તો બદલાયા કરે છે. વળી અનુક્રમે તે કદી સંબંધી, કદી મિત્ર, કદી શત્રુ વગેરે બન્યા કરે છે. આમ એકનો એક સંબંધ રહેતો નથી; જન્મે જન્મે નવો સંબંધ બંધાય છે.'

સંબંધને વધુ સમજાતાં તેણે કહ્યું: 'જેમ સોનું વગેરે પદાર્થો વેપાર-વણજ વાટે વેપારીઓમાં આઘાઅવળા ફર્યા કરે છે, તેમ જ જીવ પણ પોતાનાં શુભાશુભ કર્મ દ્વારા અનેક યોનિઓમાં ભટકયા કરે છે. મનુષ્યને પશુ વગેરે જીવતા પદાર્થોનો સંબંધ પણ નિરંતર રહેતો નથી. જ્યાં સુધી સંબંધ રહે છે ત્યાં સુધી જ મમતા પણ રહે છે. પશુને વેચી નાખ્યા પછી તેના પર મમતા રહેતી નથી.'

આ પ્રમાણે ચિત્રકેતુ રાજાના પુત્રનો આત્મા ચિત્રકેતુ વગેરે સંબંધીઓને જરૂરી ઉપદેશ આપી પાછો શરીરમાંથી નીકળી ચાલ્યો ગયો એટલે તેનાં સગાંસંબંધીઓ આશ્ચર્ય પામ્યાં અને સ્નેહરૂપી સાંકળ કાપી નાખી તેમણે શોક કરવો મૂકી દીધો. આમ અંગિરા તથા નારદમુનિના ઉપદેશથી ચિત્રકેતુરાજા જ્ઞાનસંપન્ન થયા તેમ જ શોકમોહથી નિવૃત્ત થયા.

તેથી વિયોગના સ્વભાવવાળા પદાર્થની સાથે પ્રેમ રાખીએ, તો પરિણામે દુઃખ થાય છે. બૃહદારણ્યક ઉપનિષદમાં શ્રુતિ છે, કે–

तदेतत्प्रेयः पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात् सर्वस्मादन्तरतरं यदयमात्मा। स योऽन्यमात्मनः प्रियं ब्रुवाणं ब्रूयात् प्रियं रोत्स्यतीतीश्वरो ह तथैव स्यादात्मानमेव प्रियमुपासीत स य आत्मानमेव प्रियमुपास्ते न हास्य प्रियं प्रमायुकं भवति।

આ જે આત્મા બધાઓ કરતાં વધારેમાં વધારે સમીપ છે, તે આત્મા પુત્રથી ય વધારે પ્રિય છે, વિત્તથી ય વધારે પ્રિય છે. અન્ય સર્વ પદાર્થોથી ય વધારે પ્રિય છે. કોઈ મનુષ્ય કહે છે, આત્માથી અન્ય એટલે અનાત્મ પદાર્થ વધારે પ્રિય છે અને આત્મવાદી કહે છે: '(તારો) એ પ્રિય પદાર્થ (અનાત્મ પદાર્થ) તને રડાવશે.' અને એમ કહેવા તે સમર્થ છે; કારણકે એમ જ બને છે, માટે પ્રિય આતમતત્ત્વની ઉપાસના કરવી યોગ્ય છે. જે પુરુષ આત્માનેજ પ્રિય માની ઉપાસે છે, તેનો પ્રિય પદાર્થ કદી પણ નાશ પામતો નથી.

બીજે દિવસે સવારે લગભગ નવ વાગ્યાના સુમારે મહારાજા સાહેબ મહાદેવમાં પધાર્યા, ત્યારે આ પ્રમાણે વાતચીત થઈ:

મહારાજા સાહેબ : આપે ગઈ કાલે મને સમજાવ્યું હતું, તોપણ મારું મન હજી શાંત થતું નથી. મને મારા મરનાર પુત્રના ગુણો તથા ક્રિયાઓનું નિરંતર સ્મરણ થયા કરે છે. એ ક્યાં ગયો હશે? એ ક્યાં જન્મ્યો હશે? કોઈ રીતે એના સૂક્ષ્મ શરીર સાથે

વાતચીત થઈ શકે ખરી? મને ખબર પડે કે તે અમુક સ્થળે છે, તો હું તેને ત્યાં મળવા જાઉં. આ વાત કોઈની પાસે કરું તો લોકો મને ગાંડો માને, માટે આપને જ આ વાત કહું છું!

સ્વામી પ્રકાશાનંદજી: આપને જેમ સ્વર્ગસ્થ કુંવર પ્રત્યે પ્રેમ છે, તેમ એ કુંવરને પણ આપની સાથે પ્રેમ હોય, તેવું કેટલીક વખત બને છે. માટે વાસના હોય તો ઘણું કરીને મૃતાત્મા આવીને ઊભો રહે છે. આ બાબતમાં મેં ઘણું સાંભળ્યું પણ છે. એટલા માટે જ દક્ષિણમાં (તામિલ, તેલુગુ, કર્ણાટક, મલયાલમ આ ચાર દેશોમાં) સ્વર્ગસ્થ વડીલોનાં જે નામો હોય તે આપણા પુત્ર-પૌત્રાદિનાં રાખવામાં આવે છે. ઘણું કરીને સંવત ૧૯૬૪ની સાલમાં, હું રામેશ્વર ગયો હતો; તે વખતે મેં મદ્રાસમાં સાંભળ્યું હતું, કે કબ્રસ્તાનમાં લગભગ ૭૫–૮૦ વર્ષની ઉંમરના એક વૃદ્ધ પુરુષ ત્યાં રખેવાળ તરીકે હતા. તે ગુજરી ગયા. તેમને એક જુવાન દીકરો હતો. તે વૃદ્ધ ગુજરી ગયા પછી તેના દીકરાને ત્યાં લગભગ વર્ષ સવાવર્ષ પછી પુત્રનો જન્મ થયો. તે વખતે તે વૃદ્ધે તેના દીકરાને સ્વપ્નમાં કહ્યું, કે 'તારા ઘરમાં જે પુત્ર છે તે હું જ આવેલો છું.' ત્યારે તે વૃદ્ધના દીકરાએ વિચાર્યું કે 'હિંદુ લોકો આ પ્રમાણે માને છે, પરંતુ કુરાને શરીફમાં આ વિષે કંઈ નથી.' તે પછી ચારપાંચ વખત આ પ્રમાણે બન્યું, ત્યારે તેણે વિચાર્યું કે 'આપણા કુરાને શરીફમાં ભલે ન લખ્યું હોય, પરંતુ હું તો હવે માનું છું!' આવા બીજા કેટલાક પ્રસંગો પણ મારા જાણવામાં છે.

મહારાજા સાહેબ: આજના કેટલાક વૈજ્ઞાનિકો તો હજી ઈશ્વર કોઈ મહાન શક્તિ છે તેમ થોડુંથોડું માનવા લાગ્યા છે, અને એમ પણ કહે છે કે ભલે શક્તિ જોવામાં નથી આવતી, તોપણ તેવી શક્તિ હોય તેવું અનુમાન થાય છે. છતાં તેઓ જીવના અસ્તિત્વને માનતા નથી.

સ્વામી પ્રકાશાનંદજી : આજના વૈજ્ઞાનિકો જ આ પ્રમાણે કહે છે તેવું નથી, પરંતુ પહેલાંના સમયમાં પણ ઘણા લોકોએ આ જાતની શંકા કરેલી છે. આ બાબતમાં નચિકેતા અને યમ-રાજાનું દૃષ્ટાંત છે કે :-

અરુણ નામના એક મુનિના પુત્ર ઉદ્દાલકે યજ્ઞ કર્યો. તેમાં તેણે ઘણી મિલકત દક્ષિણામાં આપી. આમાં છેક ઘરડી નબળી જ ગાયો હતી. આ કામ તેણે લોભમાં ખેંચાઈને કર્યું હતું. તે ઉદ્દાલકને નચિકેતા નામનો પુત્ર હતો. પુત્ર હતો તો નાની ઉંમરનો પરંતુ તે ઘણો સમજણો હતો. પિતાની લોભવૃત્તિને તે જાણી ગયો. પોતે સીધી રીતે પિતાને કહે તો પિતાનું અપમાન ગણાય અથવા પિતાને માઠું લાગે; તેથી તેણે વિચાર કરી યુક્તિથી પિતાને કહ્યું :

'હે પિતા! તમે આવી ઘરડી ગાયોનું દાન કર્યું છે, પણ આ ગાયો તો છેલ્લું વેતર વિયાણી છે, છેવટનું જ દૂધ આપી રહી છે, અરે છેવટનું જ ઘાસ ખાઈ રહી છે! એટલે તે મરણને આરે છે. આવી ગાયોનું તમે દાન કર્યું છે, પણ આપણે ત્યાં સારી ગાયોનો ક્યાં તોટો છે!'

પિતાએ વિચાર્યું, કે 'આ છોકરો કશું સમજતો નથી કે જે સારી ગાયો મેં રાખી છે, તે તેને જ માટે રાખી છે. મારી તો હવે ઉત્તરાવસ્થા છે, એટલે તે ગાયો મને થોડી કામ લાગવાની છે? છતાં છોકરો ખોટી હોશિયારી દેખાડી રહ્યો છે.' એમ સમજી ઉદ્દાલકે કંઈ ઉત્તર આપ્યો નહિ. તેથી છોકરાએ ફરીફરી એ પ્રશ્ન કર્યો અને વધારામાં કહ્યું, કે 'ત્યારે મને કોને દાનમાં આપવાના છો?'

આથી ઉદ્દાલક ચિડાઈને બોલ્યા: 'હું તને મૃત્યુને દાનમાં આપવાનો છું!' આમ બોલતાં તો બોલાઈ ગયું. પરંતુ પછી તો ઉદ્દાલક વચનભંગ કરવા તૈયાર થયા એટલે નચિકેતાએ તેમ થવા દીધું નહિ અને તે તો યમરાજના લોકમાં પહોંચી ગયો.

ત્યારે યમરાજ બહાર ગયા હતા. આંગણે આવેલા અતિથિને સત્કાર આપવામાં યમરાજનાં પત્ની, અમાત્યો વગેરે અત્યંત આદરવાળાં હતાં, તેથી તેમણે નચિકેતાને ભોજન વગેરેને માટે આગ્રહ કર્યો. પરંતુ યમરાજ આવ્યા પહેલાં તેણે તેમ કરવા ના કહી.

યમરાજ ત્રણ દિવસ પછી આવ્યા, નચિકેતાને ત્રણ દિવસ ઉપવાસ કરવા પડ્યા તેથી યમરાજે તેને ત્રણ વરદાન માગવા કહ્યું.

નચિકેતાએ યમરાજ પાસેથી પહેલા વરદાનમાં પિતાનું સૌમનસ્ય માગ્યું, એટલે કે પોતાના ઉપર થયેલા પિતાના ગુસ્સાની શાંતિ માગી લીધી. બીજા વરદાનથી તેણે સ્વર્ગપ્રાપ્તિના સાધનરૂપ યજ્ઞો, ઇષ્ટિઓ વગેરેની વિધિની માગણી કરી લીધી, ત્રીજા વરદાનમાં તેણે જેવો આપ પ્રશ્ન કરો છો એવો જ વર માગ્યો:

**येयं प्रेते विचिकित्सा मनुष्येऽस्तीत्येके नायमस्तीति चैके।**
**एतद्विद्यामनुशिष्टस्त्वयाऽहं वराणामेष वरस्तृतीयः ॥**

માણસ મરી ગયા પછી–એના શરીરનો નાશ થયા પછી, જીવાત્મા જેવી વસ્તુ રહે છે કે કેમ? એ વિષયમાં શંકાઓ થાય છે; કેમકે કોઈ કહે છે કે આત્મા રહે છે તો કોઈ કહે છે કે શરીર એ જ આત્મા છે, તેથી શરીરનો નાશ થતાં બાકી કશું રહેતું નથી. માટે આ બાબતમાં આપની પાસેથી સત્ય જાણવાની ઇચ્છા રાખું છું. આપ મને તે શીખવો. મોરાં વરદાનોમાં આ ત્રીજું વરદાન છે.

### જીવતત્ત્વજ્ઞાનની અતિસૂક્ષ્મતા

આવી રીતે નચિકેતાએ યમરાજને પ્રાર્થના કરી, ત્યારે યમરાજે નચિકેતાને ઉત્તર આપ્યો:

**देवैरत्रापि विचिकित्सितं पुरा न हि सुज्ञेयमणुरेष धर्मः।**
**अन्यं वरं नचिकेतो वृणीष्व मा मोपरोत्सीरति मा सृजैनम् ॥**

હે નચિકેતા! દેવતાઓએ પણ આ જીવનતત્ત્વ સંબંધી એટલે કે મરણ પછી કોઈ તત્ત્વ બચે છે કે કેમ એ વિષયમાં

ખૂબ સંશય કર્યો છે. આ વસ્તુ સહેલાઈથી સમજાય તેવી નથી. પણ સૂક્ષ્મ વિચારણા માગી લે તેવી અઘરી છે. માટે આજે અત્યારે એ જાણવાનો આગ્રહ ન રાખ, મને દબાણ ન કર. એના કરતાં બીજી જ કોઈ વસ્તુ ત્રીજા વરદાન માટે માગી લે.

## આત્મતત્ત્વની અપૂર્વતા

યમરાજનાં આ વચનો સાંભળી નચિકેતા ફરીથી યમરાજને પ્રાર્થના કરે છે અને કહે છેઃ આ વરના જેવો બીજો કોઈ વર નથી કે હું તેને માગું.

देवैरत्रापि विचिकित्सितं किल त्वं च मृत्यो यन्न सुविज्ञेयमात्थ।
वक्ता चास्य त्वादृगन्यो न लभ्यो नान्यो वरस्तुल्य एतस्य कश्चित् ॥

હે યમદેવ! આપ કહો છો કે આત્મતત્ત્વ વિષે દેવતાઓને પણ અનેક પ્રકારની શંકાઓ જાગી હતી. વળી આપ પોતે પણ એને જલદી સમજી, સમજાવી શકાય તેવું માનતા નથી, તો પછી વરદાનમાં હું બીજીત્રીજી વસ્તુ શા માટે માગું? આપના જેવો ઉપદેશક મને સહેલાઈથી ક્યાંથી મળે કે જેની પાસે હું આવું ઉત્તમ જ્ઞાન મેળવી શકું! એટલે મને તો આના જેવી બીજી કોઈ લાભકારક વસ્તુ જણાતી નથી, કે જેની હું માગણી કરું અને આ વાતને જતી કરું.

નચિકેતાનો આ જવાબ સાંભળી યમ બોલ્યાઃ

शतायुषः पुत्रपौत्रान्वृणीष्व बहून्पशून्हस्तिहिरण्यमश्वान् ।
भूमेर्महदायतनं वृणीष्व स्वयं च जीव शरदो यावदिच्छसि ॥

યમદેવે કહ્યુંઃ સો સો વરસની આવરદાવાળા પુત્રો તથા પૌત્રો માગ; ઘણાં પશુઓ, સોનેરી ઝૂલવાળા હાથીઓ અને ઘોડાઓ માગી લે. પૃથ્વીના કોઈ મોટા પ્રદેશ માગ. વળી જાતે જેટલાં વરસો તું ચાહતો હોય તેટલાં વરસ જીવ.

एतत्तुल्यं यदि मन्यसे वरं वृणीष्व वित्तं चिरजीविकां च ।
महाभूमौ नचिकेतस्त्वमेधि कामानां त्वा कामभाजं करोमि ॥

જો આની બરાબર કોઈ બીજું વરદાન તું સમજતો હોય તો તે માગી લે. સર્વ પ્રકારનાં ધન તથા ચિરજીવનને માગી લે. હે નચિકેતા! સર્વથી પૂજ્ય ભરતભૂમિમાં તું રાજા હો. હું તને વાંછિત પદાર્થો યથેચ્છ ભોગવનારો બનાવું છું.

ये ये कामा दुर्लभा मर्त्यलोके सर्वान्कामांश्छन्दतः प्रार्थयस्व ॥
इमा रामाः सरथाः सतुर्या नहीदृशा लम्भनीया मनुष्यैः ।
आभिर्मत्प्रत्ताभिः परिचारयस्व नचिकेतो मरणं मानुप्राक्षीः ॥

જે જે વાંચ્છિત પદાર્થો મનુષ્યલોકમાં દુર્લભ છે, તે બધા પદાર્થોને તું ઇચ્છામાં આવે તેમ માગી લે. આ સુંદર સ્ત્રીઓ હું તને રથ સહિત તથા વાજિંત્રો સહિત આપું છું. (માણસ જે સ્ત્રીઓને સહજમાં મેળવી શકતો નથી) એ સ્ત્રીઓ દ્વારા તું તારી સેવા કરાવ અને મરણને (મરણ પછી આત્મા રહે છે કે નહિ તે) ન પૂછ.

આ સાંભળી નચિકેતા બોલ્યા:

श्वोभावा मर्त्यस्य यदन्तकैतत्सर्वेन्द्रियाणां जरयन्ति तेजः ।
अपि सर्वं जीवितमल्पमेव तवैव वाहास्तव नृत्यगीते ॥

હે અંતક! સર્વનો અંત કરનાર! આ જે પદાર્થો આપે કહ્યા છે તે બધા આવતી કાલના છે, ક્ષણભરના છે અને અતિભોગથી મનુષ્યની બધી ઇંદ્રિયોના તેજને તે હરી લે છે. વળી જ્યારે અંતે મરવાનું છે, તો પછી ટૂંકું કે લાંબું બધું ય જીવન થોડું જ છે. આથી (રથાદિ) વાહનો અને નાચ તથા ગાન આપની પાસે જ રાખો.

न वित्तेन तर्पणीयो मनुष्यो लप्स्यामहे वित्तमद्राक्ष्म चेत्त्वा ।
जीविष्यामो यावदीशिष्यसि त्वं वरस्तु मे वरणीयः स एव ॥

હે યમદેવ! ચાહે તેટલું ધન આપવામાં આવે તોય માણસ તેનાથી તૃપ્ત થતો નથી. છતાં જો ધન જ ઇષ્ટ હશે તો તો તે આપના દર્શન માત્રથી જ મળવાનું છે. આપના જેવા દેવનાં દર્શન પછી ધન જેવી વસ્તુની ભૂખ રહી જ શી રીતે શકે? હવે રહી

વાત લાંબા જીવનની, તે તો જ્યાં સુધી આપ આ (યમદેવના) આસન ઉપર બિરાજતા હશો ત્યાં સુધી તો મારું ક્ષેમ અવશ્ય હોવાનું. આપ જ લોકોના જીવિતને હરો છો અને આપનો મારા પર આટલો બધો પ્રેમ છે; તેથી આપ મને થોડા મારી નાખવાના હતા? એટલે એમાં તો મારે માગવાપણું કશું જ રહેતું નથી, એટલે વરદાનમાં માગવાનું તો મારે એજ છે કે મરણ પછી આત્માની સ્થિતિ વિષેનું જ્ઞાન.

अजीर्यताममृतानामुपेत्य जीर्यन्मर्त्यः क्वधःस्थः प्रजानन्।
अभिध्यायन्वर्णरतिप्रमोदानतिदीर्घे जीविते को रमेत॥

દેવો અજર, અમર (વૃદ્ધ ન થનારા, ન મરનારા) કહેવાય છે. તેમની પાસે પહોંચવાને ભાગ્યશાળી થયેલો પૃથ્વી ઉપરનો જીવ મૂર્ખ હોય તો જ જાણીબૂઝીને રંગરાગની–વિષયભોગની ઇચ્છા કરે–લાંબા જીવનની કામના કરે.

નચિકેતાનું કહેલું સાંભળીને યમરાજા કહે છે:

दूरमेते विपरीते विषूची अविद्या या च विद्येति ज्ञाता।
विद्याभीप्सिनं नचिकेतसं मन्ये न त्वा कामा बहवोऽलोलुपन्त॥

વિદ્યા અને અવિદ્યા પરસ્પરથી બહુ વિરુદ્ધ ધર્મવાળી અને જુદાંજુદાં ફળ આપવાવાળી છે. હું તને–નચિકેતાને જ્ઞાનની અભિલાષાવાળો માનું છું; કારણ કે અનેક વિષયપદાર્થની ઇચ્છાઓ તને લોભાવી શકી નથી.

એમ વિચાર કરી યમરાજાએ ફરીથી નચિકેતાને કહ્યું: 'હે નચિકેતા! તેં વિવેકને પ્રાપ્ત કર્યો છે. તેં પ્રિય લાગે તેવા વિષય પદાર્થોને ત્યજ્યા છે. ઘણા મનુષ્યો એ પદાર્થોમાં ફસાય છે. આ રીતે નચિકેતાના વિવેક તથા વૈરાગ્યની ખાતરી થવાથી યમરાજાએ પછી તેને આત્મવિદ્યાનો અધિકારી જાણી ઉપદેશ કર્યો.

### ચૈતન્યરહિત દેહની ઉત્પત્તિ

આવી રીતે નચિકેતા અને યમરાજના સંવાદ દ્વારા, તેમાં

પણ યમરાજના ઉત્તરથી જણાયું હશે, કે જીવતત્ત્વ અત્યંત દુર્વિજ્ઞેય (મુશ્કેલીથી જાણી શકાય એવું) છે. આ દેહને કેટલાક લોકો પંચભૂતો( પૃથ્વી, જળ, વાયુ, તેજ અને આકાશ )ના પરિણામરૂપ માને છે અને તે વિષયમાં ' पञ्चभौतिको देहः ' એ વાક્યને પ્રમાણરૂપે કહે છે. કેટલાક દેહને ચાર ભૂતોના પરિણામરૂપ માને છે, કારણ કે તેઓ કહે છે, કે પૃથ્વી આદિ ચાર ભૂતોના પરમાણુ આદિ કાર્યારંભકત્વ ( કાર્યને આરંભ કરાવવાપણું ) હોય છે. પરમાણુ આકાશમાં નથી, તેથી આકાશને કાર્યારંભકત્વ હોતું નથી. એટલે દેહ ચાર જ ભૂતોનું પરિણામ છે. ' चातुर्भौतिकमित्येके ' એ વાક્યનું પ્રમાણ આપે છે. કેટલાક મતવાદીઓ દેહને પૃથ્વીનું જ પરિણામ કહે છે, અને જળ આદિ તેના ઉપષ્ટંભક એટલે આધારભૂત માત્ર છે એમ કહે છે અને ' સાંખ્યસૂત્ર ' ' एकभौतिकमित्यपरे ' એ વાક્યનું પ્રમાણ આપે છે. આવી રીતે ભૌતિક પરિણામરૂપ દેહનાં કારણો પૃથ્વી આદિ ભૂતો છે, એમ કહ્યું. છતાં તેમાં જો ભૂતોના ચેતનપણાને લઈને દેહને ચેતનરૂપ માનવામાં આવતું હોય, તો તે યુક્તિયુક્ત નથી; કારણ કે પ્રત્યેક ભૂતમાં સ્વાભાવિક ચેતન દેખાતું નથી. આ આ વિષયમાં સુજ્ઞ પુરુષનું કહેવું છે, કે ' न सांसिद्धिकं चैतन्यं प्रत्येकादृष्टेः ' એટલે પ્રત્યેક ભૂતમાં ચૈતન્ય હોતું નથી. આમ પ્રત્યેક ભૂતમાં ચૈતન્ય નથી, તેથી દેહ પણ ચૈતન્યાભાવ ( ચૈતન્યના અભાવવાળો ) છે.

તમે કહેતા હતા, કે પાનમાંની લાલાશ પાનનાં કારણભૂત દ્રવ્યોમાં દેખાતી નથી, છતાં કાથા–ચૂનારૂપ મેળવેલાં દ્રવ્યમાં દેખાય છે, તેમ પ્રત્યેક ભૂતમાં ચૈતન્યનો અભાવ હોવા છતા ભૂતસ્વભાવના પરિણામમાં ચૈતન્ય જરૂર પાનની લાલાશવાળી શક્તિવાળું હોવું જોઈએ. તો તેનું સમાધાન એ છે, કે પ્રત્યેક પદાર્થમાં બીજાથી દેખાયેલો જે ગુણ તે સમુદાય થાય ત્યારે દેખાય છે. બીજા(પદાર્થો)માં અદષ્ટ જે ગુણ તે સમુદાયમાં દેખાય છે.

પરંતુ પ્રત્યેકમાં જે ગુણુ ન હોય તે સમુદાયમાં પણ હોય નહિ. પ્રત્યેક ભૂતોમાં ચેતન નથી, એટલે સમુદાયમાં પણ ચૈતન્ય નથી. વળી શંકા કરો કે પાનની અંદર મળેલા પદાર્થમાં લાલાશવાળી શક્તિ આવવાથી કલ્પી શકાય છે, કે પાનનાં કારણભૂત દ્રવ્યોમાં પણ લાલાશ હોવી જોઈએ—તેમ જ પંચભૂતના કાર્યરૂપ દેહમાં ચૈતન્ય દેખાય છે. તો અનુમાનથી પ્રત્યેક ભૂતમાં પણ ચૈતન્ય હોવું જોઈએ, તો તેનું સમાધાન એ છે કે વિચારદૃષ્ટિએ જોઈએ તો તે ઠીક નથી. કારણ કે પૃથ્વી આદિ ભૂતોમાં જે વિશેષ ગુણો રહેલા છે તે વિશેષ ગુણોથી સજાતીય કારણ ગુણો ઉદ્ભવે છે. પૃથ્વી આદિરૂપ કારણોમાં જો ચૈતન્ય ન હોય તો તે પરિણામરૂપ દેહમાં ચૈતન્ય હોય નહિ; માટે ચૈતન્યરૂપ આત્મા દેહથી ભિન્ન છે. જો શરીરને ચૈતન્યરૂપ આત્મા માનીએ તો બાલ્યાવસ્થામાં જોયેલા પદાર્થોનું વૃદ્ધાવસ્થામાં સ્મરણ થવું ન જોઈએ; કારણ કે શરીરના અવયવો ઉપચય (વૃદ્ધિ) અને અપચય(નાશ)ને લઈને ઉત્પત્તિ અને વિનાશવાળા હોય છે.

## સ્વયંપ્રકાશી જ્ઞાનસ્વરૂપ આત્મા

આગળ કહેલી યુક્તિઓથી આત્મા શરીરથી ભિન્ન છે એમ યથાર્થ રીતે જણાય છે, અને તે આત્મા અવિદ્યાથી ઉત્પન્ન થતાં અનેક જન્મોનાં અદૃષ્ટો દ્વારા જન્મજન્માંતરને પામે છે. વસ્તુતઃ આત્મા જ્ઞાનસ્વરૂપ છે, પણ અવિદ્યાને વશ થઈ અજ્ઞાનીરૂપે દેખાય છે. જેમ લોકોને દોરડીમાં સર્પ દેખાય, છીપમાં ચાંદી દેખાય, તેમ જ સચ્ચિદાનંદસ્વરૂપ આત્મામાં અજ્ઞાનથી જન્મમરણ ધર્મો દેખાય છે. આત્મા જ્ઞાનરૂપ હોઈ બધા પદાર્થોને પ્રકાશે છે અને પદાર્થોનું જ્ઞાન પણ આત્માના સદ્ભાવથી જ થાય છે. જગતમાં જ્ઞાનસ્વરૂપવાળા આત્માને નહિ જાણી શકાય, એવું કોઈ પણ અવશેષ કારણ નથી; કારણકે સંસારભરનું જ્ઞાન આત્માથી જ થાય છે, કેમકે આત્મા જ્ઞાનરૂપ છે; પોતે સ્વયંપ્રકાશ રહી અન્યને પ્રકાશે છે. જેમકે :

> येन रूपं रसं गन्धं शब्दान्स्पर्शांश्च मैथुनान् ।
> एतेनैव विजानाति किमत्र परिशिष्यते ॥

સર્વ લોક જેનાથી રૂપ, રસ, ગંધ, શબ્દ, સ્પર્શ અને વિષયાનુભવોને સ્પષ્ટ રીતે જાણે છે, તે વિષયમાં જે બાકી રહે છે તે આ જ છે. તેં પ્રશ્ન કરેલ આત્મા, એટલે જ્ઞાનસ્વરૂપ આત્મા વડે સર્વ મનુષ્ય રૂપ, રસ, ગંધ, શબ્દ, સ્પર્શ અને વિષયાનુભવોને જાણે છે, તેમ જ રૂપાદિનાં જ્ઞાનોને પણ જાણે છે. સ્થૂલસૂક્ષ્મ સમુદાયરૂપ આ જડ દેહથી રૂપાદિનું જ્ઞાન થઈ શકે નહિ, પણ સચ્ચિદાનંદસ્વરૂપ આત્માના સદ્ભાવથી જ રૂપરસાદિ વિષયોનું જ્ઞાન પ્રાણીઓને થાય છે. વિશ્વના સર્વ પદાર્થો આત્માથી જ જાણી શકાય છે અને આત્મા સ્વયંપ્રકાશી હોવાથી પોતે સ્વયં જણાય છે. તેને નહિ જાણવામાં કોઈ કારણ વિશેષ કે સામાન્યરૂપે નથી; પરંતુ પ્રધાનાજ્ઞાન વિરોધી (મુખ્ય અજ્ઞાનનું વિરોધી) જ્ઞાન જ આત્માને જાણવામાં સાધન છે. આત્મા અતિ સૂક્ષ્મ અને દુર્વિજ્ઞેય છે. અજ્ઞાનથી જીવાત્મા પોતાને બ્રહ્મથી ભિન્ન માને છે અને તેને લઈને પોતે જન્મમરણના

પ્રવાહમાં હમેશાં ફર્યા કરે છે. પણ જ્યારે જીવાત્મા પોતાને બ્રહ્મથી અભિન્ન માને છે, ત્યારે તે આત્મામાં શોકભાવના ઉદ્ભવતી નથી.

## બ્રહ્મથી અભિન્ન આત્માનું અદ્વૈત રૂપ

स्वप्नान्तं जागरितान्तं चोभौ येनानुपश्यति ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥

જે વિદ્વાન સ્વપ્ન અવસ્થામાં તથા જાગ્રત અવસ્થામાં જાણવા યોગ્ય પદાર્થોને તેમ જ એ બન્ને અવસ્થાઓને જુએ છે, તે જ આત્માને બ્રહ્મથી અભિન્ન સમજી તથા તેને સર્વ કલ્પનાનુ અધિષ્ઠાન સમજી જન્મમરણાદિનો શોક કરતો નથી. જે કોઈ પણ પ્રાણી કર્મફળના ભોક્તા પ્રાણ આદિ સમૂહને ધારણ કરનાર જીવરૂપ આત્માને અને દેશ, કાળ તથા તેમાં રહેલા પદાર્થોના નિયામક ઈશ્વરને પોતાથી અભેદરૂપે જાણે છે તે જ અભેદ જ્ઞાન થયા પછી આત્માને પામે છે. તે અભયસ્વરૂપ હોવાથી પોતાના રક્ષણ માટે યત્ન કરતો નથી, કારણ કે જ્યારે પોતે જ નિત્ય અદ્વૈતરૂપ છે તો પછી કોનું કોણ કોનાથી રક્ષણ કરવા ઇચ્છે? આ વૃત્તાંતને કહેનારી ભગવતી શ્રુતિ પણ કહે છે કે—

य इमं मध्वदं वेद आत्मानं जीवमन्तिकात् ।
ईशानं भूतभव्यस्य न ततो विजुगुप्सते ॥

કોઈ પણ પુરુષ આ કર્મફળના ભોક્તા જીવરૂપ આત્માને અને ભૂત–ભવિષ્યના નિયામક ઈશ્વરને અભેદરૂપે જાણે–પછી તે કોઈથી રક્ષણ કરાવાને ઇચ્છતો નથી–તે ભય પામતો નથી.

તાત્પર્ય કે તર્ક વડે આ વિષયની પ્રાપ્તિ થાય નહિ, એમ યમરાજા કહે છે.

નાસ્તિક મતવાળા એમ કહે છે, કે સૃષ્ટિનો કોઈ કર્તા જ નથી, એ તો અનાદિ છે. તે લોકો એમ પણ કહે છે કે—

त्रयो वेदस्य कर्तारो भांडो धूर्तनिशाचराः ।

ત્રણે વેદના રચનારા, ભાંડ, ધૂર્ત અને નિશાચર જેવા છે.

અર્થાત્ આ લોકો (નાસ્તિક મતવાળા) વેદને કપોલકલ્પિત માને છે. આવા લોકોને મનાવવા માટે ઋષિઓએ તર્કશાસ્ત્રીઓ ઊભા કરી તેમને મનાવવા કોશિષ કરી; એટલે કે સૂર્ય, ચંદ્ર, ગ્રહાદિ એ બધા કોઈ પણ આધાર વગર અદ્ધર ઊભા છે! તે પ્રત્યક્ષ જોવામાં આવે છે, એમને ઉત્પન્ન કરવાવાળો કોણ? અને કોની સત્તાથી તેઓ આધારરહિત અદ્ધર ઊભા છે? આ તેઓ અનુમાન-પ્રમાણ વડે સાબિત કરે છે, પરંતુ જીવાત્માના અસ્તિત્વ તથા પૂર્વજન્મના સંબંધમાં તર્ક વડે એ સિદ્ધ થાય નહિ, એ તો ગુરુઅનુભવ દ્વારા સિદ્ધ થાય છે.

માટે યમરાજા કહે છે કે—

नैषा तर्केण मतिरापनेया प्रोक्ताऽन्येनैव सुज्ञानाय प्रेष्ठ।
यां त्वमापः सत्यधृतिर्बतासि त्वादृशो भूयान्नचिकेतः प्रष्टा॥

આ મતિ તર્ક વડે પ્રાપ્ત થઈ શકતી નથી. હે પ્રિયતમ! અન્ય વડે (ગુરુ દ્વારા) કહેલી (મતિ) જ સાક્ષાત્કાર કરાવે છે. તે મતિને તેં પ્રાપ્ત કરી છે. અહો! તું સત્ય ધૈર્યવાળો છે. અરે નચિકેતા! અમને તારા જેવો પૂછનાર બીજો મળો!

મહારાજા સાહેબ: યમરાજાએ નચિકેતાને મોટી જમીન-જાગીર આપવા છતાં પણ તે ભોગવિલાસમાં લલચાયા નહિ તેનું કારણ શું?

સ્વામી પ્રકાશાનંદ: પદાર્થમાં દોષદૃષ્ટિ જોવાથી વૈરાગ્ય આવે છે. ભગવાન ગીતાના ૧૩મા અધ્યાયમાં સૂચવે છે:

इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम्॥

ઇંદ્રિયોના વિષયમાં વૈરાગ્ય તથા અહંકારથી રહિતપણું રાખવાથી તેમ જ જન્મ, જરા, મરણ અને વ્યાધિનાં દુઃખોનો વારંવાર વિચાર કરવાથી તીવ્ર વૈરાગ્ય થાય છે.

આ ઉપર બુદ્ધ ભગવાનનું દૃષ્ટાંત છે કે–

## ભગવાન બુદ્ધનું ચરિત્ર

બુદ્ધ ભગવાન ઈ. સ. પૂર્વે ૬૦૦ના સુમારે કપિલવસ્તુ નામના શહેરમાં શુદ્ધોદનરાજાને ત્યાં જન્મ્યા હતા. શુદ્ધોદન રાજાને બે રાણી હતી. એકનું નામ માયાદેવી અને બીજીનું નામ ગૌતમી હતું. બેઉ અંજન નામના શાકયની પુત્રીઓ હતી. માયાદેવી પ્રસૂતિ માટે પિયર જતી હતી તેવામાં રસ્તામાં લુંબિવનમાં તેણે પુત્રને જન્મ આપ્યો. તે આગળ ઉપર બુદ્ધ ભગવાન તરીકે પ્રસિદ્ધ થયા. તેનું નામ સિદ્ધાર્થ રાખવામાં આવ્યું હતું. શુદ્ધોદનરાજાને તેમના જન્મની ખબર પડતાં મા–દીકરાને ઘેર લઈ આવ્યા અને તેમના જન્માક્ષર કરાવ્યા. રાજ્યમાં સાત વિદ્વાન ભવિષ્યવેત્તા હતા. તે સર્વેએ કહ્યું, કે 'આ પુત્ર મહાન ચક્રવર્તી રાજા થશે અથવા સંન્યાસી થઈ જગતનો ઉદ્ધાર કરશે.' અસિતઋષિએ કહ્યું, કે 'એ જગતનો ઉદ્ધારક થશે.' રાજાએ પુત્રને મોજશોખમાં રાખવા નિશ્ચય કર્યો. તેને માટે એક તળાવ ખોદાવી તેમાં વિવિધ કમળો રોપાવ્યાં. તેને રહેવા માટે શિયાળો, ઉનાળો અને ચોમાસાને લાયક ત્રણ રાજમહેલો બંધાવ્યા. ઋતુઋતુ અનુસાર તે તેમાં રહેવા જતા, પરંતુ તેમને બહાર જવા માટે છૂટ આપવામાં આવી નહોતી. સ્ત્રીઓનાં ગાયનવાદનમાં જ મશગૂલ રહી તે દિવસો ગાળતા હતા. કપિલવસ્તુમાં દર વર્ષે પ્રમંગલ( ખેતર ખેડવાના દિવસ )નો ઉત્સવ થતો હતો. રાણી સિદ્ધાર્થને લઈ મોટી ધામધૂમથી ખેતરમાં ગયાં. ત્યાં એક જાંબુના વૃક્ષ નીચે સિદ્ધાર્થ ધ્યાનસ્થ થઈ ગયા. રાજાને ખબર થઈ. સિદ્ધાર્થ ધ્યાનમાંથી ઊઠ્યો ત્યારે તેને પ્રેમથી આલિંગન કર્યું. રાજાને અસિતઋષિનું ભવિષ્ય ખરું પડશે કે શું એમ શંકા થઈ. કેટલોક વખત વીત્યા પછી સિદ્ધાર્થને યશોધરા નામની એક રૂપવતી કન્યા સાથે પરણાવ્યો. સિદ્ધાર્થનો તેના પર અગાધ

પ્રેમ હતો. તેનાથી તેને એક પુત્ર થયો. જેનું નામ રાહુલ પાડયું. કોઈ પણ દુઃખી સિદ્ધાર્થની નજરે ન પડે તે વિષે રાજાએ ઘણી જ કાળજી રાખી હતી. સિદ્ધાર્થને આવા અપૂર્વ વૈભવવાળા મહેલમાં હમેશના વસવાટથી કંટાળો આવ્યો ને એક દિવસ નગરમાં ફરવાની ઇચ્છા થવાથી રાજાની આજ્ઞા માગી. રાજાને ખબર થતાં નગરને શણગારવાનો હુકમ આપ્યો, ને શેરીએ શેરીએ તથા ચૌટે ચૌટે ને ઘેર ઘેર ગાયનવાદન ને નૃત્ય વગેરે સાધનોથી આનંદમંગળ વર્તી રહે ને કોઈ પણ દુઃખી મનુષ્ય શહેરમાં નજરે ન પડે તેનો ખાસ બંદોબસ્ત કર્યો. સિદ્ધાર્થ રથમાં બેસીને છન્ન નામના સારથિ સાથે નીકળ્યો, ને ઠેકઠેકાણે આનંદમંગળ વર્તી રહેલાં જોયાં; એટલે છન્નને શહેર બહાર રથને લઈ જવા હુકમ કર્યો. શહેર બહાર જતાં સિદ્ધાર્થે વૃદ્ધાવસ્થાથી વાંકો વળી ગયેલો અને લાકડીના ટેકાથી ધીમે ધીમે લથડિયાં ખાતો એક માણસ જોયો. તેના વાળ સફેદ થઈ ગયા હતા, શરીર શોષાઈ ગયુ હતું ને ચામડીને કરચલીઓ પડી હતી. તેને જોઈ તેણે છન્નને પૃછ્યું, કે ‘ આ સામે જાય છે તે મનુષ્ય આમ કેમ ચાલે છે ? ’ છન્ને કહ્યું, કે ‘ આ માણસ વૃદ્ધ થયો છે તેથી તેમ ચાલે છે. સર્વ મનુષ્યો સમય જતાં તેના જેવા થઈ જાય છે ને વૃદ્ધાવસ્થાને લીધે અશક્ત બને છે.’ સિદ્ધાર્થ વિચારમાં પડી ગયો ને ત્યાંથી જ મહેલમાં જવા પાછો ફર્યો. થોડા દિવસ પછી ફરી તે ઉદ્યાનમાં ફરવા નીકળ્યો. ત્યાં એક રોગગ્રસ્ત માણસને જોઈ છન્નને પૂછ્યું, કે ‘ આ માણસ વૃદ્ધ નથી છતાં આટલો અશક્ત કેમ જણાય છે ? તેનું મુખ તેજહીન જણાય છે ને કેટલાક ઉપવાસ તેને થયા હોય એમ લાગે છે.’ છન્ને કહ્યું, કે ‘ આ વ્યાધિગ્રસ્ત છે. માણસને વ્યાધિ ઘેરી લઈને એને એવો ક્યારે કરી દે તેનો નિયમ નથી.’ સિદ્ધાર્થે ત્યાંથી રથ ફેરવાવ્યો ને તે બોલ્યો, કે ‘ આજ સુધી મને યુવાવસ્થાનો મદ હતો, હવે નથી, ઉદ્યાનક્રીડાની હોંશ રહી નથી. ’ વળી થોડાક દિવસ

કરી આત્યંતિક સુખનો માર્ગ શોધી કાઢવાનો પ્રયત્ન કરવો જોઈએ. આ કુંવરીએ આત્યંતિક સુખનું સ્મરણ કરાવ્યું તેથી તે મને ગુરુ સમાન છે. તેને કંઈ ગુરુદક્ષિણા આપવી જોઈએ.' આમ વિચાર કરી તેણે તે કુંવરીને ગળાનો હાર ભેટ તરીકે મોકલ્યો. જરા, વ્યાધિ, મરણ ઇત્યાદિ દુઃખમાંથી મુક્ત થવામાં તેને સ્ત્રી–પુત્રાદિક, દાસદાસી વગેરે બંધનરૂપ લાગ્યાં. આવા વિચારો તેના મનમાં ઘોળાતા હતા ત્યાં વારાંગનાઓનું જૂથ જામ્યું. તેમનાં નૃત્ય અને વાદનથી સિદ્ધાર્થને આનંદ ન થતાં નિદ્રા આવી. પેલી વારાંગનાઓ પણ નિદ્રાવશ થઈ ગઈ. મધ્યરાત્રે સિદ્ધાર્થ જાગ્યો. પલંગ પર આસન વાળી બેઠો. જન્મ, જરા અને વ્યાધિના વિચારોથી એનું મન વ્યગ્ર હતું. તેની નજર નર્તકીઓ ભણી ગઈ. કોઈ ઊંઘમાં લવતી હતી, કોઈના મોઢામાંથી લાળ વહેતી હતી, કોઈ દાંત કચકચાવતી હતી, કોઈના વસ્ત્રનું ઠેકાણું નહોતું એવું અસ્તવ્યસ્ત દૃશ્ય જોઈ સિદ્ધાર્થ મનમાં બોલ્યો : 'આ દેવલોકની અપ્સરા જેવો ભાસ કરાવનારી સ્ત્રીઓનું આ ખરું સ્વરૂપ છે! નિદ્રા એક નાનું મૃત્યુ જ છે અને મૃત્યુ પછી જે સ્થિતિ થવાની છે તેનું ભાન કરાવે છે. હે સૌંદર્ય ! તું કેટલું ક્ષણભંગુર અને નશ્વર છે તેની ખરી કલ્પના મને આવી છે. હવે તું મને મોહમાં ફસાવી શકનાર નથી.' સિદ્ધાર્થ પલંગ પરથી ઊઠ્યો અને દરવાજા ઉપર જઈ તેના વિશ્વાસુ સારથી છન્નને કંથક ઘોડાને સજ્જ કરવા હુકમ કર્યો. ઘોડો તૈયાર થયો કે તરત જ સિદ્ધાર્થ નીચે ઊતર્યો. તેટલામાં તેને યશોધરા યાદ આવી. મહેલમાં જઈ યશોધરાને પુત્ર સાથે નિદ્રાવશ જોઈ. તેને જગાડવાનો વિચાર આવ્યો. તે વિચારને દાબી દઈ મહેલ છોડી નીકળી જવું યોગ્ય લાગ્યું. 'મને જન્મ, જરા, મૃત્યુ અને શોકમાંથી મુક્ત થવાનો માર્ગ જડશે તો યશોધરા અને પુત્રનું કલ્યાણ થશે. તેમની મોહજાળમાં સપડાવાથી મોક્ષમાર્ગમાં મોટું વિઘ્ન આવશે,' એમ વિચારી તે મહેલમાંથી બહાર નીકળી પડ્યો.

શુરુપૂર્ણિમાની મધ્યરાત્રિ હતી. ઘોડો ઘણો મજબૂત હોવાથી પોતે અને છન્ન તેના ઉપર બેઠા. ઘોડો વાયુવેગે ઊપડ્યો. તે ત્રણ રાજ્ય વટાવી 'અનોમા' નદીને કાંઠે પહોંચ્યો. સિદ્ધાર્થે ઘોડા ઉપરથી ઊતરી છન્નને અલંકાર આપી પાછા ફરવા કહ્યું. છન્નને ઘણું જ દુ:ખ થયું પણ સિદ્ધાર્થે તેનું સમાધાન કરી પિતાને કહેવડાવ્યું, કે 'રાજ્યનું નશ્વર સુખ તમારા પુત્રના મનને સમાધાન આપી શક્યું નહિ. તે શાશ્વત સુખની શોધમાં મહેલ છોડી ગયો છે અને તે સુખ પ્રાપ્ત થતાં આપનાં દર્શને પાછો આવશે.'

તેમણે મહેલ છોડ્યો તે વખતે તેમની ઉંમર ૨૮ વર્ષની હતી. સંન્યાસ લીધા પછી તેમણે સાત વર્ષ સુધી અનેક ઠેકાણે રહી જુદી જુદી સાધના કરી. તેમાં પોતાને સમાધાન થયું નહિ. તે સમયમાં આત્યંતિક સુખના પ્રચલિત માર્ગોમાં તેવા સુખનો અનુભવ ન થવાથી પોતે સ્વતંત્ર રીતે તેવા સુખનો અનુભવ કરવા મથ્યા. છેવટે તેમને યશ મળ્યો. તે કાળના માર્ગો સાથે સરખાવતાં સાચો માર્ગ તેમને મધ્યવર્તી એટલે કે બેઉ છેડાની વચ્ચેનો જણાયો. તેઓ દ્વૈત, અદ્વૈત, માયા, બ્રહ્મ વગેરે વિષે ઉપદેશ કરતા નહોતા. તેમના સિદ્ધાંતનો સાર નીચે પ્રમાણે છે:

૧ દુ:ખ છે, ૨ દુ:ખનું કારણ છે, ૩ દુ:ખ નિવાર્ય (ટાળી શકાય એવું) છે, ૪ તેના નિવારણનો માર્ગ છે: આ ચાર સત્ય છે. નિવારણના માર્ગને અષ્ટાંગ માર્ગ કહે છે. ૧ સમ્યક્ દૃષ્ટિ, ૨ સમ્યક્ સંકલ્પ, ૩ સમ્યક્ વાચા, ૪ સમ્યક્ કર્મ, ૫ સમ્યક્ આજીવિકા, ૬ સમ્યક્ વ્યાયામ, ૭ સમ્યક્ સ્મૃતિ અને ૮ સમ્યક્ સમાધિ. આ પ્રમાણેના તેમના સિદ્ધાંતો હતા. સિદ્ધાર્થ બુદ્ધ ભગવાનના નામથી પ્રસિદ્ધ થયા. એક કાળે હિંદુસ્તાન, બ્રહ્મદેશ, ચીન, જાપાન, લંકા વગેરે સર્વ દેશમાં તેમના અનુયાયી હતા.

બુદ્ધ ભગવાનની માફક જન્મ, જરા, વ્યાધિ, મૃત્યુ અને શોકનો વિચાર વારંવાર કરવાથી સંસારની મોહમાયામાંથી આપણે

છૂટી શકીશું. આ તો બુદ્ધદેવ જેવા શૂરવીરનું કામ છે. મારા જેવા કાયરનું કામ નથી.

મહારાજા સાહેબ: શૂરવીર કેમ થવાય ?

સ્વામી પ્રકાશાનંદ: શંકર ભગવાન કહે છે, કે

आरूढस्य विवेकाश्वं तीव्रवैराग्यखड्गिनः ।
तितिक्षावर्मयुक्तस्य प्रतियोगी न विद्यते ॥

વિવેકરૂપી અશ્વ પર સવાર થયેલા, તીવ્ર વૈરાગ્યરૂપી તલવાર ધારેલા, તિતિક્ષા( સર્વ દુઃખ સહન કરવાં તે )રૂપી બખ્તર પહેરેલા પુરુષને કોઈ શત્રુ હોઈ શકતો નથી.

સામાન્ય રીતે મહાભારતમાં જ્યારે લોકો યુદ્ધની કથા સાંભળતા હોય છે, ત્યારે તેમને બહુ મજા પડે છે અને તેઓ રસથી તે કથાનું શ્રવણ કરે છે; પણ રણમેદાનમાં જ્યાં તલવારના ખણખણાટ થતા હોય છે, યોદ્ધાઓનાં મસ્તક ધડથી છૂટાં થઈ ભૂમિ પર પડતાં હોય છે, લોહીની નીકો વહેતી હોય છે અને રણનો કોલાહલ મચ્યો હોય છે, ત્યાં જો તેમને લઈ જઈ ઊભા રાખવામાં આવે તો તે દૃશ્ય જોઈને તેમનું હૃદય ધ્રૂજવા માંડે છે અને તેઓ પછી ત્યાંથી નાસભાગ કરે છે; પછી હાથમાં તલવાર લઈ લડવાની તો વાત જ શી ?

મહાભારતમાં ઉત્તરકુમારનું દૃષ્ટાંત આવું જ છે. કૌરવોએ વિરાટ દેશની ગાયોનું હરણ કર્યું ત્યારે તેને પાછી વાળવા જવાના પ્રસંગે ઉત્તરકુમારે પોતાની વીરતાનાં વખાણ કરીને 'કૌરવોની સેનાને હરાવી ગાયો પાછી લાવવી એ સહજ છે' એમ રાજસભામાં જણાવ્યું. પરંતુ કૌરવસેનાનાં દર્શન થતાં જ એની એ વીરતા ગળી ગઈ અને તેને સ્થાને કાયરતા આવી. તેણે યુદ્ધક્ષેત્રમાંથી નાસી જવા રથ વાળવા બૃહન્નલાને કહ્યું. રથ જ્યારે બૃહન્નલાએ (અર્જુને) પાછો વાળવા ના પાડી અને હિંમત રાખી રથમાં બેસી રહેવા કહ્યું, ત્યારે ઉત્તરકુમાર રથ ઉપરથી ભૂસકો મારીને નાસવા લાગ્યો.

બૃહન્નલાએ તેને પકડી રથ ઉપર બેસાડી બાંધી રાખ્યો ત્યારે ઉત્તરકુમારે રડતાં રડતાં બૃહન્નલાને કહ્યું, કે 'મેં તો માત્ર ચિત્રમાં ચિતરાયેલા યુદ્ધને જોયુ હતું, વાસ્તવિક યુદ્ધનો મને ખ્યાલ નહોતો. વાસ્તવિક યુદ્ધમાં મહાન વીરનરોની સામે લડવું, તેમનાં શસ્ત્રોના ઘા સહન કરવા, તેમને જીતવા અને જીવવું એ અતિ કઠિન છે, એ અત્યારે પ્રત્યક્ષ થાય છે. એનો ખ્યાલ મને પ્રથમથી હોત તો આવું દુષ્કર કાર્ય કરવાનું કદી પણ માથે ઉઠાવત નહિ, એટલું જ નહિ પણ ઘરમાંથી પગ બહાર મૂકવાની હિંમત પણ મેં કરી ન હોત.' તેવી રીતે જ્યાં સુધી શાસ્ત્રાદિકની કથામાં લોકો વિવેકવૈરાગ્યની વાતો જ માત્ર સાંભળે છે, ત્યાં સુધી તો તેમને એમાં રસ પડે છે, પણ જ્યારે વિવેકવૈરાગ્ય દ્વારા ચિત્તવૃત્તિને સ્થિર કરવાનો પ્રયત્ન તેઓ કરવા માંડે છે, ત્યારે જ તેની મુશ્કેલી તેમને સમજાય છે. ચિત્તવૃત્તિને જીતવી એ કાંઈ સહેલી વાત નથી, એ તો મનોનિગ્રહ કરી શકે તેવા શૂરવીરનું કામ છે. વેદમાં કહ્યું છે કે :

यदि वीरो अनुष्यादग्निमिन्धीत मर्त्यः ।
आजुह्वद्धव्यमानुषक् शर्म भक्षीत दैव्यम ॥

જો વીર માનવી પાછળ ને પાછળ મંડ્યો રહે, (પ્રભુપ્રાપ્તિની ઉત્કટ ઇચ્છારૂપી) અગ્નિને સળગાવે, હરહંમેશ (કામક્રોધાદિ વૃત્તિઓને) તેમાં હોમે, તો જ તે દિવ્ય સુખ પ્રાપ્ત કરી શકે છે.

જગતમાં રાજ્યપ્રાપ્તિ માટે કેટલો ભોગ આપવો પડે છે? મૃત્યુ વગેરેનો ભય રાખ્યા સિવાય, સતત પુરુષાર્થ કરવાવાળા શૂરવીર પુરુષને જ નાશવાળું તુચ્છ રાજ્ય મળી શકે છે. બીજા કાયર પુરુષને સામાન્ય શત્રુ પણ દૂરથી નસાડી મૂકે છે. એવી રીતે જે યોદ્ધો વિવેકરૂપી ઘોડા ઉપર સવાર થયેલો છે અને વૈરાગ્ય-

તે પછી મહારાજ સાહેબ પોતાને બંગલે પધાર્યા.

બીજે દિવસે સવારે મહારાજ સાહેબ સ્વામીજી પાસે પધાર્યા. ત્યારે પ્રસંગ નીકળતાં મહારાજ સાહેબે સ્વામીજીને પ્રશ્ન કર્યો:

મહારાજ સાહેબ: ભગવાને ભગવદ્‌ગીતામાં કહ્યું છે, કે—

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥

મારી (પરમેશ્વરની) સત્વાદિ ગુણરૂપ પ્રસિદ્ધ દૈવી માયાને પાર કરવી મુશ્કેલ છે. જે પુરુષો મારો (પરમેશ્વરનો) સાક્ષાત્કાર કરે છે, તે પુરુષો જ આ માયાને તરી જાય છે.

આ શ્લોકમાં मामेव ये प्रपद्यन्ते । એટલે કે જે મારે શરણે આવે છે તે માયાને તરી જાય છે. એમ ભગવાન કહે છે, તો તેમને શરણે કેવી રીતે જવાય?

સ્વામી પ્રકાશાનંદ: ચાર પ્રકારના યોગ દ્વારા ભગવાનને શરણે જવાય છે. ભગવાન રામચંદ્ર રામગીતામાં કહે છે:

उत्तमं योगमास्थाय ज्ञानी विगतकल्मषः ।
मायातत्कार्यपाशेभ्यो विमुक्तः सुखमश्नुते ॥

ઉત્તમ યોગને પ્રાપ્ત કરીને પાપરહિત જ્ઞાની પુરુષ માયા અને તેના કાર્યના પાશથી છૂટી સુખ મેળવે છે.

## યોગના પ્રકાર

योगश्चित्तवृत्तिनिरोधः । ચિત્તની વૃત્તિના નિરોધને યોગ કહે છે. ચિત્તની વૃત્તિ (૧) પ્રમાણ, (૨) વિપર્યય, (૩) વિકલ્પ, (૪) નિદ્રા અને (૫) સ્મૃતિ, એમ પાંચ પ્રકારની છે.

યોગના ચાર પ્રકાર છે:

मन्त्रो लयो हठो राजो योगश्चेति चतुर्विधः ।

મંત્ર, લય, હઠ અને રાજ એમ ચાર પ્રકારના યોગ છે.

મંત્રયોગ: યોગનું અનુષ્ઠાન પણ સાધકોની શક્તિ

હોય છે. ચિત્ત પવિત્ર કરવા માટે અ
દીર્ઘકાળ નિરંતર અને આદરપૂર્વક નિયમથી
છે તે મંત્રયોગ કહેવાય છે. અર્થાત્ મંત્રપ્રતિપા
દેવનો અર્થાનુચિંતન( અર્થ અને ચિંતન )
આવે છે તે મંત્રજપ કહેવાય છે. ભગવાન
જપનું લક્ષણ લખ્યું છે, કે तज्ज . . .
અર્થચિંતન સહિત જપ કરવો જોઈએ.

લયયોગ : लयो विषयविस्मृतिः ।
એ જ લયયોગ કહેવાય છે. શાસ્ત્રમાં કહ્યુ

लययोगश्चित्तलयः कोटिशः . . .
गच्छंस्तिष्ठन्स्व . . .

ચિત્તને પરમાત્મામાં જોડી દેવા મ
યોગ શાસ્ત્રમાં કહ્યો છે. જતાં, ઊભા ર
હર વખતે સર્વવ્યાપી ઈશ્વરનું ધ્યાન કર

હઠયોગ : યમ, નિયમ, આસન,
ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠ અં

हकारः कीर्तितः सूर्यष्ठकारश्चन्द्र
सूर्यचन्द्रमसोर्योगाद् हठयोगो

'હ'કારને સૂર્ય કહેવામાં આવે
કહેવામાં આવે છે. એટલે (પ્રાણાયામ દ્વા
પ્રાણ દ્વારા બંને (સૂર્ય અને ચંદ્ર) ન
તેને હઠયોગ કહે છે.

રાજયોગ : राजन्तं दीप्यमानं तं
प्रापयेद्यस्तु योगोऽयं राजयोगः

પ્રકાશસ્વરૂપ અને અવિનાશીસ્વરૂપ પરમ
નિર્વિકલ્પ સમાધિને—આ યોગને રાજયોગ

પુરુષોએ આ રાજયોગને ઉત્તમ ગણ્યો છે.

यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टेत तामाहुः परमां गतिम् ॥

જ્યારે પાંચે ય જ્ઞાનેંદ્રિયો અને મન તથા બુદ્ધિ નિશ્ચેષ્ટ થઈ જાય, ત્યારે જ્ઞાની પુરુષો તેને પરમ ગતિ કહે છે.

*तां योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् ।*
*अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥*

સ્થિર ઇંદ્રિયોની ધારણાને યોગને જાણનારા પુરુષો યોગ માને છે. તે વખતે પુરુષ પ્રમાદરહિત થાય છે; કારણ કે યોગને ઉત્પત્તિ અને વિનાશ બંને છે.

ઉપર ભગવાન શ્રીરામચંદ્રે મૂળ શ્લોકમાં माया तत्कार्यपाशेभ्यः કહ્યું છે તે આ પ્રમાણે છેઃ

### આઠ પ્રકારના પાશ

માયા અને તેનું કાર્ય એ આઠ પ્રકારના પાશ છે, તેનાથી નિષ્પાપ અંતઃકરણવાળા જ્ઞાની મુક્ત થાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે--

घृणा लज्जा भयं शोको जुगुप्सा चेति पञ्चमी ।
कुलं शीलं च जातिश्चेत्यष्टौ पाशाः प्रकीर्तिताः ॥

દયા, લજ્જા, ભય, શોક, નિંદા, કુલાભિમાન, શીલસ્વભાવ અને જાતિઅભિમાન–આ આઠ પાશ કહેવાય છે.

પ્રાણીને બાંધવાની દોરીને પાશ કહે છે. ખોટી દયા વગેરે માણસને દોરીની માફક સંસારમાં બાંધે છે. તેથી દયા વગેરેને પાશરૂપ કહ્યાં છે.

ઘૃણાઃ દયા. બીજાનાં દુઃખોને દૂર કરવાના પ્રયત્નરૂપ દયાને ધર્મ કહ્યો છે. કોઈ પણ ધર્મકાર્ય નિષ્કામ રીતે કરવામાં આવે તો તે બંધનનું કારણ થતું નથી. છતાં તે તે આશ્રમો માટે તે તે રીતની દયા હોય છે. આશ્રમધર્મની વિરુદ્ધ થઈ દયા કરે

હોય છે. ચિત્ત પવિત્ર કરવા માટે અલ્પબુદ્ધિવાળા મનુષ્યો દીર્ઘકાળ નિરંતર અને આદરપૂર્વક નિયમથી મંત્રોનો જે જપ કરે છે તે મંત્રયોગ કહેવાય છે. અર્થાત્ મંત્રપ્રતિપાદ્ય (મંત્રમાં ઉદ્દેશેલ) દેવનો અર્થાનુચિંતન(અર્થ અને ચિંતન)પૂર્વક જે જપ કરવામાં આવે છે તે મંત્રજપ કહેવાય છે. ભગવાન પતંજલિએ યોગસૂત્રમાં જપનું લક્ષણ લખ્યું છે, કે तज्जपस्तदर्थभावनम्। તેનો (ૐકારનો) અર્થચિંતન સહિત જપ કરવો જોઈએ.

લયયોગ : लयो विषयविस्मृतिः। અર્થાત્ વિષયની વિસ્મૃતિ એ જ લયયોગ કહેવાય છે. શાસ્ત્રમાં કહ્યું છે, કે–

> लययोगश्चित्तलयः कोटिशः परिकीर्तितः।
> गच्छंस्तिष्ठन्स्वपन्भुञ्जन्ध्यायेन्निष्कलमीश्वरम्॥

ચિત્તને પરમાત્મામાં જોડી દેવા માટે અનેક પ્રકારનો લય યોગ શાસ્ત્રમાં કહ્યો છે. જતાં, ઊભા રહેતાં, ઊંઘતાં, ખાતાં–એમ હર વખતે સર્વવ્યાપી ઈશ્વરનું ધ્યાન કરવું.

હઠયોગ : યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠ અંગવાળાને હઠયોગ કહે છે.

> हकारः कीर्तितः सूर्यष्ठकारश्चन्द्र उच्यते।
> सूर्यचन्द्रमसोर्योगाद् हठयोगो निगद्यते॥

'હ'કારને સૂર્ય કહેવામાં આવે છે અને 'ઠ'કારને ચંદ્ર કહેવામાં આવે છે. એટલે (પ્રાણાયામ દ્વારા પ્રાણનો નિરોધ થાય) પ્રાણ દ્વારા બંને (સૂર્ય અને ચંદ્ર) નાડીની જે એકતા થાય તેને હઠયોગ કહે છે.

રાજયોગ : राजन्तं दीप्यमानं तं परमात्मानमव्ययम्।
> प्रापयेद्यस्तु योगोऽयं राजयोगः प्रकीर्तितः॥

પ્રકાશસ્વરૂપ અને અવિનાશીસ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત કરાવ નિર્વિકલ્પ સમાધિને–આ યોગને રાજયોગ કહ્યો છે. મહા-

પુરુષોએ આ રાજયોગને ઉત્તમ ગણ્યો છે.

> यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
> बुद्धिश्च न विचेष्टेत तामाहुः परमां गतिम् ॥

જ્યારે પાંચે ય જ્ઞાનેંદ્રિયો અને મન તથા બુદ્ધિ નિશ્ચેષ્ટ થઈ જાય, ત્યારે જ્ઞાની પુરુષો તેને પરમ ગતિ કહે છે.

> तां योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् ।
> अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥

સ્થિર ઇંદ્રિયોની ધારણાને યોગને જાણનારા પુરુષો યોગ માને છે. તે વખતે પુરુષ પ્રમાદરહિત થાય છે; કારણ કે યોગને ઉત્પત્તિ અને વિનાશ બંને છે.

ઉપર ભગવાન શ્રીરામચંદ્રે મૂળ શ્લોકમાં माया तत्कार्यपाशेभ्यः કહ્યું છે તે આ પ્રમાણે છેઃ

### આઠ પ્રકારના પાશ

માયા અને તેનું કાર્ય એ આઠ પ્રકારના પાશ છે, તેનાથી નિષ્પાપ અંતઃકરણવાળા જ્ઞાની મુક્ત થાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે–

> घृणा लज्जा भयं शोको जुगुप्सा चेति पञ्चमी ।
> कुलं शीलं च जातिश्चेत्यष्टौ पाशाः प्रकीर्तिताः ॥

દયા, લજ્જા, ભય, શોક, નિંદા, કુલાભિમાન, શીલસ્વભાવ અને જાતિઅભિમાન–આ આઠ પાશ કહેવાય છે.

પ્રાણીને બાંધવાની દોરીને પાશ કહે છે. ખોટી દયા વગેરે માણસને દોરીની માફક સંસારમાં બાંધે છે. તેથી દયા વગેરેને પાશરૂપ કહ્યાં છે.

ઘૃણાઃ દયા. બીજાનાં દુઃખોને દૂર કરવાના પ્રયત્નરૂપ દયાને ધર્મ કહ્યો છે. કોઈ પણ ધર્મકાર્ય નિષ્કામ રીતે કરવામાં આવે તો તે બંધનનું કારણ થતું નથી. છતાં તે તે આશ્રમો માટે તે તે રીતની દયા હોય છે. આશ્રમધર્મની વિરુદ્ધ થઈ દયા કરે

તો તે બંધનનું કારણ થાય છે. જેવી રીતે ભરતઋષિએ દયાવૃત્તિથી હરણને બચાવી તેનું પાલન કર્યું, પણ પછીથી તે તેમાં દયાવશ થયા, અને તે જ તેમના દુઃખના કારણરૂપ થયુ. જો તેમણે હરણને બચાવીને તે સાજું થયુ ત્યારે તેને છોડી દીધું હોત તો હરકત નહોતી; પણ મમતાથી તેને વળગી રહ્યા તેથી તેમને ઉપાધિ વધી.

लज्जा – અનુચિત વ્યવહાર કરવામાં જે લોકલાજ થાય છે તે. લજ્જા એ ધર્મરૂપ છે અને તેને ભગવાને ગીતામાં દૈવી ગુણમાં ગણાવી છે; પણ કેટલાકને માતાપિતાને પગે લાગતાં અથવા તો દેવમંદિરમાં દર્શન કરવા જતાં શરમ આવે છે, તે અધર્મરૂપ હોઈ પાશરૂપ છે.

भयम् – ધર્મમાર્ગે જતાં મારો વ્યવહાર કેમ ચાલશે ? હું શું ખાઈશ ? શું પીશ ? હું એકાંતમાં બેસીશ તો સર્પ વગેરે મને કરડી ખાશે અને મારું મૃત્યુ થશે વગેરે વિચારો આવવા તે ભયનું સ્વરૂપ છે. અને તે ઈશ્વરપ્રાપ્તિના માર્ગથી માણસને વિમુખ બનાવે છે માટે તે પાશરૂપ છે.

शोकः – ઇષ્ટ વસ્તુના વિયોગથી તથા અનિષ્ટ વસ્તુના સંયોગથી થતા રજોગુણના પરિણામરૂપ જે ખેદ થાય છે, તેને શોક કહે છે. જગતના પદાર્થોમાં અનિત્ય બુદ્ધિ દૃઢ ન હોવી અને પોતાના પ્રારબ્ધને ભોગમાં હેતુરૂપ માની સંતોષ ન રાખવો, એ શોકનું કારણ છે. તે વૈરાગ્યનો તથા ઈશ્વરમાં શ્રદ્ધાનો અભાવ સૂચવે છે; માટે તે પાશરૂપ છે.

जुगुप्सा – બીજાને હલકો પાડવા માટે, બીજાનું અપમાન કરવાની બુદ્ધિથી તેના ગુણોમાં દોષારોપણ કરવું તેને જુગુપ્સા કહે છે. સામાન્ય રીતે મનુષ્યો પ્રયત્નપૂર્વક પુણ્યપ્રાપ્તિ માટે ધર્માચરણ કરે છે; પણ તિરસ્કાર કરનાર પુરુષ તો જેનો તિરસ્કાર કરે છે, તેનું પાપ પોતે જ માથે લઈ લે છે. આ રીતે જુગુપ્સા પાપનું પ્રત્યક્ષ સાધન હોઈ પાશરૂપ છે.

કુલમ્ – કુલ એટલે વંશ. અહીં 'કુલ' શબ્દથી ઉચ્ચ કુળનું અભિમાન સૂચવ્યું છે. અભિમાનના સંબંધમાં આ દૃષ્ટાંત છે: મહાભારતના યુદ્ધની શરૂઆત વખતે પાંડવ અને કૌરવ બંને પક્ષ તરફથી શ્રીકૃષ્ણને પોતપોતાના પક્ષમાં જોડાવા માટે વિનતિ થઈ, ત્યારે ભગવાને એવો તોડ કાઢ્યો, કે કાલે સવારે મારી પાસે જે પક્ષના પ્રતિનિધિ આવશે અને જેમને હું પ્રથમ જોઈશ તેના પક્ષમાં હું રહીશ. આ ઉપરથી કૌરવો તરફથી દુર્યોધન અને પાંડવો તરફથી અર્જુન કૃષ્ણની મુલાકાત માટે પ્રાતઃકાળે ગયા. ભગવાન નિદ્રામાં છે એમ જણાતાં બંનેને તેમના જાગવાની પ્રતીક્ષા કરવી પડી. દુર્યોધને વિચાર્યું કે હું રાજા છું, વંશપરંપરાગત રાજની ગાદીનો ધણી છું અને શ્રીકૃષ્ણ તો સામાન્ય ગરાસિયા જેવા યદુકુળના ક્ષત્રિય છે. તેથી મારે તેમના મસ્તક આગળ આસન માંડી બેસવું. પરંતુ અર્જુન તો ભગવદ્‌ભક્ત હતો, તેથી તે નમ્રભાવે પ્રભુના ચરણ પાસે બેઠો. ત્યાર બાદ જ્યારે ભગવાન જાગ્યા ત્યારે તેમણે પગ પાસે બેઠેલા અર્જુનને પ્રથમ જોયા અને તેમની સાથે રહેવાનું વચન આપ્યું, પણ પછી તેમણે દુર્યોધનને જોઈને કહ્યું, કે મારા વચન મુજબ મેં અર્જુનને પ્રથમ જોયા, એટલે મારે પોતાને તો તેમના પક્ષમાં જ રહેવું પડશે.

અર્થાત્ દુર્યોધનને કુલાભિમાન પાશરૂપ નીવડ્યું અને અંતે એ પાશને લીધે ભગવાનની પ્રાપ્તિ ન થઈ ને આખરે તેનો વિનાશ થયો.

શીલમ્ – બ્રાહ્મણની ભક્તિ, દેવતા તથા માતાપિતાની ભક્તિ, સૌમ્યતા, બીજાને સંતાપ ન દેવો, અસૂયાનો અભાવ, કોમળતા, કઠોર વાણી ન બોલવી, સર્વ પ્રાણીઓનું હિત કરવાની વૃત્તિ, સર્વની સાથે પ્રિય બોલવું, બીજાએ કરેલો ઉપકાર ન ભૂલવો, આપણે શરણે આવેલાની રક્ષા કરવી, દયાળુપણુ તથા શાંતિ એમ તેર પ્રકારનાં શીલ છે. આ શીલનું અભિમાન હોય તો પુરુષ બીજા કરતાં પોતાને ઊંચો માની તેની અવગણના કરે છે.

તે પાપના હેતુરૂપ હોવાથી પાશરૂપ છે.

જાતિ – બ્રાહ્મણ વગેરે યોનિમાં જન્મ. આ પ્રકારનું જાતિઅભિમાન પણ પાપનો હેતુ હોઈ બંધનરૂપ છે. જાતિઅભિમાનવાળા પુરુષને પુણ્યકર્મનું ફળ જલદી મળતું નથી. ઉત્તંકઋષિએ અમૃત પીવાની ઇચ્છાથી વિષ્ણુ ભગવાનને પ્રસન્ન કરવા બહુ તપ કર્યું. જ્યારે વિષ્ણુ ભગવાન પ્રકટ થયા ત્યારે તેમણે તેમની સમક્ષ પોતાની ઇચ્છા જણાવી. 'તમને ઇંદ્ર અમૃત પિવડાવવા આવશે' એમ કહી વિષ્ણુ ભગવાન અંતર્ધાન થઈ ગયા. વિષ્ણુ ભગવાને ઉત્તંકઋષિને અમૃત પિવડાવવાની ઇંદ્રદેવને આજ્ઞા કરી. ઇંદ્રદેવને ભય લાગ્યો, કે બ્રાહ્મણો ઘણું કરીને જાતિઅભિમાનવાળા હોય છે અને ઉત્તંકઋષિ અમૃત પીને અમર બનશે તો કોણ જાણે શો અનર્થ કરશે? એટલે ઉત્તંકઋષિને છેતરવા તેમણે એક ગરીબ મલિન ભિખારીનું રૂપ લીધું અને એક મેલી હાંડલીમાં અમૃત લઈને ઉત્તંકઋષિને આપવા ગયા. ઉત્તંકઋષિએ વિચાર કર્યો, કે દેવ લોકો તો સામાન્ય રીતે પ્રકાશવાળા અને કાંતિયુક્ત હોય છે; અને ઇંદ્ર તો દેવોનો રાજા કહેવાય, તો તે આવો મલિન ભિખારી કેમ હોઈ શકે? આ તો જરૂર મને કોઈ જાતિભ્રષ્ટ કરવા માટે હાંડલીમાં કંઈ નિષિદ્ધ વસ્તુ લઈને આવ્યો છે. જ્યારે ઇંદ્રે ભિખારીના વેશમાં તેમને 'લ્યો,' અમૃત પીઓ' એમ કહ્યું, ત્યારે તે ઊંચે સ્વરે બોલ્યા: 'જાઓ જાઓ, મારે અમૃત નથી પીવું.' ઇંદ્રને તો એટલું જ જોઈતું હતું, તેથી તેઓ તો તે જ ક્ષણે ત્યાંથી ચાલ્યા ગયા. આ રીતે જાતિઅભિમાનને લઈ ઉત્તંકઋષિએ અમૃત ગુમાવ્યું.

વળી આ સંબંધમાં બીજું એક દૃષ્ટાંત છે:

કાશી પાસે કોઈ એક સંન્યાસી રહેતા હતા. પોતાના પ્રબળ પુરુષાર્થને લીધે તે ઊંચી સ્થિતિએ પહોંચ્યા હતા. માત્ર કોઈ પ્રતિબંધથી આવરણભંગ થવાનું બાકી રહ્યું હતું, તેથી તે પૂર્ણ દશાને પ્રાપ્ત થયેલા નહોતા. એક વખત પોતાના અવસાનનો

સમય નજીક છે એમ જાણી તે પોતાના શિષ્યવર્ગને કહેવા લાગ્યા, કે મારો દેહ કાશીમાં પડે તો ઠીક. શિષ્યો તેમની ઇચ્છા મુજબ તેમને પાલખીમાં કાશી લઈ જવા લાગ્યા. રસ્તામાં ગભરામણ થવાથી તેમણે પાણી પીવા માગ્યું, તેથી પાલખી ઝાડ નીચે મૂકી એક શિષ્ય પાણી લેવા ગયો. પાણી માટે આસપાસ ઘણી તપાસ કરી છતાં તે મળ્યું નહિ. નજીક એક ઢેઢવાડો દેખાયો. તે જોઈ શિષ્યે વિચાર કર્યો, કે ગુરુજીને ખૂબ તરસ લાગી છે અને પાણી મળતું નથી, તો આ ઢેઢવાડામાંથી લઈ જાઉં તો શું ખોટું ? વળી આપત્કાળમાં એવું પાણી પીવાનો દોષ પણ નથી. એમ વિચાર કરી ત્યાંથી પાણી લઈ ગુરુને આપ્યું. પાણી પીવાથી કંઈક શાંતિ વળી ત્યારે ગુરુએ શિષ્યોને પૂછ્યું : 'પાણી ક્યાંથી લાવ્યા હતા ?' શિષ્યે કહ્યું : 'ભગવન્! પાણી માટે ઘણી તપાસ કરી, પણ ક્યાંય ન મળવાથી પાસેના ઢેઢવાડામાંથી લાવ્યો છું.' આ સાંભળી ગુરુ નિરાશ થઈ ગયા અને બોલ્યા : 'અરેરે, આખી જિંદગી એળે ગઈ અને મારો દેહ વટલાયો.' એટલું કહેતાં તેમના પ્રાણ નીકળી ગયા. આ પછી તેમનો જન્મ કાશી નગરમાં દાંડી પીટનાર ઢેઢને ઘેર થયો; કારણ કે અંતઘડીએ તેમને બ્રાહ્મણપણાનું અભિમાન આવ્યું હતું. આમ છતાં જ્ઞાન થવાની તૈયારીમાં જ તેમનું અવસાન થયું હતું, બીજા જન્મમાં તે વામદેવજીની પેઠે ગર્ભમાંથી જ જડભરત જેવા મૂંગા હતા. તેમને સહુ ગાંડા ગણતા હતા. એક વખત તેમના પિતાને કોઈ અગત્યના કામ માટે બહારગામ જવાનું થયું. તે વખતે તે પોતાનો દાંડી પીટવાનો વારો હોવાથી તે પોતાના આ મૂંગા દીકરાને કામ કરી લેવાનું ઇશારાથી સમજાવી ગયો. મહાત્મા રાત્રે દાંડી પીટવા નીકળ્યા અને જતાં જતાં વિચાર કર્યો, કે હમેશાં અંધારી રાત્રિમાં ચોર લોકથી જાગ્રત રહેવા દાંડી પિટાય છે. આજ રાત્રે હું અધિકારી જનોને જ્ઞાનરૂપી રાત્રિમાં કામક્રોધાદિ ચોરોથી જાગ્રત રહેવા માટે જ્ઞાનોપ-

દેશરૂપી દાંડી પીટીશ. પછી પહેલે પ્રહરે દાંડી પીટતાં પીટતાં તે બોલ્યા :

> आशायां बध्यते लोकः कर्मणा परिबध्यते ।
> आयुःक्षयं न जानाति तस्माज्जागृहि जागृहि ॥

(પ્રાણીઓ) આશામાં બંધાય છે અને કર્મથી વિશેષ બંધાય છે, પણ આયુષ્યના ક્ષયને તેઓ જાણતા નથી; માટે જાગો, જાગો.

એમ આખા ગામમાં દાંડી પીટતાં પીટતાં આખરે તે રાજાના અંતઃપુરની પાસે આવીને આ જ શ્લોક બોલ્યા. તે વખતે રાજા જાગતા હતા. તેમણે આ સાંભળી વિચાર કર્યો, કે ' આ કોઈ દાંડી પીટનાર નથી પણ પૂર્વજન્મના યોગી જેવા લાગે છે.' એ વિચારમાં ને વિચારમાં રાજા જાગતા રહ્યા. બીજે પ્રહરે પણ તે જ પ્રમાણે તેઓ બીજો શ્લોક બોલ્યા:

> जन्मदुःखं जरादुःखं जायादुःखं पुनः पुनः ।
> अन्तकाले महादुःखं तस्माज्जागृहि जागृहि ॥

જન્મ દુઃખરૂપ છે, વૃદ્ધાવસ્થા દુઃખમય છે, વળી સ્ત્રી (સ્ત્રીપુત્રાદિક કુટુંબજાળ) દુઃખરૂપ છે અને અંતકાળે પણ મોટું દુઃખ જ છે; માટે જાગો, જાગો.

આ પણ રાજાએ સાંભળ્યું. ત્રીજે પ્રહર થયો ત્યારે તે જ પ્રમાણે ત્રીજો શ્લોક બોલ્યા :

> कामक्रोधौ लोभमोहौ देहे तिष्ठन्ति तस्कराः ।
> ज्ञानरत्नापहाराय तस्माज्जागृहि जागृहि ॥

કામ, ક્રોધ, લોભ તથા મોહ—આ ચોરો જ્ઞાનરૂપી રત્નની ચોરી કરવા માટે દેહમાં ભરાઈ રહ્યા છે; માટે જાગો, જાગો.

તે પણ રાજાએ સાંભળ્યું. ચોથે પ્રહરે પણ તે જ પ્રમાણે ચોથો શ્લોક બોલ્યા:

> ऐश्वर्यं स्वप्नसंकाशं यौवनं कुसुमोपमम् ।
> क्षणिकं चलमायुष्यं तस्माज्जागृहि जागृहि ॥

ઐશ્વર્ય સ્વપ્ન સરખું છે, યૌવન પુષ્પ જેવું છે અને આયુષ્ય ક્ષણિક તથા ચંચળ છે; માટે જાગો, જાગો.

છેલ્લો શ્લોક સાંભળી રાજાએ નિશ્ચય કર્યો, કે સવારમાં તે મહાત્માનાં દર્શન કરવા જવું. પછી બીજે દિવસે સવારે દાંડી પીટનારના ઉપરીને બોલાવી પૂછયુ, કે રાત્રે દાંડી પીટવાનો કોનો વારો હતો ? ત્યારે પેલા ઢેઢનું નામ દીધું. રાજાએ કહ્યું, કે 'ના, કોઈ બીજો હતો. માટે બરાબર તપાસ કરી લાવો.' પછી તે ઢેઢને તેડી લાવ્યો. ઢેઢ ઘણો ગભરાયો અને આજીજી કરી કહેવા લાગ્યો : 'અન્નદાતા ! કાલે મારે ઘણું જરૂરનું કામ આવી પડ્યું અને મારે ગામ જવું પડ્યું, તેથી મારો મૂંગો છોકરો દાંડી પીટવા આવ્યો હતો. તેણે કંઈ ભૂલ કરી હશે માટે મારો ગુનો માફ કરો.' પછી રાજાએ કહ્યું, 'મારે તારા મૂંગા દીકરાનું જ કામ છે.' એમ કહી તુરત જ ઢેઢવાડામાં જ્યાં પેલો છોકરો હતો ત્યાં ગયા અને સાષ્ટાંગ દંડવત્ કરી કહ્યું, કે 'પ્રભુ ! હું આપને શરણે આવ્યો છું. મને ઉપદેશ કરો.'

આ દૃષ્ટાંતમાં સંન્યાસી મહાત્માને જાતિનું અભિમાન થવાથી ઢેઢનો જન્મ લેવો પડ્યો; માટે જાતિઅભિમાન પાશરૂપ છે.

## જ્ઞાનથી પાશમુક્તિ

આવા જે આઠ પાશ છે તેમાંથી જ્ઞાનથી મુક્ત થવાય છે. શ્વેતાશ્વતર ઉપનિષદમાં શ્રુતિ છે કે–

> ज्ञात्वा देवं सर्वपाशापहानिः ।
> क्षीणैः क्लेशैर्जन्ममृत्युप्रहाणिः ॥

અખંડ સચ્ચિદાનંદ આત્મસ્વરૂપનું જ્ઞાન થવાથી જ સર્વ પ્રકારના પાશોનો નાશ થાય છે અને અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ પાંચે ય ક્લેશો ક્ષીણ થવાથી તેના કાર્યરૂપ જન્મ, આયુષ, ભોગ અને મૃત્યુની આત્યંતિક નિવૃત્તિ થાય છે.

## પાંચ પ્રકારના ક્લેશ

આ પાંચ ક્લેશનું સામાન્ય રીતે સ્વરૂપ જાણ્યા સિવાય તેમની નિવૃત્તિ થઈ શકે નહિ. માટે પાંચ ક્લેશોનું સ્વરૂપ યોગશાસ્ત્રમાં ભગવાન પતંજલિએ કહેલું છે. અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ–આ પાંચ ક્લેશ છે. અવિદ્યાથી ભિન્ન જે અસ્મિતા આદિ ચાર ક્લેશો છે, તેમનું ઉત્પત્તિસ્થાન અવિદ્યા જ છે.

अविद्या –अनित्याशुचिदुःखानात्मसु नित्यशुचिसुखात्मख्यातिरविद्या । એટલે અનિત્યમાં નિત્યબુદ્ધિ, અપવિત્રમાં પવિત્ર બુદ્ધિ, દુઃખમાં સુખબુદ્ધિ અને અનાત્મ વસ્તુમાં ( દેહ, ઇંદ્રિય, પ્રાણ, મન, બુદ્ધિમાં ) આત્મબુદ્ધિ–આ અવિદ્યા છે. આ જ અવિદ્યાને શાસ્ત્રકારોએ તમ, અજ્ઞાન, અનૃત, માયા આદિ શબ્દોથી કહેલી છે.

अस्मिता–दृग्दर्शनशक्त्योरेकात्मताऽस्मिता । દૃક્ અને દર્શનના અભેદ જ્ઞાનનું નામ અસ્મિતા છે. અસ્મિતામાં વિવેક ગ્રહણ થતો નથી, અસ્મિતાનું બીજું નામ મોહ છે.

रागः–सुखानुशयी रागः । સુખાદિ સાધનોમાં પ્રવૃત્તિ કરાવનાર રાગ છે; અર્થાત્ સુખનાં સાધનોનો અભાવ રહેવા છતાં સુખ પ્રત્યેનું ચિંતન તેનું નામ રાગ. આનું બીજું નામ મહામોહ છે.

द्वेषः–दुःखानुशयी द्वेषः । રાગવિષયક પદાર્થોની અપ્રાપ્તિને કારણે દ્વેષ હોય છે. તેનું જ બીજું નામ તામિસ્ર છે.

अभिनिवेशः–स्वरसवाही विदुषोऽपि तथारूढोऽभिनिवेशः । એટલે આયુષ્ય વગેરે ન રહેતા છતાં પોતાના દેહમાં પરમપ્રેમ દ્વારા દેહનો જે મરણનો અભાવ ચાહવો, તેનું નામ અભિનિવેશ છે. આ ક્લેશનું બીજું નામ અંધતામિસ્ર છે.

અર્થાત્ અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ બીજાં નામ તમ, મોહ, મહામોહ, તામિસ્ર અને

અંધતામિસ્ર છે. આ પાંચ ભેદવાળી અવિદ્યા કહેવાય છે. આગળ કહેલા ક્લેશ ચાર પ્રકારના છે: પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન અને ઉદાર. જેમકે કોઈ એક અગાઉ અનુભવેલા ભોગ્ય પદાર્થોના અનુભવને લીધે થયેલા સંસ્કારો અંતઃકરણમાં રહે છે, તે પ્રસુપ્ત અવસ્થા છે. હવે તે જ ભોગ્ય પદાર્થનું જ્યારે પ્રસુપ્ત સંસ્કાર દ્વારા સ્મરણ થાય છે, ત્યારે તે તનુ અવસ્થાને પ્રાપ્ત થાય છે. જ્યારે જ્યારે સ્મર્યમાણ (યાદ કરાતા) પદાર્થ પ્રાપ્ત થાય છે, ત્યારે ત્યારે એકમાં રાગ અને બીજામાં સામાન્ય રાગ થાય છે. તે ક્લેશની વિચ્છિન્નાવસ્થા છે. પછી જ્યારે અગાઉ અનુભવેલા ભોગ્ય પદાર્થ ફરીથી પ્રાપ્ત થાય છે, ત્યારે અત્યંત પ્રેમ દેખાય છે તેનું નામ ઉદારાવસ્થા છે. આવી રીતે પ્રત્યેક ક્લેશ ચાર પ્રકારના છે. ક્લેશથી કર્મવિપાક થાય છે. અને કર્મવિપાક જન્મ, આયુષ્ય, ભોગ અને મરણ એ ચાર પ્રકારે છે. આત્મસાક્ષાત્કાર થતાં તે ચારેય કર્મવિપાક નિવૃત્ત થાય છે. આ ઠેકાણે યોગીઓ પોતાના સિદ્ધાંતમાં અવિદ્યાદિ પાંચ ક્લેશના ત્યાગમાં સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત યોગને સાધનરૂપ કહે છે. પરંતુ ઉપનિષદના સિદ્ધાંતમાં સત્પુરુષોના સિદ્ધાંતો પ્રમાણે અસ્મિતાદિ ક્લેશો અવિદ્યાજન્ય છે; તેથી અવિદ્યાના નાશથી જ તે નાશ પામે છે; અને અવિદ્યાનો નાશ અનુરાગવાળાં તત્ત્વમસ્યાદિ મહાવાક્યોથી ઉત્પન્ન થતા જ્ઞાન દ્વારા સ્વરૂપસાક્ષાત્કારથી થાય છે. માટે બન્ને પક્ષમાં પ્રથમ દુઃખ ઉત્પન્ન કરનારી અવિદ્યા જ હોય છે અને તેની નિવૃત્તિ એ આત્મસાક્ષાત્કારનો હેતુ છે અને એ જ પરમ પુરુષાર્થ છે.

મહારાજા સાહેબ: મંત્ર, લય અને રાજ એ ત્રણ યોગ જોવામાં આવે છે, પરંતુ હઠયોગ કોઈ સ્થળે જોવામાં આવતો નથી. આપના ખ્યાલમાં હોય તો તે કહો.

સ્વામી પ્રકાશાનંદ: પહેલાં હું નેતી, ધોતી, પ્રાણાયામ વગેરે કરતો હતો અને કોઈ સારા હઠયોગ જાણનારાની શોધ કરતો હતો, પરંતુ મારા મનને સંતોષકારક કોઈ મળ્યું નહીં. તે પછી '૫૦ની

સાલમાં હું થોડા દિવસ હરિદ્વારમાં તથા થોડા દિવસ ઋષિકેશમાં રહ્યો હતો. ત્યાં કેટલાક વૃદ્ધ વિદ્વાન સ્વામી લોકોને મેં પૂછયું હતું, કે હિમાલય વગેરે તરફ કોઈ હઠયોગી છે કે કેમ? ત્યારે એ લોકોએ કહ્યું હતું, કે હઠયોગની વાત કરવાવાળા તો ઘણા છે, પરંતુ કોઈને હઠયોગ કરી બતાવતા અમે જોયા નથી; અને કોઈ સારા જાણકાર ગુરુ વિના હઠયોગ કરવા ઘણા જાય છે; પછી તે લોકોને ઘણી વખત પેટનું દર્દ, માથાનું દર્દ અથવા તો હૃદયનું દર્દ થઈ જાય છે. માટે ગીતા, ઉપનિષદ વગેરે શાસ્ત્રોનો અભ્યાસ કરીને તેમાં જે રાજયોગ વર્ણવ્યો છે, તે પ્રમાણે કરો તો તે સારું છે.

મહારાજા સાહેબ: આપને જે સ્વામી લોકોએ 'કોઈ કરી બતાવતા નથી.' તેમ કહ્યું હતું, તો તે 'કરી બતાવવું એટલે શું?'

સ્વામી પ્રકાશાનંદ: પ્રાણાયામનાં ત્રણ ફળ છે: ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ. તેમાં કોઈ સાચો પ્રાણાયામ કરે છે કે કેમ, તેની ખાતરી આ રીતે થાય: પ્રાણાયામના કુંભક વખતે કનિષ્ઠ ફળ સુધી જે પહોંચ્યો હોય તે બરફ ઉપર બેસે તોપણ તેને શરીરે પરસેવો થાય છે; જે મધ્યમ ફળ સુધી પહોંચ્યો હોય તેનું આસન જમીનથી ઊંચું થઈ થોડા સમય પછી નીચે બેસી જાય છે; અને ઉત્તમ ફળ સુધી જે પહોંચ્યો હોય તેનું આસન વધારે વખત સુધી જમીનથી અદ્ધર થઈ જાય છે. પરંતુ આટલું પણ ક્યાંય જોવામાં આવતું નથી તો પછી સમાધિ સુધી પહોંચવાની તો વાત જ કયાં રહી? જે સમાધિ સુધી પહોંચ્યો હોય તેનું લક્ષણ હઠ-યોગદીપિકામાં કરવામાં આવ્યું છે. યોગસિદ્ધિની પ્રાપ્તિ પછી અમૃતત્વ (મોક્ષ)ની પ્રાપ્તિ થાય છે. એ અમૃતત્વની પ્રાપ્તિ થયા બાદ પુનર્જન્મ થતો નથી.

अन्तर्धानं स्मृतिः कान्तिः दृष्टिश्रोतज्ञता तथा।
निजं शरीरमुत्सृज्य परकायप्रवेशनम्॥

અંતર્ધાન થવું, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનનું જ્ઞાન, શરીરમાં

દિવ્ય સ્વરૂપની પ્રાપ્તિ થવી, ખૂબ લાંબે જોઈ શકવાની દૃષ્ટિ પ્રાપ્ત કરવી તથા દૂરથી શબ્દને સાંભળવાની શક્તિ પ્રાપ્ત કરવી તેમ જ પોતાના વર્તમાન શરીરનો ત્યાગ કરી બીજાના શરીરમાં પ્રવેશ કરવો. યોગીઓને આવી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે અને યોગી સંપૂર્ણ સિદ્ધ બને ત્યારે.......

अर्थानां छन्दतः सृष्टिर्योगसिद्धेश्च लक्षणम् ।
सिद्धे योगे त्यजेद्देहममृतत्वाय कल्पते ॥

યોગસિદ્ધ થયેલો યોગી પોતાની ઇચ્છા મુજબ ઇચ્છિત પદાર્થો સરજી શકે છે અને પછી તે પોતાના દેહનો ત્યાગ કરી મોક્ષ પ્રાપ્ત કરે છે.

વળી શ્વેતાશ્વતર ઉપનિષદમાં કહ્યું છે:

न तस्य रोगो न जरा न मृत्युः प्राप्तस्य योगाग्निमयं शरीरम् ।

યોગાગ્નિમય એટલે અગ્નિસ્વરૂપને પ્રાપ્ત થયેલા યોગીના શરીરમાં કોઈ રોગ રહેતો નથી. મૃત્યુ પણ તેને પોતાને અધીન બનાવી શકતું નથી. મતલબ કે શરીરને બાળનારો જે અગ્નિ છે તે સ્વરૂપમાં જ યોગીનું શરીર બની જાય છે. યોગાગ્નિરૂપ શરીરને કોણ બાળી શકે ?

કહેવાનું તાત્પર્ય એ કે હઠયોગ દ્વારા સમાધિ પ્રાપ્ત થાય છે. સમાધિ તો મુખ્ય ફળ છે. પરંતુ રોગાદિક, જરા, વ્યાધિ, મૃત્યુનો પણ અભાવ થઈ જાય છે; અને તે હજાર, બે હજાર વર્ષો સુધી જીવે છે. આજકાલ કેટલાયે માણસો 'અમે હઠયોગી છીએ' એવું અભિમાન કરે છે, પરંતુ જાતજાતના રોગોના ભોગ બનીને ૬૦-૭૦ વર્ષની ઉંમરે મૃત્યુ પામે છે; તેને હઠયોગ કહેવાય જ શી રીતે ?

## પ્રસંગ ૩ જો

એક વખત સ્વામી પ્રકાશાનંદજી વાંસદા પધાર્યા હતા. ગાદીમાં એમનો મુકામ હતો. મહારાજા સાહેબ સ્વામીજીને મળવા આવ્યા ત્યારે આ પ્રમાણે વાતચીત થઈ:

મહારાજા સાહેબ : આપની કૃપાથી મારા અંતઃકરણનો ઉદ્વેગ લગભગ દૂર થયો છે. પરમાત્માની કૃપાથી અને આપના આશીર્વાદથી પુત્રનો જન્મ થયો છે.

પછી મહારાજા સાહેબ સ્વામીજીને અંતઃપુરમાં લઈ ગયા. ત્યાં નર્સ સોળ દિવસ પહેલાં જન્મેલા કુંવર સાહેબને કપડામાં વ્યવસ્થિત રીતે વીંટાળીને બતાવવા માટે લાવી. કુમાર સાહેબ શાંત નિદ્રામાં પોઢ્યા હતા તે જોઈ સ્વામી પ્રકાશાનંદજીએ કહ્યું : 'આ રાજર્ષિ છે માટે સમાધિમાં છે.' એ સાંભળી મહારાજા સાહેબ હસવા લાગ્યા.

બીજી વખતે પ્રસંગ નીકળતાં મહારાજા સાહેબે સ્વામીજીને આ પ્રમાણે પ્રશ્ન કર્યો :

મહારાજા સાહેબ : આ પ્રસંગે મારે સંન્યાસીઓ માટે અન્નક્ષેત્ર તથા સાધુઓ માટે સદાવ્રત ચાલુ કરવાની ઇચ્છા છે, તો આપના ખ્યાલમાં કોઈ જગ્યા હોય તો બતાવો.

સ્વામી પ્રકાશાનંદ : સંન્યાસીઓ મોટેભાગે અન્નક્ષેત્રમાં જતા નથી, તેઓને ભિક્ષા બીજે મળી રહે છે. જ્યારે સફેદ કપડાંવાળા સાધુઓ માટે સદાવ્રત હોય છે, તેમાં પણ કોઈક સદાવ્રત લે છે. મોટે ભાગે સાધુને નામે ખડિયા પલટણ જ હોય છે. માટે અપાત્રને દાન આપવું તે તદ્દન નકામું છે. મનુ ભગવાન કહે છે :

> शक्तः परजने दाता स्वजने दुःखजीविनि ।
> मध्वापातो विषास्वादः स धर्म प्रतिरूपकः ॥

પારકાંઓને આપવામાં જે શક્તિમાન છે, પણ જેનાં સગાં-

સંબંધી દુઃખથી જીવે છે એવા દાતાનાં દાન એ ધર્મનું બીજું રૂપ છે, પણ તે ધર્મ કહેવાય નહિ; કારણ કે તે મધમાં મેળવેલું ઝેર પીવા બરોબર છે.

માટે એના કરતાં આપના કુટુંબમાં કોઈ દુઃખી હોય તો તેને આપવું, પછી આપની પ્રજાને આપવું તે બરોબર છે. ટૂંકા પગારના નોકરો કે જેને માસિક વીસ રૂપિયા પગાર મળતો હોય, ઘરમાં ચારપાંચ માણસો ખાનારાં હોય અને જેનું ભરણપોષણ ન થતું હોય, તેને આપવું તે આપની ફરજ છે.

બીજી વખતે જ્યારે સ્વામીજી ફરી વાંસદા પધાર્યા ત્યારે મહારાજા સાહેબે સ્વામીજીને આ પ્રમાણે કહ્યું.

મહારાજા સાહેબ: આપે ગયે વખતે કરેલા સૂચનથી હું ઘણો જ આભારી થયો છું. નાના પગારના નોકરોના પગારમાં વધારો કરવો તે કાયદા વિરુદ્ધ છે, કેમકે જો તેઓના પગારમાં વધારો કરું તો મારે દરેકના પગારમાં વધારો કરવો પડે; પરંતુ જેના ઘરમાં ખાનાર વધારે હોય અને જેનું ભરણપોષણ ન થઈ શકતું હોય તેઓને હું ખાનગી મદદ કરું છું.

બીજે દિવસે પ્રસંગ નીકળતાં મહારાજા સાહેબે સ્વામીજીને પૂછ્યું: અંતઃકરણની શુદ્ધિ કેવી રીતે થાય?

સ્વામી પ્રકાશાનંદ: 'સર્વવેદાંતસિદ્ધાંતસાર-સંગ્રહ'માં શ્રી ભગવાન શંકરાચાર્ય કહે છેઃ

## આસુરી સંપત્તિવાળા લોકો

आसुरीं संपदं त्यक्त्वा भजेद्यो देवसम्पदम् ।
मोक्षैककाङ्क्षया नित्यं तस्य चित्तं प्रसीदति ॥

એક મોક્ષની ઇચ્છાથી જે આસુરી સંપત્તિનો ત્યાગ કરીને દૈવી સંપત્તિનું સેવન કરે છે, તેનું ચિત્ત નિર્મળ થાય છે.

ભગવાન શ્રીકૃષ્ણે ગીતાના સોળમા અધ્યાયમાં બે પ્રકૃતિ

વર્ણવેલી છે: એક દૈવી અને બીજી આસુરી. તેમાં રાક્ષસીનો સમાવેશ કરીને દૈવી તથા આસુરીનું વર્ણન કરેલું છે. પણ નવમા અધ્યાયમાં દૈવી, આસુરી અને રાક્ષસીને જુદી પાડી ત્રણ ભાગ પાડ્યા છે. તેનું નીચે પ્રમાણે વર્ણન કરેલું છે:

**मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।**
**राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥**

જેમની આશા નિષ્ફળ છે, જેમનું કર્મ નિષ્ફળ છે અને જેમનું જ્ઞાન નિષ્ફળ છે, એવા વિવેકહીન પુરુષો મોહ પમાડનારી રાક્ષસી અને આસુરી પ્રકૃતિનો જ આશ્રય કરનારા હોય છે.

विचेतसः–જેમને આત્મ તથા અનાત્મ પદાર્થોનો વિવેક નથી તેવા. દાખલા તરીકે ઉપનિષદમાં કહેલી ઇંદ્ર–વિરોચનની આખ્યાયિકામાં વિરોચન આત્મઅનાત્મનો વિવેક કરવામાં અસમર્થ હતો, માટે તે विचेतसः હતો.

मोघज्ञानाः–જેમાં ઈશ્વરનું પ્રતિપાદન કરેલું નથી એવા ચાર્વાક મતને અનુસરી જેઓ સ્વર્ગ–નરક, બંધ–મોક્ષ તથા ઈશ્વરકૃત વેદોને પણ માનતા નથી તેવા. આસુરી સંપત્તિવાળા લોકોનું વર્ણન કરતાં ભગવાન ગીતાના સોળમા અધ્યાયમાં કહે છે:

**असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।**
**अपरस्परसम्भूतं किमन्यत् कामहैतुकम् ॥**

આસુરી સંપત્તિવાળા લોકો જગતને અસત્ય માને છે; અર્થાત્ વેદશાસ્ત્રો વગેરે પ્રમાણો સત્ય નથી એમ માને છે. વળી તેઓ જગતની વ્યવસ્થાના હેતુરૂપ ધર્મને પણ માનતા નથી તેમજ જગતના કર્તા અને નિયંતા તરીકે ઈશ્વરને પણ માનતા નથી. પરંતુ તેઓ જગતને માત્ર વિષયસુખની અભિલાષારૂપ કામથી પ્રેરિત, સ્ત્રીપુરુષના સંયોગથી જ ઉત્પન્ન થયેલું માને છે. આ પ્રકારનું

જ્ઞાન પુરુષને સત્ય ફળની પ્રાપ્તિ કરાવતું નથી, માટે તે વિપરીત જ્ઞાનને નકામું કહ્યું છે.

ચાર્વાક મતવાળા નાસ્તિકો સર્વ વિષયપદાર્થોના સંભોગથી ઉત્પન્ન થયેલા સુખને જ સત્ય માને છે અને બ્રહ્મસુખને કપોલ-કલ્પિત માને છે. તેઓ વિષયથી પેદા થતાં સુખોથી કામનાઓની પૂર્તિ કરવી એ જ મુખ્ય પુરુષાર્થ છે, એમ માનીને જાતજાતના વિષયભોગો ભોગવવામાં જ તત્પર રહે છે; એટલું જ નહિ, પરંતુ વર્તમાનકાળમાં કેટલાક વિદ્વાન લોકો પણ, જેમ નાસ્તિક લોકો સ્ત્રી-પુરુષના સંયોગથી સૃષ્ટિની ઉત્પત્તિ માને છે, તેમ માયા-બ્રહ્મના સંયોગને જગતની ઉત્પત્તિનું કારણ માને છે; પરંતુ સ્વર્ગ-નરક, બંધ-મોક્ષ, પુણ્ય-પાપ અને પુનર્જન્મ વગેરેને માનતા નથી. આ બધું ઋષિમુનિઓએ લોકોને બંધનમાં રાખવા માટે લખેલુ છે, એમ માનીને તેઓ ખાવું-પીવું, મોજ-શોખ કરવો વગેરે વિષયજન્ય સુખો જ સત્ય છે એમ અંતરથી માને છે અને જાતજાતની આશાઓ રાખે છે. આ પણ લોકપ્રચ્છન્ન (ગુપ્ત) ચાર્વાક જ છે.

મોઘાશાઃ-આવા પુરુષને ચાર્વાક મતના જ્ઞાનને લીધે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોના પદાર્થો માટે આશા ઉત્પન્ન થાય છે. તેઓ સેંકડો આશાઓના પાશથી બંધાયેલા હોય છે. તેમની આશાના સ્વરૂપનું વર્ણન ભગવાન સોળમા અધ્યાયમાં કરે છે :

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसञ्चयान् ॥

આશારૂપી સેંકડો પાશો વડે બંધાયેલાઓ તથા કામ અને ક્રોધમાં પરાયણ થયેલાઓ વિષયના ઉપભોગ માટે અન્યાય વડે ધનના સંચયને ઇચ્છે છે.

આશાઓ નિષ્ફળ છે, કારણ કે વિષયાદિકોનું માયિક સુખ ક્ષણિક અને આભાસમાત્ર હોઈ ઝાંઝવાના જળ જેવું છે. જેમ મૃગ

મૃગજળ પાછળ ભ્રાંતિથી દોડે છે અને ઘણી મહેનતે જ્યારે તે સ્થળે પહોંચે છે, ત્યારે ત્યાં જળ ન હોવાથી નિરાશ થાય છે; તે જ પ્રમાણે આસુરી લોકો માયિક સુખની ઇચ્છા કરી વિષયાદિકમાં પ્રવૃત્ત થાય છે અને ભોગવિલાસની ઇચ્છા પૂરી કરવા માટે અન્યાયથી એટલે કે વેપારમાં દગાફટકા કરીને અથવા લાંચ વગેરે લઈને અથવા ખોટાં ખત, ખોટી સાક્ષી ઊભી કરીને કોઈનું ઘર, જમીન, ધન વગેરે હરી લે છે. આટલું છતાં તેમને કદી તૃપ્તિ થતી નથી; માટે આશાને ભગવાન નિષ્ફળ કહે છે.

मोघकर्माणः–જેમનાં કર્મો નિષ્ફળ છે, પ્રથમ કહ્યા પ્રમાણે નિષ્ફળ આશાઓથી પ્રેરાયેલા તે લોકો વિષયપદાર્થોની પ્રાપ્તિ માટે અનેક પ્રકારના પુરુષાર્થ કરે છે. તેવા લોકોને ભોગ-વિલાસમાં તત્પર રહેવું તે જ માત્ર ધ્યેય હોય છે ને તેને માટે મુખ્ય સાધન દ્રવ્ય છે; તેથી તેઓ અન્યાયથી એટલે ક્રૂરતા આદિ ઉગ્ર કર્મોથી ધન એકઠું કરવા માગે છે. ગીતાના સોળમા અધ્યાયમાં કહ્યું છેઃ

> एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
> प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥

એવા ઊંધા વિચારો પકડીને આવનારા તે અહિતકારી, ઉગ્ર-કર્મી તથા અલ્પબુદ્ધિ નષ્ટાત્માઓ જગતને નષ્ટ કરવા સારુ જ પ્રવર્તે છે.

આ આસુરી સિદ્ધાંતને અવલંબીને એ અલ્પબુદ્ધિવાળાઓ દેહ એ જ હું છું, દેહથી ભિન્ન કોઈ આત્મા નથી એમ માનીને સતત ભોગવિલાસમાં તત્પર રહે છે. એવા ભોગવિલાસ માટે વેપારી લોકો વેપારમાં નફાખોરી કરે છે, અને નોકરિયાત વર્ગ લાંચ-રુશ્વત વગેરે લે છે. પરંતુ અમારે (ત્યાગીઓને) તો તે માટે ફક્ત દંભનો જ આશ્રય લેવો પડે છે.

ગીતાના સોળમા અધ્યાયમાં આસુરી સંપત્તિનું વર્ણન કરતાં दम्भो दर्पोऽभिमानश्च એ રીતે પ્રથમ દંભનું વર્ણન કર્યું છે.

'પ્રબોધચંદ્રોદય'માં લખે છે :

મહામોહ અને વિવેક નામના બે રાજા હતા. કાશીમાં વિવેકનું જોર વધવા માંડ્યું. તેણે પ્રત્યેક તીર્થમાં શમદમ આદિને મોકલ્યા અને આ રીતે પ્રબોધ ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ આદરી. તે જોઈને મહામોહને પોતાના નાશનો ભય લાગવાથી તેણે દંભ અને અહંકાર નામના સરદારને કાશી મોકલ્યા. દંભ ત્યાં જઈ પહોંચ્યો. અહંકારે ફરતાં ફરતાં એક ઘર જોયું. ત્યાં અગ્નિહોત્રનો સામાન જ્યાં ત્યાં પડ્યો હતો અને ઘરમાંથી હોમનો ધુમાડો નીકળતો હતો. આ ઘરમાં બેચાર દિવસ રહેવું ઠીક પડશે, એમ વિચાર કરી અહંકાર તે આંગણામાં જરા આગળ ગયો, ત્યાં દંભ પોતે શરીરનાં સર્વ અંગ ઉપર ગોપીચંદનની મુદ્રા લગાડી, માથા તથા કાન વગેરે પર દર્ભ ખોસીને બેઠેલો જણાયો. તેને જોઈ અહંકારે મોટેથી 'કલ્યાણ થાઓ' એમ આશીર્વાદ આપ્યો. દંભે માત્ર 'હું' એમ કહી શકયો. તેટલામાં તેનો શિષ્ય આવ્યો અને કહેવા લાગ્યો: 'મહારાજ, આ આશ્રમમાં પગ ધોઈને આવવાનું છે.'

અહંકાર : આ પ્રદેશ કઠોર જણાય છે, અહીં અતિથિનું સન્માન જણાતું નથી.

શિષ્ય : ગુરુમહારાજ આજ્ઞા કરે છે, આપના કુળની અમને ખબર નથી.

અહંકાર : સર્વથી પવિત્ર શહેરમાં, સર્વથી પવિત્ર કુળના, સર્વથી પવિત્ર, સર્વોત્તમ નામના મારા પિતા છે.

શિષ્ય : આપ મોટા છો પણ પગ ધોઈને આવો.

અહંકાર આખરે પગ ધોઈ આગળ ગયો, એટલે દંભ દાંત કચકચાવી બોલ્યો : 'દૂર ઊભા રહો, તમારા અંગ ઉપરનાં પરસેવાનાં બિંદુ પવનથી મારી તરફ આવી મને અપવિત્ર કરે છે.'

અહંકાર : આ મોટો ચમત્કારિક આચાર !

શિષ્ય : મોટા મોટા રાજાઓ અમારા ગુરુમહારાજનાં દર્શન માટે આવે છે, પણ તેમનાથી ગુરુમહારાજનાં ચરણકમળનો સ્પર્શ થાય નહિ તેથી પોતાના મુગટના મણિનાં કિરણોથી ગુરુમહારાજનાં ચરણોની આરતી ઉતારે છે.

અહંકાર : (મનમાં) આ મોટો દાંભિક જણાય છે. હશે ! આ આસન પર બેસું. (પ્રગટ) અરે પાપી ! મારા જેવા દક્ષિણમાં પણ પવિત્ર કુળવાળા માટે આ આસન યોગ્ય નથી ? સાંભળ ! મેં એક અગ્નિહોત્રીની કન્યા સાથે વિવાહ કર્યો તેથી હું મારા પિતાથી પણ શ્રેષ્ઠ છું. વળી મારા સાળાના મિત્રની કન્યા પર આક્ષેપ આવ્યો તેથી પરંપરાએ મારી પત્ની પર આક્ષેપ આવે એમ ધારી તેનો મેં ત્યાગ કર્યો એવો હું પવિત્ર છું.

દંભ : એ ખરું, પણ હું સ્વર્ગમાં બ્રહ્મદેવને ત્યાં ગયો ત્યાં મોટા મોટા ઋષિઓ મને જોતાં જ પોતપોતાનાં આસન છોડી હાથ જોડી ઊભા રહ્યા. ત્યાં મારે લાયક એક પણ પવિત્ર આસન ન હોવાથી મને બ્રહ્માજીએ પોતાનો ખોળો ગાયના છાણથી પવિત્ર કરી તે પર આગ્રહથી બેસાડ્યો. એવી રીતે દેવો પણ મને પવિત્ર માને છે તો બીજાની શી વાત ?

અહંકાર : અરે ! ઋષિઓની મારી આગળ વાત શી ? ઋષિઓની ઉત્પત્તિ સાંભળ ! વ્યાસ ઢીમર(માછી)કન્યાના પુત્ર હતા. અગસ્ત્ય માટીના કુંભમાંથી થયા; હરણીમાંથી શૃંગીઋષિ થયા; એમ સર્વ ઋષિની ઉત્પત્તિ નિંદ્ય છે એમ છતાં તેમની મારી આગળ સ્તુતિ કરે છે ?

દંભ : (આ આપણા મહાન પિતા અહંકાર જણાય છે એમ સમજી ખુશી થઈને) હું લોભનો પુત્ર દંભ છું, આપને નમસ્કાર કરું છું.

અહંકાર : દીર્ઘાયુ થા ! મેં તને ઓળખ્યો નહિ. તારો પુત્ર અસત્ય ક્યાં છે ?

દંભ : સુખરૂપ છે, તેના વિના મને ક્ષણભર પણ ચાલતું નથી.

અહંકાર : તારાં માબાપ તૃષ્ણા અને લોભ ખુશીમાં છે ને?

દંભ : એમના સિવાય મને ચેન પડે નહિ. તે પણ ખુશીમાં છે.

તાત્પર્ય એ છે, કે અસત્ય, તૃષ્ણા અને લોભ ઇત્યાદિ આસુરી ગુણો આ દંભની સાથે નિયમપૂર્વક જ રહે છે.

આ બધું તીર્થોમાં, આશ્રમ આદિ ધર્મસ્થાનોમાં વધારે જોવામાં આવે છે. લોકો પાસેથી આવા દાંભિકો કેવી રીતે ધન હરી લે છે, તે સંબંધમાં પ્રબોધચંદ્રોદયમાં કહ્યું છે :

गंगातीरतरङ्गशीतलशिलाविन्यस्तभास्वद्‍बृसी-
संविष्टाः कुशमुष्टिमण्डितमहादण्डाः करण्डोज्ज्वलाः ।
पर्यायग्रथिताक्षसूत्रवलयप्रत्येकबीजग्रह-
व्यग्राग्राङ्गुलयो हरन्ति धनिनां वित्तान्यहो दाम्भिकाः ॥

ગંગાનદીના તીર ઉપર, જળના તરંગો વડે શીતળ શિલા ઉપર નાખેલા પ્રકાશિત દર્ભાસન ઉપર બેઠેલા, મૂઠી વડે જેમના હાથ સુશોભિત છે અને ઉજ્જ્વળ કમંડલુવાળા, એક પછી એક માળાના મણકા ફેરવવામાં રોકાયેલી આંગળીઓવાળા દાંભિકો, અહો! ખેદની વાત છે, કે ધનિક પુરુષોનાં ધન હરી લે છે.

આ પ્રમાણે બ્રહ્મસુખને કપોલકલ્પિત માની પ્રત્યક્ષ વિષયજન્ય સુખને જ સત્ય માનીને દ્રવ્યમાં લોભાયેલા આસુરી સંપત્તિવાળા પુરુષોને પરલોક સંબંધી જ્ઞાન મળતું નથી અને તેઓ વારંવાર યમરાજાના પાશમાં સપડાય છે; તે સંબંધમાં યમરાજા નચિકેતાને કહે છે :

न साम्परायः प्रतिभाति बालं प्रमाद्यन्तं वित्तमोहेन मूढम् ।
अयं लोको नास्ति पर इति मानी पुनःपुनर्वशमापद्यते मे ॥

અવિવેકી, પ્રમાદશીલ અને દ્રવ્યના મોહથી મૂઢ બનેલા પુરુષને પરલોક સંબંધી જ્ઞાન થતું નથી. ‘માત્ર આ જ લોક છે,

પરલોક નથી.' એવું માનનાર પુરુષ મારે વશ આવી પડે છે; અર્થાત્ દિનપ્રતિદિન નીચ યોનિને પ્રાપ્ત થઈ દુઃખી થાય છે.

આ પ્રમાણે તેવા લોકોનાં સર્વ કર્મો વ્યર્થ નીવડે છે. યમરાજા આ શ્રુતિમાં 'બાલ' શબ્દ વાપરે છે; કારણકે મનુ ભગવાન કહે છે તેમ अज्ञो भवति वै बालः અર્થાત્ વસ્તુને વસ્તુ તરીકે ન જાણનાર અજ્ઞાની બાળક કહેવાય છે.

આવા ચાર્વાક મતવાળા સ્વર્ગસુખ અને મોક્ષસુખને કપોલકલ્પિત માનીને આ લોકના પ્રત્યક્ષ સુખને સત્ય માને છે અને વિષયલંપટ બની ક્રૂરતા કરીને વિષયતૃપ્તિના પદાર્થો મેળવવા માટે દ્રવ્યોપાર્જન કરે છે. આને જ मोघकर्माणः કહે છે. અને તેવા લોકો જ राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः । મોહ પમાડનારી રાક્ષસી અને આસુરી પ્રકૃતિનો જ આશ્રય કરી રહે છે.

ઉપર કહેલા શ્લોકોમાં રાક્ષસી તથા આસુરી પ્રકૃતિનું વર્ણન છે. રાક્ષસી હિંસા–દ્વેષથી પૂર્ણ છે. રાક્ષસી પુરુષ બીજાને કાયિક, વાચિક અને માનસિક રીતે દ્વેષથી હેરાન કરે છે, મારે છે, ગાળો આપે છે; જેમકે પ્રાચીનકાળમાં કંસ, જરાસંધ વગેરે ક્રૂર રાજાઓ એ રાક્ષસી સંપત્તિની હાલતીચાલતી મૂર્તિઓ હતી.

આસુરી પુરુષ રાગ તથા વિષયપદાર્થોની લાલસાથી પૂર્ણ છે. આસુરી સંપત્તિવાળા પુરુષનું લક્ષણ 'असुषु रमते इति असुरः । ઇંદ્રિયોનાં સુખોમાં રમણ કરે તે અસુર કહેવાય છે.' પંચવિષયાદિકના ઉપભોગમાં રાગબુદ્ધિ હોવી તે આસુરી પ્રકૃતિનું લક્ષણ છે; જેમકે પ્રાચીન કાળમાં યયાતિરાજાએ અનેક વર્ષો સુધી વૈભવવિલાસ ભોગવ્યા પણ તેમને તેનાથી તૃપ્તિ ન થઈ.

રાક્ષસી તથા આસુરી પ્રકૃતિ માટે શ્રી. બંસીધર મિશ્ર સાંખ્ય ટીકામાં ખુલાસો કરે છે:

રાક્ષસી પ્રકૃતિ એટલે દ્વેષ. તેમાં ક્રોધ, ઈર્ષ્યા, અસૂયા, દ્રોહ, હિંસા, અમર્ષ અને અવમાન સમાઈ જાય છે.

ક્રોધ : જે ખાસ દોષને લીધે મગજ તપી જતાં દાંત પીસી, લાલ આંખો કરી, ગુસ્સામાં પોતાનું ભાન ભૂલી, પશુની પેઠે કોઈના પર આક્રમણ કરવું તથા ગમે તેવા અઘટિત શબ્દો બોલવા તે.

ઈર્ષ્યા : અદેખાઈ.

અસૂયા : બીજાનો ચડિયાતા ગુણો તથા ઉદય સહન ન થતાં તેમાં દોષનું આરોપણ કરવું.

દ્રોહ : દ્વેષથી કોઈનો નાશ કરવાની કે ભૂરું કરવાની ઇચ્છા.

હિંસા : કોઈને મારી નાખવું. હિંસાની ઉત્પત્તિ દ્રોહમાંથી થાય છે.

અમર્ષ : સામા થવાને અશક્ત ને અસમર્થ માણસ પર તેણે કરેલા અપરાધ માટે દ્વેષ રાખવો.

અવમાન : કોઈએ જરા પણ અપકાર કર્યો હોય, તેના પર અંતરમાં દ્વેષ રાખવો.

આસુરી પ્રકૃતિ એટલે રાગ. તેમાં કામ, મત્સર, સ્પૃહા, તૃષ્ણા, લોભ, માયા તથા દંભ સમાઈ જાય છે.

કામ : દરેક ઇંદ્રિયના ભોગોની લાલસા.

મત્સર : પોતાને કંઈ પણ લાભ ન થવા છતાં બીજાના મતને ઉતારી પાડવો, તેમ જ બીજાના ગુણોને ગુણ તરીકે ન માનવા.

સ્પૃહા : ધર્મવિરુદ્ધ ધનાદિ (માયાવી) પદાર્થો મેળવવાની ઇચ્છા.

તૃષ્ણા : 'આ મારું ઓછું ન થાય,' એવી ઇચ્છા. વળી જ્યાં પૈસો ખર્ચવાનું ઉચિત હોય ત્યાં ધન સાચવી રાખવાની કૃપણતાને પણ તૃષ્ણા કહે છે.

લોભ : ધર્મવિરુદ્ધ બીજાનું દ્રવ્ય મેળવવાની ઇચ્છા.

માયા : બીજાને છેતરવાની ઇચ્છા.

દંભ : કપટથી ધાર્મિક હોવાનો ડોળ કરી પોતાનો ઉત્કર્ષ વર્ણવવાની અને પ્રસિદ્ધ કરવાની ઇચ્છા.

પહેલાંના સમયમાં આ રીતની રાક્ષસી કે આસુરી પ્રકૃતિ ક્રૂર અથવા વિલાસી રાજાઓમાં જોવામાં આવતી; પણ આજકાલ તો કેટલાંક ધર્મસ્થાનોમાં પણ તે પેસી ગઈ છે; કારણકે ત્યાં રાગ, દ્વેષ વગેરે જોવામાં આવે છે. રાક્ષસી પ્રકૃતિ ઉપર નીચેનું દૃષ્ટાંત છે:

## બાઇબલમાં વર્ણવેલા દંભી ધર્મગુરુ

બાઈબલમાં રાક્ષસી પ્રકૃતિના દંભી ધર્મગુરુઓ ધર્મનું રહસ્ય ખોઈ કેવી રીતે સ્વાર્થજાળમાં ગૂંથાયેલા રહેતા અને કેવી રીતે દ્રવ્યના મોહમાં પડી જતા, તેનું વર્ણન કરતાં લખે છે:

### જિસસ ક્રાઈસ્ટનું અદ્‌ભુત સામર્થ્ય

જેરૂસાલેમમાં જિસસે મંદિરમાં પ્રવેશ કર્યો અને તરત જ ત્યાં નાણાવટીનો ધંધો કરનારાઓને, માલની આપ–લે કરનારાઓને અને કબૂતર વેચનારાઓને 'દેવમંદિર તો પ્રાર્થનાનું સ્થાન છે, તેને ઠેકાણે તમે તો તેને ચોરની ગુફા બનાવો છો,' એમ કહી પૈસાની આપ–લે કરનારાઓના પાટલા ઊંધા ફગાવી દીધા, તેમ જ કબૂતર વેચનારાઓને પણ હાંકી કાઢ્યા અને તે લોકોને બદલે લૂલાં, લંગડાં, અપંગ તથા આંધળાં મનુષ્યોને મંદિરમાં દાખલ કર્યાં તથા પ્રભુપ્રાર્થના દ્વારા તેમના રોગોને નાબૂદ કરવા માંડ્યા.

(યહૂદીઓના ધર્મમાં પશુનું બલિદાન થતું અને માણસ પોતાની સ્થિતિ પ્રમાણે બલિ આપતા. તદ્દન ગરીબ માણસ કબૂતરનું બલિદાન આપતા અને આ કબૂતરોનું ધર્મગુરુ વેચાણ કરાવતા.)

જિસસનું આ અદ્‌ભુત સામર્થ્ય જોઈને ધર્મગુરુઓ ઘણા જ ક્રોધાયમાન થયા. બીજે દિવસે સવારે જ્યારે જિસસ લોકોને ઉપદેશ કરતા હતા, ત્યારે ધર્મગુરુઓ ઉપદેશ કરવાના અધિકાર માટે

તેની પાસે પ્રમાણપત્ર માગી જિસસને હેરાન કરવા લાગ્યા. જિસસે તેમને એક વાર્તા કહી :

### દંભી ધર્મગુરુ કરતાં પ્રામાણિક રોજીવાળા ગરીબોની શ્રેષ્ઠતા

એક ખેડૂતને બે પુત્ર હતા. તેણે મોટા પુત્રને ખેતરમાં કામે જવા કહ્યું. પુત્રે ના પાડી. પાછળથી તેને પસ્તાવો થતાં તે આપોઆપ કામે લાગી ગયો. તે ખેડૂતે બીજા પુત્રને પણ તે જ પ્રમાણે કામે જવા કહ્યું. ત્યારે તેણે જવાબ આપ્યો: 'હા પિતાજી, જાઉં છું,' પણ તે કામે ગયો નહિ. આમાં પિતાની આજ્ઞા કોણે માની એમ તમે ગણો છો? જિસસે આ પ્રમાણે ધર્મગુરુઓને પૂછતાં તેઓએ જવાબ આપ્યો, કે મોટા પુત્રે આજ્ઞા માની ગણાય. આથી જિસસે કહ્યું, 'હું પણ તમને કહું છું, કે ગરીબ પણ પોતાની પ્રામાણિક રોજી કરનારાઓ તમારા કરતાં વહેલા સ્વર્ગમાં જશે.' આથી ધર્મગુરુઓ તથા નેતાઓ ખિજવાયા અને કોઈ પણ રીતે જિસસનો પ્રાણ લેવાનો નિશ્ચય કર્યો. એમ કરવામાં તેઓને ડર માત્ર લોકોનો જ હતો, કારણકે જિસસે પોતાના આચરણથી લોકોનાં હૃદય જીત્યાં હતાં.

૨

### જિસસ ક્રાઇસ્ટનો ઉપદેશ

બીજી વખત ઉપદેશ કરતાં જિસસે કહ્યું : 'ધર્મગુરુઓ બાહ્ય દેખાવની ખાતર જ કેટલાંક કૃત્યો કરે છે, પોતાની જાતને પંક્તિપાવન કહેવડાવે છે અને ધર્મરક્ષક તરીકે અનેક પ્રકારની નામના માટે નિત્ય ઝંખે છે. પ્રભુ તો એક જ છે. તમે બધા ભાઈઓ છો. અરે! મોટો પુરુષ તો તે જ કહેવાય કે જે લોકોની સેવા કરે છે. ધિક્કાર હજો તેમને કે જેઓ સ્વર્ગનું દ્વાર લોકો માટે બંધ કરે છે. પોતે સ્વર્ગમાં જતા નથી અને બીજાઓને ત્યાં જવા દેવાનો અવકાશ ગડેવા દેતા નથી. ધિક્કાર હજો તેવા અંધ નેતાઓને

જેઓને દેવોને નામે સોગન લેવામાં વાંધો નથી અને ચિંતા માત્ર મંદિરના સુવર્ણની જ છે. અંધ મૂર્ખાઓ! સુવર્ણ વધારે ગણાય કે સુવર્ણને પવિત્ર કરનાર મંદિર? ધિક્કાર હજો તેવાને કે જેમણે ન્યાય, નિયમ, દયા ને શ્રદ્ધાને અવકાશ રહેવા નથી દીધો. બહારથી ચળકાટ મારતો પ્યાલો અંદરથી કેટલો મેલથી ભરેલો છે તે તો જુઓ! ધિક્કાર હજો તેમને કે જેઓ બહારથી ધોળી કબર જેવા છે, પણ અંદર તો મૃત શરીરનાં હાડકાં જ ભરેલાં છે. તમે ઉપરથી જનતા સમક્ષ પ્રામાણિકપણાનો દાવો કરો છો, પણ ભીતરમાં તો દંભ અને પાખંડથી ભરેલા છો. જેરૂસાલેમ! તું સાચા સાધુઓને હાંકી કાઢે છે અને જેનાં પુનિત પગલાં તારા તરફ દોરવામાં આવ્યાં છે, તેને પાષાણના વરસાદથી વધાવે છે.'

### ગુરુદ્રોહી જૂડાસ

આવો ઉપદેશ સાંભળી ધર્મગુરુઓ તથા નેતાઓ મુખ્ય ધર્મગુરુના મહેલમાં ભેગા થયા અને મંત્રણા કરી, કે હવે કોઈ પણ પ્રકારે જિસસના જીવનો અંત લેવો. તેઓએ જિસસના બાર શિષ્યોમાંથી જૂડાસ નામના શિષ્યને ફોડ્યો. તે ગુરુદ્રોહી જૂડાસ બોલ્યો: 'જો હું જિસસને તમારા હાથમાં સોંપું તો તમે મને શું આપશો?' ત્રીસ રૂપાના સિક્કાએ સોદો નક્કી થયો. જૂડાસે ધર્મગુરુઓને કહ્યું: 'જેને હું ચુંબીશ તે જ જિસસ છે એમ તમારે જાણવું અને તેને તરત પકડી લેવો.' જૂડાસ જિસસ પાસે આવ્યો અને 'વહાલા પ્રભુ' એમ કહી હાથને ચુંબન લીધું કે તરત જ ધર્મગુરુના માણસોએ જિસસને પકડી લીધા અને તેઓ આગળ ચાલવા લાગ્યા. લોકોના ટોળામાંથી કોઈએ તે માણસોની સામે તલવાર ખેંચી એટલે જિસસ બોલ્યા: 'મિત્ર, તલવાર મ્યાન કરી દે. જે તલવાર વાપરશે તે તલવારથી જ મરશે.' ધર્મગુરુઓએ જિસસ વિરુદ્ધ જૂઠા સાક્ષીઓ ઊભા કરવા પ્રયત્ન કર્યો, પણ કોઈ સાક્ષી પૂરવા આવ્યું જ નહિ.

મુખ્ય ધર્મગુરુએ પૂછયું: 'હું ઈશ્વરના કસમ આપી તને પૂછું છું કે તું શું ઈશ્વરનો પુત્ર ક્રાઈસ્ટ છે?' જિસસે માત્ર એટલો જ જવાબ આપ્યો: 'તમે જ કહો છો.' આટલું ધર્મગુરુ માટે પૂરતું હતું. તરત જ તેમણે નિર્ણય કર્યો: 'જિસસને આ ગુના માટે દેહાંતદંડની શિક્ષા કરવી.' તે પછી ધર્મગુરુએ જિસસને બીજા ધર્મગુરુઓ પાસે ખડા કર્યા. આ જોઈ જૂડાસને પશ્ચાત્તાપ થયો અને રૂપાના ત્રીસ સિક્કા ધર્મગુરુઓ પાસે મૂકી બોલ્યો: 'મેં નિર્દોષને જ દગો દેવાનું પાપ કર્યું છે.' તેઓએ જવાબ આપ્યો: 'અમારે શું? તે તું જાણે.' જૂડાસે પછી પશ્ચાત્તાપ થતાં આપઘાત કર્યો.

### ક્રોસ ઉપર જિસસ ક્રાઇસ્ટ

ગવર્નરે જિસસને પૂછયું: 'તું યહૂદીઓનો રાજા છો?' જિસસે કહ્યું: 'તમે જ કહો છો.' જ્યારે ધર્મગુરુઓએ જિસસ પર આરોપ મૂકયા ત્યારે તેણે મૌન ધારણ કર્યું. ગવર્નરને ઘણું જ આશ્ચર્ય થયું. તેણે બધાને ઉદ્દેશીને કહ્યું: 'આ ક્રાઈસ્ટ કહેવાતા જિસસને હું શું કરું?' તે વખતે ધર્મગુરુઓએ પોતાના તરફ મત મેળવવા લાંચ માટે પૈસા વહેંચવા માંડ્યા. તેને લઈને લોકોએ જવાબ આપ્યો: 'માંચડે ચઢાવી દો.' ગવર્નરે એટલું જ કહ્યું: 'નિર્દોષના લોહીથી હું દોષિત નહિ થાઉં, માટે તમે જ તે કરો.' બધા લોકો બોલી ઊઠ્યા: 'તેનું લોહી અમારા ઉપર, અમારી પ્રજા ઉપર પડજો.' પછી સૈનિકોએ જિસસને જૂનો ઝભ્ભો પહેરાવ્યો તથા તેને માથે કાંટાનો મુગટ પહેરાવ્યો અને ગોઠણ સુધી નમીને મશ્કરીમાં 'નમન, યહૂદીઓના રાજા!' એમ બોલવા લાગ્યા. જિસસને અસલ પહેરવેશ પહેરાવી વધસ્થાને લઈ ગયા અને ત્યાં તેને ખીલા લગાવ્યા. તે વખતે પાસે થઈને જતા લોકો બોલવા લાગ્યા: 'મંદિર ભાંગી ત્રણ દિવસમાં નવું બનાવવા ઇચ્છા કરનાર, તું તારી જાતને બચાવ.' મુખ્ય ગુરુએ ઉપહાસમાં કહ્યું: 'તે બીજાને બચાવી

શકે છે, પોતાની જાતને બચાવી શકતો નથી. તેને ઈશ્વરમાં શ્રદ્ધા છે. જો તે ઈશ્વરનો પુત્ર હોય તો ઈશ્વર તેનું કેમ રક્ષણ કરતો નથી?' આમ કહી મુખ્ય ધર્મગુરુએ આજ્ઞા કરી: 'ધર્મની રક્ષા ખાતર જિસસને તરત મારી નાખો.' આથી જિસસના શરીરને ક્રોસ ઉપર મૂકી હાથ, પગ તથા છાતીમાં ખીલા જડી તેને ક્રૂર રીતે મારી નાખ્યા. આને જ રાક્ષસી પ્રકૃતિ કહેવાય છે.

## આસુરી પ્રકૃતિ ઉપરનું દૃષ્ટાંત

છાંદોગ્ય ઉપનિષદના આઠમા અધ્યાયના સાતમા ખંડમાં આખ્યાયિકા છે:

દેવ અને દાનવો બ્રહ્માની પાસે ઉપદેશ લેવા ગયા ત્યારે બ્રહ્માજીએ પ્રથમ દહર ઉપાસના અને તેનાં બ્રહ્મચર્યાદિ સાધનોનો ઉપદેશ કર્યો, પછી સભા વિસર્જન થતી વખતે તેઓને ઉદ્દેશીને કહ્યું:

**य आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः स सर्वांश्च लोकानाप्नोति सर्वांश्च कामान्यस्तमात्मानमनुविद्य विजानातीति ह प्रजापतिरुवाच ॥**

જે આત્મા પાપ વિનાનો, વૃદ્ધાવસ્થા વિનાનો, મૃત્યુ વિનાનો, શોક વિનાનો, ક્ષુધા વિનાનો, તૃષા વિનાનો, સત્ય કામનાવાળો અને સત્ય સંકલ્પવાળો છે, તે શોધવો જોઈએ; બરોબર સમજવો જોઈએ. તે આત્માને જે પુરુષ વિશેષ રીતે જાણે છે તે સર્વ લોકો તથા સર્વ કામનાઓને પામે છે, એમ પ્રજાપતિએ કહ્યું.

આ પ્રમાણે બ્રહ્માએ કહેલું ઉપનિષદ દેવો અને અસુરોએ સાંભળ્યું હતું અને સભા વિસર્જન થયા પછી દેવો અને અસુરો બહાર એકઠા મળી વિચાર કરવા લાગ્યા. સૌ દેવો તેઓનાં રાજા ઇંદ્ર પાસે અને અસુરો તેના રાજા વિરોચન પાસે જઈ કહેવા લાગ્યા: 'બ્રહ્માએ કહ્યું હતું કે આત્મા પાપાદિથી રહિત છે, એને

જાણવાથી સર્વ કામનાની પ્રાપ્તિ થાય છે, અને તે જાણવા લાયક છે. તો આપણે સૌ ફરી બ્રહ્મા પાસે જઈએ અને આત્માના સ્વરૂપ વિષે જાણીએ.' ત્યારે દેવોના રાજા ઇંદ્રે બધા દેવોને કહ્યું : 'આપણે બધાએ ભેગા મળી બ્રહ્માજી પાસે જવાની કંઈ જરૂર નથી, હું એકલો બ્રહ્માજી પાસે જઈ આત્મસ્વરૂપ શું છે એ સમજી આવું અને પછી તમને બધાંને સમજાવું.' તેવી જ રીતે અસુરોના રાજા વિરોચને પણ અસુરોને કહ્યું : 'હું એકલો પહેલાં બ્રહ્માજી પાસે આત્મસ્વરૂપ શું છે તે જાણી આવું પછી તમને બધાને સમજાવીશ.'

આ પ્રમાણે ઇંદ્ર તથા વિરોચન બ્રહ્માજી પાસે આત્મસ્વરૂપ જાણવા સમિત્પાણિ (હાથમાં સમિધ રાખીને) થઈ આવ્યા ત્યારે બ્રહ્માએ તે બન્નેને પૂછયું: 'તમે શી ઇચ્છાથી અહીં આવ્યા છો?' ત્યારે તે બન્નેએ य आत्माऽपहतपाप्मा........વાળી પહેલાંની ઉપનિષદની શ્રુતિ કહી, અને તે સંબંધમાં પૂછયું : 'અમે સાંભળ્યું છે કે આપ (બ્રહ્માજી) આ શ્રુતિ પ્રમાણે (આત્મસ્વરૂપને) જાણો છો એટલે આપની પાસેથી અમે આ જ્ઞાન મેળવવા આવ્યા છીએ. ત્યારે બ્રહ્માજીએ તેઓ બંનેને બત્રીસ વર્ષ (દિવસવાચક છે) સુધી બ્રહ્મચર્ય ધારણ કરવા કહ્યું. એ પ્રમાણે તે બંનેએ (ઇંદ્ર–વિરોચને) બ્રહ્મચર્ય ધારણ કર્યું. તે પછી :

ઇંદ્ર અને વિરોચન બંનેને બ્રહ્માએ એક જ જાતનાં વાક્યોથી જ્ઞાનોપદેશ કર્યો હતો, પરંતુ વિરોચન એકલો આસુરી સંપત્તિવાળો જ હતો તેથી તેણે બ્રહ્માના ઉપદેશમાંથી પણ આસુરી સંપત્તિરૂપ આત્મા એટલે દેહ એજ આત્મા છે તેમ સમજી લીધું ઉપદેશમંત્ર આ પ્રમાણે છે :

उदशराव आत्मानमवेक्ष्य यदात्मनो न विजानीथस्तन्मे प्रब्रूतमिति तौ होदशरावेऽवेक्षाञ्चक्राते तौ ह प्रजापतिरुवाच किं पश्यथ इति तौ होचतुः सर्वमेवेदमावां भगव आत्मानं पश्याव आ लोमभ्य आ नखेभ्यः प्रतिरूपमिति ॥

પ્રજાપતિએ ઇંદ્ર અને વિરોચન બન્નેને કહ્યું : ''તમે ઉદ-શરાવ( પાણીથી ભરેલા કૂંડા )માં તમારા આત્માના સ્વરૂપને જુઓ, અને તેમાં જે કંઈ દેખો તે મને કહો; એટલે એ બંને પાણીના કૂંડામાં પોતાને જોવા લાગ્યા. એટલે ફરી બ્રહ્માએ તેમને પૂછયું : 'તમે શું દેખો છો ?' ત્યારે તે બંને બોલ્યા : 'ભગવન્! અમે અમારા પૂરા સ્વરૂપને રોમથી તે નખ પર્યંત બધું જ બરોબર દેખીએ છીએ–જેવું અમારું સ્વરૂપ છે તેવું બરોબર દેખાય છે.'

ખરી રીતે આ દેહની છાયા હતી, આત્મા ન હતો; તે છાયા–આત્માને જ તેમણે જોયો.

પછી બ્રહ્માએ તેમને ઘરેણાં અને કપડાં પહેરીને એ જ પ્રમાણે જોવાનું કહ્યું અને તે બંનેએ ફરી પણ જોયું અને બ્રહ્માના પૂછવાથી 'સારાં વસ્ત્ર, અલંકાર વગેરેથી શોભાવેલા પોતાના શરીરના પ્રતિબિંબને તેઓ પણ દેખે છે' એમ ઉત્તર આપ્યો. પછી તે બન્ને ત્યાંથી ચાલતા થયા એટલે બ્રહ્મા બોલ્યા :

तौ हान्वीक्ष्य प्रजापतिरुवाचानुपलभ्याऽऽत्मानमनुविद्य व्रजतो यतर एतदुपनिषदो भविष्यन्ति देवा वाऽसुरा वा ते पराभविष्यन्तीति स ह शान्तहृदय एव विरोचनोऽसुराञ्जगाम तेभ्यो हैतामुपनिषदं प्रोवाचाऽऽत्मैवेह महय्य आत्मा परिचर्य आत्मानमेवेह महयन्नात्मानं परिचरन्नुभौ लोकाववाप्नोतीमं चामुं चेति ॥

ઇંદ્ર અને વિરોચન બન્નેને ( તત્ત્વ પ્રાપ્ત થયું છે એમ માનીને) પાછા જતા જોયા ત્યારે બ્રહ્માએ મનમાં જ વિચાર્યું, કે જે આત્માનું તત્ત્વજ્ઞાન મેળવવા આ બંને આવ્યા હતા તે આત્માના સાચા સ્વરૂપને સમજ્યા વિના જ તેઓ પાછા ચાલ્યા જાય છે. ( આ બંનેમાંથી) જે આને ઉપનિષદ માનશે તેનો પરાભવ થશે.

બ્રહ્માની પાસેથી મેળવેલા જ્ઞાનથી વિરોચન તો ખુશખુશ થઈ ગયો. પોતાના સાથીઓને સમજાવવા લાગ્યો : 'આ સંસારમાં

શરીર એ જ આત્મા છે. તે જ પૂછવા લાયક છે કે એવા કરવા લાયક છે. તે શરીરનું જ જે કોઈ પૂજન કરશે તે આ લોક અને પરલોકના ભોગો પ્રાપ્ત કરશે!'

જો કે ચાર્વાકો પરલોકને માનતા નથી, તોપણ મરી ગયા પછી શ્મશાનયાત્રામાં તેઓ મૃતદેહને પાલખીમાં બેસાડે છે અને તેને કિંમતી વસ્ત્રો, ફૂલહાર, સુવાસિત ધૂપ અને અત્તર ચડાવે છે. વળી ડંકા, નિશાન અને વાજાં સાથે તથા લોકોની ભારે મેદની સહિત ધામધૂમથી તે મૃતદેહ આગળ સંગીત, પૂજા, વંદન વગેરે કાર્યક્રમ કરે છે; તેમજ તેનાં સ્મરણચિહ્નો તરીકે મોટા સ્તંભ તથા ઇમારતો બંધાવવામાં ગૌરવ માને છે અને પોતાના શબને માન તથા વૈભવ મળે તેમાં જ તેઓ પરલોકની પ્રાપ્તિ સમજે છે.

આવી રીતે ઉપદેશ કર્યા પછી વિરોચન તો મોટા મોટા મહેલો બનાવવા લાગ્યો, જાતજાતનાં સુશોભિત સાધનો ભેગાં કરવા માંડ્યો અને રત્નજડિત પલંગો તથા સિંહાસન બનાવ્યાં. પોતે જર-ઝવેરાતના જુદાજુદા અલંકારો પહેરવા લાગ્યો. બહાર ફરવા નીકળે ત્યારે સોનાની રત્નજડિત પાલખી, રત્નજડિત અંબાડી, ડંકાનિશાન વગેરે રાખવા લાગ્યો. તેણે 'મહારાજાધિરાજ' અને 'સાર્વભૌમાધિપતિ' વગેરે ઇલકાબો ધારણ કર્યા, નોકરો છડી પોકારવા લાગ્યા. બીજાંઓને પણ તે દરજ્જા પ્રમાણે રાજરત્ન, રાજભૂષણ આદિ પદવીઓ આપવા લાગ્યો. પછી તો વર્ષમાં અમુક અમુક તહેવારોએ મોટી ધામધૂમથી સવારીઓ કાઢી, હજારોની મેદનીથી પૂજાવા લાગ્યો. અસુરો બધા ભેગા મળીને વારાંગનાનો નાચ, ગીત વગેરે જોવા-સાંભળવામાં તત્પર રહેવા લાગ્યા. બધા સાથે મળીને વનભોજનાદિ, જાતજાતનાં સ્વાદિષ્ટ ખાનપાનાદિ ખાવાપીવા લાગ્યા. પુષ્પમાળા, ચંદન, અત્તર વગેરે સુગંધી પદાર્થો શરીરે ધારણ કરવા લાગ્યા. આમ ભોગવિલાસમાં રહી તેઓ આનંદ કરવા લાગ્યા.

અસુરસ્વામી વિરોચને જે જાતની એટલે કે શરીરને જ

આત્મા માનવાની, અને તેની જ સેવા–પૂજા–ભોગવિલાસોની જે વિદ્યા ચલાવી હતી, તે પરંપરા રાજાઓમાં ઊતરી આવી. તેઓની દેખાદેખીથી ધનવાનોમાં પણ તે આવી. તેથી ધનવાનો પણ પોતાના જ શરીરનાં લાલનપાલન અને ભોગવિલાસોમાં તત્પર બનતા ગયા અને તે એટલે સુધી કે લગ્ન જેવા શુભ પ્રસંગોમાં વારાંગનાઓનાં નૃત્ય–ગીત પણ કરાવવા લાગ્યા અને પછી ક્રમેક્રમે એ અનીતિમય વાસનાઓના વહેણમાં વધુ ને વધુ તણાવા લાગ્યા.

પરંતુ એટલેથી જ આ અનર્થપરંપરા અટકી નથી, પરંતુ હાલના સમયમાં રાજાઓ અને ધનવાનોમાં આ દેહપૂજા ઓસરતી જાય છે, ત્યારે ખેદની વાત છે, કે તીર્થોમાં, દેવસ્થાનોમાં; મઠ, આશ્રમ વગેરે અન્ય ધર્મસ્થાનોમાં આ અનિષ્ટ વિશેષ પ્રમાણમાં ફેલાઈ રહેલું જોવામાં આવે છે; અર્થાત્ ધર્મગુરુઓ, આચાર્યો, સંન્યાસીઓ અને ત્યાગીઓ. પણ સાંસારિક બંધનોને ભેદી ખાસ આત્મપ્રાપ્તિને બદલે પોતાનાં અવળાં આચરણોની છાપ ભોળી જનતા ઉપર પાડી તે દ્વારા ભોળા લોકોને ફસાવવા નીકળી પડ્યા છે. તેમનામાં પણ આ આસુરી વૃત્તિ સાંસારિક પ્રાણીઓ કરતાં પણ વધુ ઘૂસી ગઈ છે. તેઓ લોકનિંદાના ભયથી માત્ર વારાંગનાઓનાં નૃત્ય–ગીત સેવતા નથી, બાકી દરેક પ્રકારના ભોગવિલાસમાં તત્પર રહેવા લાગ્યા છે. એટલે કે તેઓ છત્ર, છડી, ચામર, ડંકા, નિશાન, પાલખી અને પાદુકા રાખે છે. અરે! જેઓને સુવર્ણના સ્પર્શ માટે પણ પ્રાયશ્ચિત્ત કરવા યતિધર્મનાં શાસ્ત્રો આજ્ઞા કરે છે, એ સુવર્ણજડિત પાદુકાઓ પહેરીને તેમજ સુવર્ણજડિત આસનો ઉપર બેસીને પોતાના દેહની અન્ય ભક્તો પાસે પૂજા–સેવા કરાવવા લાગ્યા છે. વળી તેઓ પધરામણી કરાવવા તથા શિષ્યો–પ્રશિષ્યો દ્વારા ઉપદેશો કરવા–કરાવવા લાગ્યા છે, અને રાજાઓ જેમ સવારીઓ કાઢે છે, તેમ તેઓ પોતાની સવારીઓ કઢાવે છે, તેઓ પોતે રાજાઓના પણ રાજા હોવાથી

તેમને રાજાઓ કરતાં વધુ વૈભવો હોવા જ જોઈએ, એવું લોકોને ઠસાવવા માગે છે, છતાં તેઓ આમ કહે છે: 'આ બધું તો તમારા ધર્મની શોભા માટે છે, અમને તો ભોગ-વિલાસની કોઈ દરકાર નથી, પરંતુ ફલાણા સંપ્રદાયના આચાર્ય-ની તેમના સેવકો કેવી અને કેટલી સેવા કરે છે? કેવી પધરા-મણીઓ અને સવારીઓ કાઢે છે? તમારો ધર્મ શું એમના કરતાં નીચો છે? તુચ્છ છે? જો તમારો ધર્મ તેમના કરતા ઊંચો છે અને તમારું બળ જો તેમના કરતાં વધુ છે, તો તમારે તમારા આચાર્યની તેમના આચાર્ય કરતાં પણ વધુ ભભકાબંધ રીતે સવારી કઢાવી પધરામણી કરવી જોઈએ. એમ ન થાય તો તમારા સંપ્રદા-યની હાનિ થાય.'

આ જ પ્રમાણે રાજામહારાજાઓની જ્યારે પધરામણી થવાની હોય છે, ત્યારે આખા શહેરમાં દરેક રાજ્યમાર્ગને વાવટા તથા તોરણોથી સુશોભિત કરવામાં આવે છે અને લાકડાંના દરવાજાઓ બનાવી દરેક પ્રકારના શણગારો સજવામાં આવે છે. ધનવાન લોકો પણ લગ્નાદિ જેવા શુભ પ્રસંગે આ પ્રમાણેના શણગારો સજે છે. 'અમે (ધર્મગુરુ) તો રાજાઓના પણ રાજા (ગુરુ) છીએ, એટલે અમારે માટે પણ આવી રીતે ભભકાબંધ શણગારો થવા જોઈએ;' એ ઇચ્છાથી આચાર્યો પોતાના અંગત પ્રચારકો (દલાલો) દ્વારા શણગારો સજી પોતાનું સામૈયું કરાવવા દરેક જાતની તૈયારી કરાવે છે. વળી તેઓ પોતાના નામની સાથે શ્રીમાન્, પરમહંસ, પરિવ્રા-જકાચાર્ય, અખિલ ભૂમંડલાચાર્ય, શ્રીમદ્ જગદ્‌ગુરુ ઇત્યાદિ નવાં નવાં વિશેષણો સાથેનાં ઉપનામો વધારતા જ જાય છે તેમજ પોતાના શિષ્યમંડળમાં 'यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ।-જેની ઈશ્વરમાં પરાભક્તિ એટલે ઉત્તમ ભક્તિ હોય, તથા જેવી (ભક્તિ) ઈશ્વરમાં તેવી જ ગુરુમાં હોય.' એ શ્રુતિવાક્યનો આધાર બતાવી તેઓના (શિષ્યોના) કલ્યાણાર્થે સ્વદેહની દેવમૂર્તિ માફક

પૂજા-અર્ચા કરાવે છે; અને તે ધર્મકાર્ય છે એમ અંધશ્રદ્ધાળુઓને સમજાવી મઠ, આશ્રમો, ગૌશાળાઓ, અન્નક્ષેત્રો, પાઠશાળાઓ વગેરે બાંધતા જ જાય છે.

મતલબ કે પોતે સંસારી હતા ત્યારે રાજાઓ અને ધનવાનોના ભોગવિલાસો જોઈને પોતાને પણ તેવી જાતના ભોગો ભોગવવાની ઇચ્છા થતાં પોતાની ક્ષુદ્ર શક્તિથી સ્વપ્નમાં પણ જે કંઈ કરી ન શકાય, એવા ભોગવિલાસો ભોગવવા માટે સંસાર ત્યાગી, કોઈ આચાર્ય બનીને, કોઈ સંન્યાસી બનીને, તો કોઈ ગુરુ બનીને ભોગો ભોગવે છે! આ બધા જ પ્રચ્છન્ન (ગુપ્ત) ચાર્વાકો છે.

આ સંબંધમાં ચાર્વાક મતના બૃહસ્પતિ કટાક્ષમાં કહે છે:

अग्निहोत्रं त्रयो वेदास्त्रिदण्डं भस्मगुण्ठनम्।
प्रज्ञापौरुषहीनानां जीविकेति बृहस्पतिः॥

અગ્નિહોત્ર, ત્રણે વેદ, ત્રિદંડ અને ભસ્મવિલેપન આ બધું પ્રજ્ઞા અને પુરુષાર્થહીન-બુદ્ધિ વિનાના અને નિરુદ્યમી છતાં ભોગવિલાસોની ઇચ્છાવાળાઓની જીવિકાનાં સાધન છે, એમ બૃહસ્પતિ કહે છે.

### ઉપરના શ્લોકની વિશેષ વ્યાખ્યા

આસ્તિકપણાનું અભિમાન રાખનારા વૈદિકો નિર્બુદ્ધિ (મૂઢ) છે તેથી પોતાના રક્ષણમાં અસમર્થ છે. એટલે તેઓ પોતાના નિર્વાહ માટે અગ્નિહોત્રાદિમાં ધર્મની ભ્રાંતિ કરાવી, ધર્મ દ્વારા પોતાનું પોષણ કરે છે; જેમકે અગ્નિહોત્રાદિ કર્મ માટે વેદમાં આજ્ઞા છે, કે 'यावज्जीवेत् तावदग्निहोत्रं जुहुयात्। જ્યાં સુધી જીવે ત્યાં સુધી અગ્નિહોત્ર કરે.' આમ અગ્નિહોત્રના અનુષ્ઠાનથી પોતાને ધર્માત્મા કહેવડાવે અને તેથી લોકોમાં પ્રતિષ્ઠા પામી ધનાદિકથી સન્માન પામે અને ઇંદ્રિયોને પોષે. આમ જે અગ્નિહોત્રી સ્વરક્ષણમાં અસમર્થ હોય છે, તે દંભથી અગ્નિહોત્ર હોમે છે, તેથી તેને અગ્નિહોત્રથી મળતા પ્રારબ્ધ દ્વારા સ્વર્ગાદિક ફળ ગણતાં નથી.

તેમ જ ત્રણે વેદોને એટલે ઋક્, યજુસ્ અને સામવેદને તેઓએ પોતાના નિર્વાહનાં સાધનો સમજી લખેલા છે અને તેના મહિમાથી પોતાની આજીવિકા ચલાવે છે, તેમ જ વેદોનો સ્વાધ્યાય કરવો-કરાવવો અને તેનું મહત્ત્વ બતાવવું તે સર્વ પોતાની આજીવિકાના સાધન તરીકે છે.

તે જ પ્રમાણે એકદંડી કે ત્રિદંડી સંન્યાસી બની પોતાની આજીવિકા માટે જગતમાં યતિરૂપે ફરે છે અને લોકો પાસેથી અનેક પૂજાસામગ્રી લઈ પોતાનું પોષણ કરે છે. યતિનાં જે સંયમાદિ લક્ષણો છે તેનાથી થતું પુણ્ય ને પુણ્યનો પરિપાક જન્માન્તરમાં જ્યારે ભોગવવાનો જ નથી, તો યતિ થવાનું કંઈ પ્રયોજન નથી. કેવળ પોતાના નિર્વાહ માટે જ યતિ-અવસ્થાને પ્રાણીઓ સ્વીકારે છે. તેમ કોઈ શરીરે ભસ્મ લગાવી પોતામાં ધર્મધ્વજીપણું દેખાડનારા આત્મપ્રતિષ્ઠાને જ વધારે છે; તેમ પંચાગ્નિ તાપી કષ્ટ સહન કરે છે તે પણ પોતાની પ્રતિષ્ઠા માટે જ. આ ભસ્માદિધારણનું કોઈ પારલૌકિક ફળ નથી, પણ ઐહિક આત્મનિર્વાહ જ પ્રયોજન છે, કારણ કે વેદને પ્રજ્ઞાહીન મનુષ્યો જ માને છે—આવી રીતે નાસ્તિકોનો સિદ્ધાંત છે.

આ સિદ્ધાંતને માનનાર ચાર્વાક નાસ્તિક તો આ પ્રમાણે કટાક્ષમાં કહે છે, પરંતુ એ બધું અત્યારે પ્રત્યક્ષ જોવામાં આવે છે; કારણ કે આજકાલના કહેવાતા આસ્તિકો મુખ તથા વેશથી પરમ આસ્તિકતા દેખાડે છે, છતાં આંતરિક નિશ્ચય અને બાહ્ય ક્રિયામાં ચાર્વાક નાસ્તિકોના સિદ્ધાંતનું પણ ઉલ્લંઘન કરી જાય તેવા પ્રચ્છન્ન (ગુપ્ત) નાસ્તિકો હોય છે. આવી નાસ્તિકતા હાલમાં તીર્થોમાં, મંદિરોમાં અને આશ્રમ વગેરે બધે ઠેકાણે ક્રિયામાં જોવામાં આવે છે. સ્વાં. સ્વાં. ગુરુ. બનીને., આચાર્ય બનીને. ને. સંન્યાસી. બનીને. તેઓ. લોકોને 'પ્રભુ સત્ય છે, બાકી આ જગતના પદાર્થો બધા ખોટા છે,' આવો વૈરાગાદિનો ધર્મોપદેશ આપે છે; પરંતુ પોતામાં તે પ્રમા

વૈરાગ વગેરેનું આચરણ જોવામાં આવતું નથી, એટલે પોતે સુશોભિત મકાનમાં રહેવું, સારા સારા પદાર્થો ખાવા, સારાં સારાં વસ્ત્રો પહેરવાં ને ખૂબ ધનસંચય કરવો વગેરે પ્રકારની અતિપ્રવૃત્તિ તેમનામાં જોવામાં આવે છે, તે બધી નાસ્તિકતા જ છે.

આવી રીતે દેહાત્મવાદી લોકો દેહને જ આત્મા માનીને દેહરૂપી આત્મા નાશ પામ્યા પછી પુણ્ય-પાપ, સ્વર્ગ-નરકાદિ નથી એમ કહી યથેચ્છ આચરણ કરે છે; આ જ આસુરી પ્રકૃતિ કહેવાય છે.

મહારાજા સાહેબ : આ બધા આચાર્યો અને ગુરુ થઈને આ પ્રમાણે ગેરવાજબી વર્તન કરે છે તો તેઓનું જગતમાં કેમ ચાલતું હશે?

સ્વામી પ્રકાશાનંદ : સામાન્ય લોકોમાં તમોગુણપ્રધાન બુદ્ધિ હોવાથી આ લોકોનું જગતમાં ગાડું ચાલે છે. શાસ્ત્રમાં કહ્યું છે, કે

अगतित्वमतिश्रद्धा ज्ञानाभ्यासे रुचिर्न वै।
त्रयः शिष्यगुणा ह्येते मूर्खाचार्यस्य पुष्टये॥

બુદ્ધિમાં જેને ગતિ નથી, જેનામાં અંધશ્રદ્ધા છે તથા જ્ઞાનના અભ્યાસ માટે જેને રુચિ નથી, એવા શિષ્યના આ ત્રણે ગુણો મૂર્ખ ગુરુને પુષ્ટિ આપે છે.

મહારાજા સાહેબ : આ બધા લોકો સારા વિદ્વાન હોય છે તો પછી તેઓ મૂર્ખાચાર્ય કેમ કહેવાય?

સ્વામી પ્રકાશાનંદ : એક સમયે હું શ્રીમદ્ ભાગવતનો એકાદશ સ્કંધ વાંચતો હતો, તેમાં ઉદ્ધવજીના ભગવાન પ્રત્યેનાં પ્રશ્નમાં વાંચવામાં આવ્યું, કે 'कश्च मूर्खः। મૂર્ખ કોણ?' એના જવાબમાં ભગવાન કહે છે, કે 'मूर्खो देहाद्यहंबुद्धिः। અર્થાત્ જેને દેહાદિમાં અહંબુદ્ધિ છે તે મૂર્ખ છે.' માટે ભલે ચાર વેદ, શાસ્ત્રો, ઇતિહાસ, પુરાણ વગેરે ભણ્યા હોય તોપણ જ્યાં સુધી જેઓ દેહમાં અહંબુદ્ધિથી ભોગવિલાસમાં તત્પર રહે છે, ત્યાં સુધી તેઓ મૂર્ખ જ ગણાય છે. લોકોમાં કોઈ બી. એ., એમ. એ. બાર-એટ-લૉ વગેરે ડીગ્રીઓ

તે પોતાના નિર્વાહ પૂરતી જ મેળવે છે, તે જ પ્રમાણે શાસ્ત્રાભ્યાસ કરી વેદાંતાચાર્ય, ન્યાયાચાર્ય, વ્યાકરણાચાર્ય વગેરે પદવીઓ મળે છે અને તેથી તેઓનો નિર્વાહ ચાલે છે. એ લોકો કંઈ ધર્મને માટે ભણતા નથી, આવી રીતે માત્ર આજીવિકા માટે ભણે છે. તે પઠિતમૂર્ખ (ભણેલો મૂરખ) કહેવાય છે. આ સંબધમાં યોગવાસિષ્ઠમાં લખે છે, કે–

व्याचष्टे यः पठति च शास्त्रं भोगाय शिल्पवत्।
यतते न त्वनुष्ठाने ज्ञानबन्धुः स उच्यते॥

જે પુરુષ શાસ્ત્રોનો અભ્યાસ અને વ્યાખ્યાન શિલ્પવિદ્યાની માફક ભોગ માટે કરે છે, પરંતુ અનુષ્ઠાન (એટલે યોગાભ્યાસ વગેરે) માટે પ્રયત્ન કરતો નથી, તેને જ્ઞાનબંધુ એટલે શાસ્ત્રોમાં અધમ કહેવામાં આવે છે.

આગળના વખતમાં જેમ કેટલાક લોકો શિલ્પવિદ્યા ભણતા હતા અને શિલ્પી થયા પછી પોતાની વિદ્યાનો પોતાના ભોગો પૂરા કરવા માટે દ્રવ્યોપાર્જનમાં ઉપયોગ કરતા હતા; તેમ તે વખતમાં વેદાભ્યાસ કરેલો માણસ વેદવિદ્યાનો ઉપયોગ દ્રવ્યોપાર્જન માટે કરતો નહોતો, પણ પઠન-પાઠન, વ્યાખ્યાન વગેરે લોકોનાં હિત માટે જ તેનો ઉપયોગ કરતો હતો. પરંતુ હાલમાં તો વેદવિદ્યાનો પણ શિલ્પવિદ્યાના જેવો જ ઉપયોગ થવા માંડ્યો છે; એટલે કે વેદાભ્યાસ કરીને પોતાની વિદ્યાનો ઉપયોગ પોતાના ભોગવિલાસ પૂરા કરવા માટે કરવા માંડ્યો છે. પઠન-પાઠન અને વ્યાખ્યાન આંહિ સર્વ માત્ર દ્રવ્યોપાર્જન માટે તથા પોતાની કીર્તિ વધે એ દૃષ્ટિએ જ થવા માંડ્યું છે. આમ તે લોકો પોતાની વિદ્યાનો વિનિયોગ વેદમાં કહેલાં કર્મ, ઉપાસના અને જ્ઞાનની સાધનામાં કરતા નથી, માત્ર દ્રવ્યોપાર્જન જ તેમની વિદ્યાનો મુખ્ય હેતુ બની રહ્યો છે. શાસ્ત્રમાં આને અધર્મ કહેવામાં આવે છે.

આ પ્રમાણે પ્રથમ રાક્ષસી અને આસુરી પ્રકૃતિનો નિર્દે

કરવાનું એ પ્રયોજન છે, કે જેવી રીતે વસ્ત્રનો મેલ કાઢ્યા વિના તેના પર બીજો રંગ ચડી શકતો નથી, તે જ પ્રમાણે અંતઃકરણ પરના અનાદિકાળથી ચાલ્યા આવતા રાક્ષસી અને આસુરી પ્રકૃતિના ધર્મો–દ્વેષ, રાગરૂપ મળવિક્ષેપ–જ્યાં સુધી દૂર ન થાય, ત્યાં સુધી દૈવી સંપત્તિની પ્રાપ્તિ દુષ્કર છે. તેથી જ મલવિક્ષેપરૂપ દોષને દૂર કર્યા પછી જ દૈવી સપત્તિ શકય છે.

## રાક્ષસી અને આસુરી પ્રકૃતિની પરંપરા

આ જે રાક્ષસી અને આસુરી ગુણોમાંથી એક પણ ગુણ દાખલ થાય તો બીજા રાક્ષસી આસુરી ગુણો તેના સજાતીય હોવાથી તેની પાછળ આવે છે. એમાં દૃષ્ટાંત છે કે–

એક રાજાએ એક ઓરડામાં વેદ, દારૂ અને વેશ્યા રાખ્યાં અને હુકમ કર્યો, કે આ ઓરડામાં વેદ છે તેને જે જૂઠા કહેશે, અથવા દારૂ પીશે કે વેશ્યાનો સ્વીકાર કરશે તેને દક્ષિણા મળશે. સર્વ બ્રાહ્મણો ત્યાં આવી આ વિલક્ષણ શરત સાંભળી પાછા જતા.

એક ઘણો જ ગરીબ બ્રાહ્મણ દારૂ પી લઈ પછીથી પ્રાયશ્ચિત્ત કરવાનો વિચાર કરી રાજદરબારમાં આવ્યો અને દારૂ પીવાની કબૂલાત આપી. રાજાએ તે સાંભળી જે ઓરડામાં તે ત્રણે ચીજો રાખી હતી ત્યાં જઈ બ્રાહ્મણને દારૂ પીવાનું કહી પોતે બહાર બેઠા. બ્રાહ્મણે દારૂ પીવો શરૂ કર્યો અને જેમ જેમ નશો ચડતો ગયો તેમ તેમ વધારે પીતો ગયો. આખરે ભાન ભૂલી વેશ્યાનો અંગીકાર કરવા તે જતો હતો એટલે રાજાએ કહ્યું: 'વેદમાં આ નિષિદ્ધ છે.' બ્રાહ્મણે કહ્યું: 'વેદ જૂઠા છે.' આવી રીતે એક નિષિદ્ધ પદાર્થ ગ્રહણ કરવાથી અન્ય ગ્રહણ ન કરવાનો વિવેક જતો રહે છે. ધીમે ધીમે સર્વ આસુરી સંપત્તિઓ એકની પાછળ એક એ રીતે આવી મનુષ્યને પોતાને અધીન કરી લે છે. એનાથી ઊલટું દૈવી પ્રકૃતિ મનુષ્યને ઊંચે ને ઊંચે લઈ જાય છે.

## દૈવી પ્રકૃતિ

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥

હે અર્જુન ! દૈવી પ્રકૃતિનો આશ્રય કરનારા અને જેમનું મન મારા સિવાય બીજા કશામાં નથી, એવા મહાત્મા પુરુષો તો મને પ્રાણીમાત્રના કારણરૂપ તથા નાશથી રહિત જાણી ભજે છે.

દૈવી સંપત્તિ માટે ભગવાને શ્રીમદ્ ભગવદ્‌ગીતાના ૧૬મા અધ્યાયના પહેલા ત્રણ શ્લોકથી ૨૬ ગુણો કહ્યા છે.

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥

અભય, અંતઃકરણની શુદ્ધિ, જ્ઞાન તથા યોગને વિષે સ્થિતિ, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ તથા સરળતા–

(૧) अभयम्–સ્ત્રીપુત્રાદિકને મૂકીને એકલા જંગલમાં જઈને યોગાભ્યાસ માટે બેસવાથી 'મારાં સ્ત્રીપુત્રાદિકોનો વ્યવહાર કેમ ચાલશે ?' એવી ચિંતાને ભય કહે છે. કારણ કે ગીતામાં ભગવાન પોતે જ કહે છે, કે 'योगक्षेमं वहाम्यहम् । એટલે યોગક્ષેમનું હું વહન કરું છું.'

(૨) सत्त्वसंशुद्धिः–સત્ત્વ એટલે અંતઃકરણ. અંતઃકરણમાં રાગદ્વેષનો સર્વથા અભાવ થઈને અંતઃકરણ પૂર્ણ રીતે નિર્મળ અને શુદ્ધ થઈ જાય તેનું નામ सत्त्वसंशुद्धिः। રાગ એટલે માયિક પદાર્થોમાં ભોગવિલાસની પ્રીતિ એટલે આસુરી સ્વભાવ. દ્વેષ એટલે કાયિક, વાચિક કે માનસિક રીતે કોઈને મારી નાખવું, ઝેર આપવું, જબરજસ્તીથી પૈસા લૂંટી લેવા, ખોટું તહોમત લાવી જબરજસ્તીથી કોર્ટમાં લઈ જવું–આ બધી ક્રૂરતા એટલે રાક્ષસી સ્વભાવ. આનો સર્વથાં અભાવ થઈને અંતઃકરણ પૂર્ણ રીતે નિર્મળ ને શુદ્ધ થઈ

જાય તેનું નામ सत्त्वसंशुद्धिः। દ્વેષાદિ રાક્ષસી સ્વભાવ નિષ્કામ કર્મથી નિવૃત્ત થાય છે અને રાગાદિ આસુરી સ્વભાવ ઉપાસનાથી નિવૃત્ત થાય છે.

(૩) ज्ञानयोगव्यवस्थितिः–પરમાત્માના સ્વરૂપને પરોક્ષ દ્વારા યથાર્થ જાણી લેવું તેનું નામ જ્ઞાન છે, અને તેની પ્રાપ્તિ માટે મંત્ર, લય,હઠ ને રાજ એ ચાર પ્રકારના યોગ દ્વારા પ્રયત્નમાં સ્થિત રહેવું તેને ज्ञानयोगव्यवस्थितिः કહે છે.

(૪) दानम्–દાનના સ્વરૂપ વિષે બૃહસ્પતિએ કહ્યું છેઃ

स्तोकादपि च दातव्यमदीनेनान्तरात्मना।
अहन्यहनि यत्किञ्चिदकार्पण्यं तु तत्स्मृतम् ॥

માણસે પોતાના અંતઃકરણને ઉદાર રાખી પોતાની પાસે થોડી વસ્તુ હોય, તોપણ તેમાંથી દરરોજ થોડું થોડું આપવું, તેને અકાર્પણ્ય એટલે દાન કહે છે.

(૫) दमः–દમ વિષે ભગવાન શંકરાચાર્ય કહે છે :

निग्रहो बाह्यवृत्तिनां दम इत्यभिधीयते।

બાહ્યવૃત્તિઓનો નિગ્રહ કરવો, તેને દમ કહે છે. જ્ઞાનપ્રાપ્તિ માટે દમની ઘણી જ આવશ્યકતા છે. તેથી શાસ્ત્રમાં તેને વિશેષ મહત્ત્વ આપી કહ્યું છે, કે–

दमेन सदृशो धर्मो नान्यलोकेषु शुश्रुमः।
दमो हि परमो लोके प्रशस्तः सर्वधर्मिणाम् ॥

દમના જેવો બીજો કોઈ ધર્મ અમે જગતમાં સાંભળ્યો નથી. દરેક ધર્મમાં 'દમ' જ ઉત્તમ મનાયેલો છે. દમના ફળ વિષે કહ્યું છે :

प्रेत्य चामुत्र मनुजः परमं विन्दते सुखम्।
दमेन हि समायुक्तो महान्तं धर्ममश्नुते ॥

જે દમનું અનુષ્ઠાન (પાલન) કરે છે તે મનુષ્ય આ લોક

અને પરલોકમાં સુખ મેળવી મોટા ધર્મને ધારણ કરે છે.

(૬) यज्ञः–શાસ્ત્રવિહિત કર્મનું નામ યજ્ઞ છે. આ યજ્ઞ બે પ્રકારના હોય છે: એક શ્રૌત (એટલે શ્રુતિએ જણાવેલા) યજ્ઞ અને બીજો સ્માર્ત (એટલે સ્મૃતિએ જણાવેલા) યજ્ઞ. અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ, સોમયજ્ઞ ઈત્યાદિ શ્રૌતયજ્ઞ કહેવાય છે અને દેવયજ્ઞ, ઋષિયજ્ઞ, પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ અને ભૂતયજ્ઞ એ પાંચ સ્માર્તયજ્ઞ કહેવાય છે. દેવયજ્ઞ એટલે અગ્નિહોત્રાદિ; ઋષિયજ્ઞ એટલે વેદ, પાઠ, સંધ્યા, ગાયત્રી, જપ વગેરે; પિતૃયજ્ઞ એટલે તર્પણ, શ્રાદ્ધ વગેરે; મનુષ્યયજ્ઞ એટલે અતિથિસેવા વગેરે; ભૂતયજ્ઞ એટલે બલિ, વૈશ્વદેવ વગેરે. આ બધા યજ્ઞોમાં જપયજ્ઞ શ્રેષ્ઠ છે; કેમકે ભગવાન ગીતામાં કહે છે: यज्ञानां जपयज्ञोऽस्मि । અર્થાત્ યજ્ઞોમાં જપયજ્ઞ હું છું.

(૭) स्वाध्यायः–વેદનો અભ્યાસ. જેમાં ભગવાનના ગુણ, પ્રભાવ, તત્ત્વ, સ્વરૂપ, તેમ જ તેની દિવ્ય લીલાઓનું વર્ણન હોય એવાં શાસ્ત્ર, ઇતિહાસ, પુરાણ વગેરેનું પઠન–પાઠન કરવું અને ભગવાનનાં નામો તથા ગુણોનું કીર્તન કરવું, આ બધું स्वाध्याय કહેવાય છે. વેદોનો અભ્યાસ એટલે ઋગ્વેદાદિ ચાર વેદો ઉપરાંત વેદાંગ એટલે શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષનું અધ્યયન કરવું, આનું નામ વેદાધ્યયન કહેવાય છે. આ તો બાલ્યાવસ્થાથી કાશી વગેરેમાં જઈને અભ્યાસ કરવાથી બની શકે. વર્તમાનકાળમાં તો આ અભ્યાસ કોઈ કોઈ કરે છે. આપણા લોકો ગીતા, ઉપનિષદ ને બ્રહ્મસૂત્ર એટલાનું અધ્યયન કરે તોપણ સારું છે. તે પણ જો ન થાય તો પ્રથમ ગુરુ દ્વારા ગીતાને અર્થ સહિત શીખી નિત્ય તેનું મનન કરવું; આટલું જ નહિ પણ તે સદા આચરણમાં મૂકવું. ગીતાના સારરૂપ આ દૈવી ગુણો ભગવદ્‌ભક્તિ સહિત આચરણમાં ઉતારવા.

(૮) तपः–તપ કાયિક, વાચિક અને માનસિક એમ ત્રણ પ્રકારનું છે. કાયિક તપ માટે શ્રીમદ્ ભાગવતમાં લખ્યું છે:

આ બધા કરતાં પણ ચિત્તની એકાગ્રતાને શ્રેષ્ઠ તપ માનેલું છે.

मनसश्चेन्द्रियाणां च ह्येकाग्र्यं परमं तपः।
स ज्यायस्सर्वधर्मेभ्यः स धर्मः पर उच्यते ॥

મન તથા ઇંદ્રિયોની એકાગ્રતા એ જ શ્રેષ્ઠ તપ છે. સર્વ ધર્મોમાં તે મોટો ધર્મ છે. તે જ શ્રેષ્ઠ ધર્મ કહેવાય છે.

(૯) आर्जवम्–આર્જવ એટલે શરીર, ઇંદ્રિયો અને અંતઃકરણની સરળતા. શાસ્ત્રમાં આર્જવનું સ્વરૂપ કહ્યું છે:

व्यवहारेषु सर्वेषु मनोवाक्कायकर्मभिः।
सर्वेषामपि कौटिल्यराहित्यमार्जवं भवेत् ॥

સર્વ પ્રાણીઓની સાથે મન, વાણી અને શરીર દ્વારા જે જે વ્યવહાર કરવામાં આવે છે, તેમાં કપટના અભાવને આર્જવ કહે છે.

શાસ્ત્રમાં આર્જવનું સ્થાન ઘણું ઊંચું છે. આર્જવને–સરળતાને જ ધર્મ અને કપટને અધર્મ કહેવામાં આવે છે; અર્થાત્ જે સરળ અને નિખાલસ સ્વભાવવાળો માણસ હોય તે જ ધર્મમાં જોડાઈ શકે છે અને ધર્મનાં તત્ત્વોને સચ્ચાઈથી ગ્રહણ કરી આચરણમાં મૂકે છે.

ઉપર ૨૬ ગુણોમાંના ૯ ગુણો જણાવી હવે બીજા શ્લોકથી ૧૧ ગુણો જણાવે છે.

अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम्।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥

અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, અપૈશુન, સર્વ ભૂતો વિષે દયા, અલોલુપ્ત્વ, માર્દવ, હ્રી તથા અચાપલ–આ સર્વ દૈવી સંપદરૂપ છે.

(૧૦) अहिंसाः–કોઈ પણ કારણથી કોઈ પણ પ્રાણીને શરીર, વાણી કે મનથી કોઈ પણ પ્રકારનું કષ્ટ ન આપવું. અહિંસા માટે શાસ્ત્રમાં કહ્યું છે:

अहिंसा वाङ्मनःकायैः प्राणिमात्राप्रपीडनम्।
आत्मवत्सर्वभूतेषु कायेन मनसा गिरा ॥

વાણી, મન અને શરીરથી પ્રાણીમાત્રને પીડા ન કરવી અને સર્વને શરીર, મન અને વાણીથી પોતાના જ સ્વરૂપ ગણવાં તેને અહિંસા કહે છે.

(૧૧) सत्यम्–આંખ વડે જોયું હોય, કાન વડે સાંભળ્યુ હોય અને અંતઃકરણથી જે અનુભવ્યુ હોય, તેવું જ નિર્દંભપણે કહેવું તે સત્ય કહેવાય છે.

> यत् स्वेन दृष्टं सम्यक् च श्रुतं तस्यैव भाषणम् ।
> सत्यमित्युच्यते ब्रह्म सत्यमित्यभिभाषणम् ॥

જેને પોતે જે સ્વરૂપે જોયેલું હોય, સાંભળેલું હોય, તેને તે જ રૂપે કહેવું, તે સત્ય કહેવાય છે. બ્રહ્મ પણ સત્ય કહેવાય છે; માટે સત્ય ભાષણ જ કરવું જોઈએ.

(૧૨) अक्रोधः–સ્વભાવદોષને લઈને અથવા બીજા તરફથી અપમાન, અપકાર, નિંદા કે કડવાં વચન સાંભળીને કે કોઈનું અનીતિભર્યું વર્તન જોઈને પોતાનું તથા બીજાનું અનિષ્ટ કરવામાં પ્રવૃત્તિ કરાવનારી અંતઃકરણની સળગી ઊઠનારી ખાસ વૃત્તિને ક્રોધ કહે છે. આવા ક્રોધથી રહિત થવું તે અક્રોધ.

> आत्मनस्तु समुत्कर्षादतिनिष्ठुरभाषणम् ।
> क्रोधमाहुर्धर्मविदो ह्यक्रोधस्तद्विपर्ययः ॥

અંતઃકરણમાં જ્વલનરૂપી પ્રવૃત્તિ ઉત્પન્ન થઈને બીજાના પ્રત્યે જે કઠોર વાણી બોલવી તે ક્રોધનું સ્વરૂપ છે; આ ક્રોધથી ઊલટું તે અક્રોધ.

(૧૩) त्यागः–ત્યાગ એટલે પદાર્થોનો અંતર્ અને બહિર્ બન્ને પ્રકારનો ત્યાગ. અંતર્ત્યાગ એટલે ભોગવિલાસમાં સાધનરૂપ પદાર્થોનો ત્યાગ. શ્રુતિમાં કહે છે:

> त्यागो हि महतां पूज्यः सद्यो मोक्षप्रदायकः ।

મહાન પુરુષોને ત્યાગ જ પૂજ્ય હોઈ શીઘ્ર ફળ આપનાર છે, એટલું જ નહિ પણ ત્યાગીના અંતરમાં જ પરમપદ રહેલું છે.

त्याग एव हि सर्वेषां मोक्षसाधनमुत्तमम् ।
त्यजतैव हि विज्ञेयं त्यक्तुः प्रत्यक् परं पदम् ॥

સર્વ વર્ણાશ્રમીઓ માટે ત્યાગ જ મોક્ષનું ઉત્તમમાં ઉત્તમ સાધન છે. માટે બધી વસ્તુનો ત્યાગ કરવો. પરમપદ ત્યાગીના અંતરમાં જ છે.

(૧૪) शान्तिः–સંસાર સંબંધી ચિંતનોનો હમેશ માટે અભાવ થઈ જાય અને અંતઃકરણ ચંચળતા છોડી પ્રસન્ન, સ્થિર રહે, તેનું નામ શાંતિ છે. શાંતિ ત્રણ પ્રકારની છે:

૧. બ્રહ્મનિર્વાણ: જેમાં મન પોતાના વિકારો ત્યજીને માત્ર (આત્મારૂપ) વસ્તુસ્વરૂપે જ સ્થિતિ કરે, તે મનની ઉત્તમ શાંતિ છે.

૨. શુદ્ધ સત્ત્વ: બુદ્ધિ માત્ર આત્માના અનુભવની પરંપરાના પ્રવાહરૂપે રહે તે. આ મધ્યમ શાંતિ છે.

૩. મિશ્ર સત્ત્વ: 'સર્વવેદાંતસિદ્ધાંતસાર–સંગ્રહ'માં કહ્યું છે:

विषयव्यापृतिं त्यक्त्वा श्रवणैकमनःस्थितिः ।
मनसस्त्वेतरा शान्तिर्मिश्रसत्त्वैकलक्षणा ॥

વિષયોનો વ્યાપાર ત્યજી દઈને મન કેવળ (વેદાંતનું) શ્રવણ કરવામાં સ્થિર થાય, તે મનની હલકી કોટિની શાંતિ છે. તેને મિશ્ર સત્ય કહે છે.

(૧૫) अपैशुनम्–પારકાના દોષો જોઈ બીજા પાસે કહેવા, અથવા પારકાની નિંદા કે ચૂગલી કરવી તેને પિશુનતા કહે છે. આવી પિશુનતાનો અભાવ તે अपैशुनम् ।

(૧૬) भूतेषु दया–કોઈ પણ પ્રાણીને દુઃખી જોઈ નિઃસ્વાર્થપણે, બનતા ઉપાયે તેનું દુઃખ દૂર કરી સુખી કરવાનો ભાવ અને પ્રયાસ કરવો તેને દયા કહે છે. દયાનું લક્ષણ કહ્યું છે:

प्राणा यथात्मनोऽभीष्टा भूतानामपि ते तथा।
आत्मौपम्येन भूतानां दयां कुर्वन्ति साधवः॥

જેમ પોતાને પોતાના પ્રાણ વહાલા છે, તેમ બીજાં પ્રાણીઓને પણ તે વહાલા છે, એમ પોતાના પરથી બીજાનું દુઃખ સમજીને સાધુ પુરુષો પ્રાણીઓ ઉપર દયા કરે છે.

(૧૭) अलोलुप्त्वम्–ઇંદ્રિયો સમર્થ હોવા છતા વિષયોના સાન્નિધ્યમાં ન લલચાય, તેમ જ બીજાઓને વિષયોનો ભોગ ભોગવતા જોઈને તેની પ્રાપ્તિ માટે મન ન લલચાય તેને અલોલુપતા જાણવી.

કઠોપનિષદમાં આખ્યાયિકા છે:

નચિકેતાએ જ્યારે યમરાજા પાસે આત્મવિદ્યા જાણવાની માગણી કરી, ત્યારે યમરાજાએ તેને લાંબું આયુષ્ય, સુંદર સ્ત્રીઓ, અઢળક દ્રવ્ય વગેરે વિવિધ પ્રકારનાં ભોગઐશ્વર્યનાં સાધનો માગવા અનેક રીતે સમજાવ્યો; પરંતુ 'તે લલચાયો નથી,' એવી જ્યારે ખાતરી થઈ, ત્યારે યમરાજાએ પ્રસન્ન થઈ કહ્યું:

'विद्याभीप्सिनं नचिकेतसं मन्ये न त्वा कामा बहवोऽलोलुपन्त।

'હું તને જ્ઞાનની ઇચ્છાવાળો માનું છું, કારણ કે અનેક વિષયપદાર્થની ઇચ્છાઓ તને લોભાવી શકી નથી.'

એમ કહી તેને આત્મવિદ્યાનો ઉપદેશ કર્યો.

(૧૮) मार्दवम्–હમેશાં અંતઃકરણ, વાણી કે વ્યવહારમાં કઠોરતાનો ત્યાગ કરીને કોમળતા ધારણ કરવી તેનું નામ માર્દવ એટલે મૃદુતા કે નરમાશ છે. માર્દવથી વ્યવહાર અને પરમાર્થ બન્ને માર્ગ સુલભ બને છે.

તેનો પ્રભાવ બતાવ્યો છે:

मृदुना दारुणं हन्ति मृदुना हन्त्यदारुणम्।
नासाध्यं मृदुना किञ्चित्तस्मात्तीव्रतरं मृदु॥

કોમળતા તીક્ષ્ણતાને હણે છે, તેમ જ જે તીક્ષ્ણ નથી તેને પણ હણે છે. કોમળતા વડે ન બને એવું કશું જ નથી; માટે કોમળતા એ જ ઘણો બળવાન ઉપાય છે.

(૧૯) ह्रीः-ધર્મશાસ્ત્ર કે લોકવ્યવહારની વિરુદ્ધ આચરણ ન કરવાનો નિશ્ચય કરવો. તેથી વિરુદ્ધ આચરણ કરવામાં જે સંકોચ થાય તેને હ્રી કહે છે. દારૂની દુકાન પાસે મિત્રમંડળ સાથે ઊભા રહેવામાં જે લજ્જા આવે તે હ્રી કહેવાય છે.

ह्रीमान् हि पापं विद्वेष्टि तस्य श्रीरभिवर्धते ।
ह्रीः हता बाधते धर्मं धर्मो हन्ति हतः श्रियम् ॥

લજ્જાવાળો જ પાપથી મુક્ત થાય છે (પાપનો દ્વેષ કરે છે). નિષ્પાપ થયેલાને લક્ષ્મીની વૃદ્ધિ થાય છે. લજ્જાનો નાશ થતાં ધર્મનો બાધ થાય છે..

(૨૦) अचापलम्-

न पादपाणिचपलो न नेत्रचपलो यतिः ।
न च वाक्चपलश्चैवमिति शिष्टस्य लक्षणम् ॥

યતિ પગ, હાથ કે નેત્રની ચપળતાવાળો ન હોય, તેમ જ વાણીની પણ ચપળતા ન હોવી એ શિષ્ટ પુરુષનું લક્ષણ છે.

पाणिपादचपलता એટલે ચાળા પાડવા, પગ ઉપર પગ ચડાવી બેસવું તથા પગ હલાવવા, રસ્તામાં ચારે તરફ જોતાં ફરવું, વધારે બોલબોલ કરવું, ઘાંટો પાડી હસવું, આ બધાથી રહિત થવું તેને अचापलम् કહે છે.

હવે આ શ્લોકથી બાકીના છ ગુણો કહે છે.

तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति सम्पदं दैवीमभिजातस्य भारत ॥

તેજ, ક્ષમા, ધૃતિ, પવિત્રતા, કોઈના તરફ શત્રુતા ન રાખવી, પોતે પૂજ્ય છે એવા અભિમાનનો ત્યાગ, આ બધાં દૈવી સંપત્તિવાળા પુરુષનાં લક્ષણ છે.

(૨૧) તેજઃ–દૈવી સંપત્તિવાળા પુરુષની અમુક પ્રકારની પ્રભા પડે છે, તેને લઈને તેમની હાજરીમાં આસુરી સંપત્તિવાળા પુરુષો પોતાનાં ખરાબ આચરણ કરતાં અચકાય છે. આનું નામ 'તેજ' કહેવાય છે. આવા તેજસ્વી પુરુષને સ્ત્રી, પુત્ર, ધન વગેરે પોતાની માયિક જંજાળમાં ફસાવવા હિંમત કરી શકતાં નથી. તેના સંબંધમાં આવતા માણસોને તેની પાસે સત્તા કે ધનવૈભવ ન હોવા છતાં તેના પ્રત્યે આપોઆપ આદર ઉદ્ભવે છે. સર્વ અનર્થના મૂળરૂપ ક્રોધાદિ શત્રુઓ પર તેણે વિજય મેળવેલો હોય છે. આવા તેજસ્વી પુરુષ માટે કહ્યું છે:

यस्तु क्रोधं समुत्पन्नं प्रज्ञया प्रतिबाधते ।
तेजस्विनं तं विद्वांसो मन्यन्ते तत्त्वदर्शिनः ॥

જે પુરુષ ઉત્પન્ન થયેલા ક્રોધને બુદ્ધિ વડે શમાવી દે છે, તેને જ તત્ત્વદર્શી વિદ્વાન પુરુષો ખરો તેજસ્વી માને છે.

(૨૨) ક્ષમા–પોતાનું બૂરું કર્યું હોય તેને પણ કોઈ પ્રકારે દંડ ન દેવો, તેનો બદલો લેવાની ઇચ્છા ન રાખવી; એટલું જ નહિ, પણ પરમાત્મા તેને બદલો આપશે, એવી વૃત્તિ પણ ન રાખવી, તેના અપરાધને અપરાધ જ ન ગણી પ્રભુ તેને સદ્બુદ્ધિ આપે એમ પ્રાર્થના કરી બધું ભૂલી જવું, તેવા ગુણને ક્ષમા કહે છે. ક્ષમાવાન જ પ્રભુપ્રાપ્તિ માટે યોગ્ય થાય છે.

क्षन्तव्यमेव सततं पुरुषेण विजानता ।
यदा हि क्षमते सर्वं ब्रह्म सम्पद्यते तदा ॥

બીજાના અપરાધની ક્ષમા કરવી તે જ વિવેકી મનુષ્યોને યોગ્ય છે. જે સમયે મનુષ્ય સર્વ અપરાધો માફ કરે છે, તે સમયે તે પરમાત્માને મેળવવા યોગ્ય થાય છે.

(૨૩) ધૃતિઃ–શાસ્ત્રમાં ધૈર્યવાન મનુષ્યનું લક્ષણ કહ્યું છે:

नाप्राप्यमभिवाञ्छन्ति नष्टं नेच्छन्ति शोचितुम् ।
आपत्सु च न मुह्यन्ति नराः धृतियुताः सदा ॥

જેઓ ન મળી શકે એવી વસ્તુની ઇચ્છા કરતા નથી અને નાશ પામેલી વસ્તુનો શોક કરતા નથી, તથા આપત્તિમાં પણ બુદ્ધિને સ્થિર રાખી શોકગ્રસ્ત થતા નથી, તેવા પુરુષો ધૈર્યવાળા કહેવાય છે.

(૨૪) शौचम्-શૌચ એટલે પવિત્રતા. તેના બે પ્રકાર છે: બાહ્ય અને આંતર. શુદ્ધ પાણી વગેરેથી શરીરને સ્વચ્છ રાખવું તે બાહ્ય શૌચ છે, તથા રાગદ્વેષાદિથી રહિત થવું તે આંતરશૌચ છે.

વળી શૌચ વિષે કહ્યું છે:

अभक्ष्यपरिहारश्च संसर्गश्चाप्यनिन्दितैः ।
स्वधर्मे च व्यवस्थानं शौचमेतत्प्रकीर्तितम् ॥

અભક્ષ્ય પદાર્થનો ત્યાગ, અનિંદિત એટલે સદાચારી મનુષ્યનો સંસર્ગ અને પોતાના ધર્મમાં સ્થિર રહેવું, તે શૌચ કહેવાય છે.

જે પદાર્થ લેવાથી સાત્ત્વિક બુદ્ધિનો વિનાશ થાય, તેવા પદાર્થો અભક્ષ્ય કહેવાય છે. માંસ, મદિરાદિ તામસ પદાર્થો અભક્ષ્ય કહેવાય છે. આ બધાનો ત્યાગ કરવો જોઈએ.

ચારિત્ર્યહીન, અભક્ષ્યસેવી, અવિવેકી અને પ્રત્યક્ષદોષભાષી (ઉદ્ધતાઈથી સામાની પ્રત્યક્ષ તેના દોષ કહેનારને)ને નિંદિત મનુષ્યો કહે છે. એથી ઊલટા સ્વભાવવાળા અર્થાત્ સદ્‌ગુણી મનુષ્યો સાથે સંસર્ગ રાખવો અને ગમે તેવા સંકટપ્રસંગે પણ વર્ણાશ્રમધર્મનો ત્યાગ ન કરવો.

(૨૫) अद्रोहः-પોતાની સાથે દુશ્મનાવટ રાખનાર પ્રત્યે જરા પણ દ્વેષ કે શત્રુતાનો ભાવ ન આવે તે अद्रोह. કહ્યું છે કે—

सर्वेषामेव भूतानां हरिर्नित्यं हृदि स्थितः ।
स एव हि पराभूतो यो भूतद्रोहकारकः ॥

સર્વ પ્રાણીઓના હૃદયમાં ઈશ્વર હમેશાં રહેલો છે, તેથી પ્રાણીઓનો દ્રોહ કરવાથી તેનો (ઈશ્વરનો) જ દ્રોહ થયો કહેવાય છે.

(૨૬) न अतिमानिता–પોતાને શ્રેષ્ઠ, મોટા, પૂજ્ય માનવા અને માન, પ્રતિષ્ઠા, પૂજા વગેરેની ઇચ્છા કરવી અથવા ઇચ્છા ન કરવા છતાં આ માન વગેરે મળે તો પ્રસન્નતા દેખાડવી, તે अतिमानिता છે. તેનો સર્વથા અભાવ તે न अतिमानिता। આ સંબધમાં 'સર્વવેદાંતસિદ્ધાંતસાર-સંગ્રહ'માં લખે છે:

> श्रेष्ठं पूज्यं विदित्वा मां मानयन्तु जना भुवि।
> इत्यासक्त्या विहीनत्व माननासक्तिरुच्यते॥

પૃથ્વી પર લોકો 'મને શ્રેષ્ઠ અને પૂજ્ય ગણી માન આપે' એવી આસક્તિના ત્યાગને માન વિષેની અનાસક્તિ કહે છે.

दैवी सम्पद्–ભગવાનનું નામ દેવ છે એટલે તેની સાથે સંબંધ રાખવાવાળા અને પ્રભુપ્રાપ્તિમાં સાધનરૂપ સદાચાર અને સદ્ગુણના સમુદાયને दैवी सम्पद् કહે છે. આનું જ નામ 'દૈવી પ્રકૃતિ' પણ કહેવાય છે.

ઉપર વર્ણવેલાં છવ્વીસ લક્ષણો જે પુરુષમાં હોય તેવા પુરુષો દૈવી સંપદવાળા કહેવાય છે. આ છવ્વીસ ગુણો મિશ્ર સત્ત્વવાળા છે. જ્ઞાન શુદ્ધ સત્ત્વ છે. બ્રહ્મસાક્ષાત્કાર જેનાથી થાય છે તે શુદ્ધ સત્ત્વ છે. જીવ બ્રહ્મ વચ્ચે જે આવરણ કે પડદો દૂર કરે છે તે બ્રહ્માકારવૃત્તિ શુદ્ધ સત્ત્વ છે.

દૈવી સંપત્તિવાળા પુરુષો પરમાત્મતત્ત્વ ઉપર જ ચિત્તને સ્થિર કરે છે અને તેથી અલગ માયિક પદાર્થો તરફ ચિત્તને જવા દેતા નથી. તેમને પરમાત્મા એટલા પ્રિય હોય છે કે તેના ભજન વિના તેમના મનની તેમ જ બાહ્યેંદ્રિયોની ધારણા બીજે ક્યાંય થતી જ નથી.

## દૈવી સંપત્તિની પરંપરા

દૈવી સંપત્તિમાં કોઈ એકાદનું પણ યથાર્થ પાલન થાય તો બીજી એની મેળે આવે છે. એક ગામમાં એક મહાત્મા

ગામથી આવ્યા હતા. તેમની પાસે ઘણા લોકો જતા હતા. તે જોઈ દેખાદેખીથી તેમની પાસે એક માણસે જઈ પોતાને કંઈ મંત્ર આપવા પ્રાર્થના કરી. સ્વામીએ પૂછ્યું: 'ભાઈ, તું શો ધંધો કરે છે?' તેણે કહ્યું: 'ચોરીનો.' સ્વામીએ કહ્યું: 'તે સિવાય કાંઈ બીજું કરે છે?' તેણે કહ્યું: 'જુગાર રમું છું, દારૂ પીઉં છું અને અનીતિ પણ કોઈ વાર થાય છે. હાલતાંચાલતાં જૂઠું બોલવું પડે છે.' સ્વામીશ્રીએ કહ્યું: 'ઠીક, એ સર્વમાંથી કોઈ એક છોડી દેવાની પ્રતિજ્ઞા લે.' તેણે વિચાર કર્યો કે, ચોરી ન કરુ તો ભૂખે મરું, દારૂનું વ્યસન છૂટે તેમ નથી. કંઈ છોડાય એવું જણાતું નથી. જૂઠું બોલવાનું છોડી શકાય એમ મને લાગે છે. સ્વામીશ્રીને તેણે કહ્યું કે 'આજથી કોઈ દિવસ જૂઠું નહિ બોલું.' સ્વામીશ્રીએ 'ઠીક' કહી મંત્રદીક્ષા આપી. થોડા દિવસ પછી તે રાજાના મહેલમાં ચોરી કરવા ગયો, ત્યાં દીવાલમાં ખીલો મારી ઉપર ચડી ગયો. તે દિવસે ગરમી સખત હોવાથી ઉપર અગાસીમાં રાજા ફરતા હતા. તેમણે તેને પૂછ્યું: 'ભાઈ, તું કોણ છે?' તેણે કહ્યું: 'હું ચોર છું. તમે કોણ છો?' એટલે રાજાએ કહ્યું: 'હું પણ ચોર છું. ચાલ, આપણે બે મળી ભંડાર લૂંટીએ. પણ તું ચોર છે તે એકદમ કબૂલ કેમ થાય છે? કોઈ દિવસ પકડાઈ જશે.' ચોરે જૂઠું નહિ બોલવાની ગુરુ પાસે પ્રતિજ્ઞા લીધી હતી વગેરે સર્વ હકીકત કહી. રાજાને તેથી તેના પર વિશ્વાસ આવ્યો. પછી ચોરને રાજાએ કહ્યું: 'મને કૂંચીઓ હાથ લાગી છે એટલે આપણું કામ સહેલું થયું છે.' ત્યાર બાદ બેઉ જણે મળી તિજોરીઓ ઉઘાડી સર્વ જવાહિર વગેરે કાઢ્યું. પછી ચોરે બે ભાગ પાડ્યા. એક સોનાની ડબ્બીમાં ત્રણ હીરા નીકળ્યા. તે કેવી રીતે વહેંચવા તેના વિચારમાં તે પડ્યો. રાજાએ કહ્યું: 'એક હીરો રાજા માટે રહેવા દઈએ અને એક એક આપણે લઈએ.' તેમ કરીને બેઉ જુદા પડ્યા. રાજાએ ચોરનું ઠેકાણું પૂછી લીધું અને પોતાનું ઠેકાણું ખોટું આપ્યું. બીજે દિવસે રાજાએ દીવાનને

બોલાવી ચોરી થયાની વાત કહી અને શું શું ગયું છે તેની તપાસ કરી ચોરને શોધી કાઢવા હુકમ કર્યો. દીવાને ભંડારની તપાસ કરી તેમાંથી એક હીરો મળ્યો. તે પોતાના ગજવામાં મૂકી દીધો અને આવીને કહ્યું: 'કંઈ રહેવા દીધું નથી; સર્વ લઈ ગયા છે. ચોરની ઘણી તપાસ કરી પણ કાંઈ પત્તો મળ્યો નહિ.' આખરે રાજાએ ચોરનું ઠેકાણું આપ્યું અને ત્યાં રહેનારને બોલાવી લાવવા હુકમ કર્યો. ચોરને હાજર કર્યો. રાજાએ કહ્યું: 'દરબારમાં ચોરી થઈ છે તું કંઈ જાણે છે?' ચોરે કબૂલ કર્યું, કે 'મેં ચોરી કરી છે.' રાજાએ પૂછયું: 'સર્વ લઈ ગયો કે કંઈ રહેવા દીધું હતું?' ચોરે કહ્યું: તિજોરીમાં 'હીરા ત્રણ હોવાથી એક એક અમે બે ચોરે લીધા અને એક હીરો આપને માટે રહેવા દીધો હતો.' રાજાએ દીવાનને કહ્યું: 'તે હીરો તમારી પાસે છે તે કાઢો.' દીવાન ભોંઠો પડી ગયો અને ગજવામાંથી હીરો કાઢી આપ્યો. રાજાએ કહ્યું: 'આજથી આ ચોર દીવાન છે, કારણકે એ સત્ય બોલે છે અને પ્રામાણિક છે.'

પછી તે ચોરને રાજાએ કહ્યું: 'તમને ગુરુએ જે સત્ય બોલવાની આજ્ઞા કરી છે તે સત્યનું પાલન કરવાથી તમે આવી સ્થિતિ પર આવ્યા. જો ગુરુનાં તમોને ફરી દર્શન થાય તો મને પણ દર્શન કરાવશો, જેથી હું પણ સદુપદેશ ગ્રહણ કરીશ.' આ સાંભળી ચોર મનમાં વિચાર કરવા લાગ્યો, કે 'માત્ર એક સત્યનું પાલન કરવાથી મને દીવાનપદ પ્રાપ્ત થયું, તો બીજા દૈવી ગુણો પ્રાપ્ત કરવાથી મને કેટલો બધો લાભ થશે?' એમ સમજી બીજા દૈવી સંપત્તિવાળા ગુણો પણ ધારણ કરવા માટે યત્ન શરૂ કર્યો. થોડા દિવસ પછી ગુરુ ત્યાં આવ્યા અને દીવાનને મળ્યા. દીવાને મહારાજના ચરણે પડી પ્રણામ કર્યા, ત્યારે મહારાજશ્રીએ પૂછયું: 'તમે કોણ?' ત્યારે તે દીવાને કહ્યું: 'અગાઉ આ શહેરમાં આપશ્રી પધાર્યા હતા અને બધાઓને ધર્મનો ઉપદેશ કરતા હતા અને ધર્મ વિષે નિયમો પણ આપતા હતા. ત્યારે હું પણ આપશ્રી પાસે આવ્યો હતો અને

આપે કહ્યું હતું કે તમે ધર્મવર્તન ગ્રહણ કરો. ત્યારે મેં મારો આપશ્રીને પરિચય આપ્યો હતો, કે ચોરી, જુગાર વગેરે કરું છું અને સર્વ પ્રકારનાં પાપકર્મ કરું છું, તે બધાને છોડવા માટે આપશ્રીએ આજ્ઞા કરેલી, પરંતુ મેં કહ્યું, કે બધાં મારાથી છૂટશે નહિ; કેવળ સત્ય બોલવાની આજ્ઞા હું સ્વીકારી શકીશ. આવી રીતે આપે જે મને સત્ય બોલવાની પ્રતિજ્ઞા લેવડાવી તેનું પાલન કરવાથી સત્યના મહિમા વડે અહીંના રાજાએ મને પ્રામાણિક સમજી દીવાન બનાવ્યો છે. જોકે સત્ય બોલવાથી મારે અનેક આપત્તિઓનો સામનો કરવો પડ્યો, પરંતુ અંતમાં હું વિજયી થયો છું.' આ સાંભળી ગુરુ બહુ જ સંતુષ્ટ થયા અને પ્રસન્ન થઈને કહેવા લાગ્યા: 'મારી પાસેથી ઘણા માણસોએ ઉપદેશ લીધો, પરંતુ તેનું પાલન તો તમે જ કર્યું.' ત્યાર પછી મહારાજાને પોતાના ગુરુનાં દર્શન કરાવ્યાં અને રાજાની આજ્ઞા લઈ કહ્યું, કે 'હું હવે આ દીવાનપદ છોડી મારા ગુરુની સેવામાં જ રહીશ.' આ સાંભળી રાજાને આશ્ચર્ય થયું, કે 'સાંસારિક પદાર્થોને છોડી સત્પુરુષના સંસર્ગથી જે ત્યાગ-અવસ્થાને પ્રાપ્ત કરે છે તેને ધન્ય છે.' રાજાએ પણ તે મહાન પુરુષ પાસેથી સદુપદેશ લઈ પોતાનું રાજ્ય પોતાના પુત્રને આપી દીધું. પછી દીવાન તથા રાજા બંનેએ સત્પુરુષની સાથે જઈ સંપૂર્ણ દૈવી સંપત્તિનાં વ્રતોનું પાલન કરી અંતમાં મોક્ષને પ્રાપ્ત કરી સંસારથી હંમેશ માટે નિવૃત્ત થયા. આવી રીતે આપણામાં એક પણ દૈવી સંપત્તિનો ગુણ આવી જાય તો તે બધા ગુણને લાવે છે.

# પ્રસંગ ૪થો

એક વખતે સ્વામી પ્રકાશાનંદ જ્યારે વાંસદા પધાર્યા ત્યારે તેઓનો મુકામ ગડીમાં હતો. તે વખતે ગામના લોકો તેમના દર્શન માટે ત્યાં આવીને સ્વામીજીને કહેવા લાગ્યા: 'આપને માટે મહારાજા સાહેબે સ્મશાન પાસે 'નિર્વાણ રોડ' પર એક નાની બંગલી બનાવી છે; અને તેના ઉપર 'પ્રકાશપ્રબોધ'નું પાટિયું મારેલું છે!' તે જ દિવસે સાંજના લગભગ છ વાગ્યે મહારાજા પોતે ગડીમાં પધાર્યા અને સ્વામીજીને તે બંગલીમાં લઈ ગયા, અને કહેવા લાગ્યા: 'મેં સાંભળેલું, કે આપ મોટેભાગે સ્મશાન અને જંગલોમાં ઉતારો કરો છો! અને તે પછી હું સ્વામી રામતીર્થનું પુસ્તક વાંચતો હતો તેમાં એક કવિતા લખેલી હતી તે મને મોઢે યાદ નથી, પરંતુ તેની એક લીટી યાદ છે, જે આ પ્રમાણે હતી: 'માંગકે ખાના ઔર સ્મશાનમેં સોના.' અને બીજું ભર્તૃહરિ મહારાજનું વૈરાગ્યશતક પણ વાંચતો હતો, તેમાં 'शय्या स्मशाने वने।' એટલે યોગી લોકો સ્મશાનમાં અથવા તો વનમાં રહે છે, માટે મેં સ્મશાન પાસે આપના માટે આ બંગલી બનાવી છે; કેમકે ગીચ ઝાડી પણ છે, તેથી સ્મશાનનું સ્મશાન અને જંગલનું જંગલ.

સ્વામી પ્રકાશાનંદ: એક બારોટ વારંવાર બોલતા તેની એક લીટી મને યાદ છે: 'ગદ્ધા ગજરાજ હોવે નહિ.' માટે ભર્તૃહરિ મહારાજ જેવા મહાપુરુષો સાથે મારી સરખામણી ન થાય; કારણકે તેઓ તો સ્મશાન, જંગલ વગેરે સ્થળોએ એકાંત માટે રહેતા હતા, પરંતુ એ લોકો માટે કંઈ સ્મશાનમાં બંગલી બનાવવામાં આવી ન હતી.

મહારાજા સાહેબ: આપને હમેશાં ક્યાં રહેવું છે?

સ્વામી પ્રકાશાનંદ: માયાને થોડો પણ અવકાશ આપીએ તો તે પોતાની જાળમાં ફસાવે છે, માટે એક બંગલીમાંથી બે થાય, બેમાંથી ચાર થાય, તેમ થતાં થતાં, ગાય, ભેંસ, ગાડીઘોડા, નોકર-ચાકર, જર-જમીન વગેરે માયાનો ઠાઠમાઠ વધતો જ જાય, અને મેં જે કાર્ય માટે ઘર છોડયું છે તે કાર્ય એક તરફ રહી જાય, માટે જેમ 'ગંગા નાહવા જતાં ગટરમાં પડે' તેમ થાય. આ ઉપર એક દૃષ્ટાંત છે:

## લંગોટી ફેલ ગયા !

એક મહાત્મા હતા. તેઓ જંગલની કોઈ એકાંત જગ્યાએ નિવાસ કરતા હતા. તેઓ પૂર્ણ વૈરાગી હતા અને હંમેશાં નગ્નાવસ્થામાં રહેતા હતાં. એક દિવસે કોઈ ગામની નજીક જંગલ જેવા એકાંત સ્થળમાં તેઓ આવ્યા. થોડા દિવસો જતાં તે ગામના લોકોને તેમના આગમનની જાણ થતાં કેટલાક લોકો તેમના દર્શનાર્થે આવવા લાગ્યા. તેમ કરતાં તે મહાત્માની ખ્યાતિ ખૂબ જ વધી ગઈ અને એક એક કરતાં અનેક લોકો તેમનાં દર્શન માટે આવવા લાગ્યા. સમય જતાં તે ગામની સ્ત્રીઓને પણ તેમનાં દર્શન કરવાની ઇચ્છા થઈ; પરંતુ તેઓને મહાત્મા નગ્નાવસ્થામાં રહેતા હોવાથી દર્શન કરવા જતાં જરા સંકોચ થતો હતો. તેથી તે સ્ત્રીઓએ પુરુષોને પોતાના વતી મહાત્માને વિનતિ કરવા કહ્યું, 'આપ જો એક લંગોટી રાખો તો અમો આપનાં દર્શન માટે આવી શકીએ!' અને મહાત્મા બહુ જ દયાળુ હોવાથી લંગોટી રાખવા કબૂલ થયા. એટલે ગામલોકોએ તેમને બે લંગોટીઓ આપી. ત્યાર પછી સ્ત્રીઓ તેમનાં દર્શન માટે જવા લાગી. પરંતુ તે જંગલમાં ઉંદરો ખૂબ હોવાથી મહાત્માની રાખેલી એક લંગોટી તાણી ગયા; તેથી લોકોએ બીજી લંગોટી લાવી ત્યાં મૂકી. આ પ્રમાણે તે ઉંદરો દરરોજ એક એક લંગોટી લઈ જવા લાગ્યા. તેથી ગામલોકોએ

વિચાર કર્યો, કે 'જો અહીં એક બિલાડો રાખવામાં આવે, તો ઉંદરો મહાત્માની લંગોટી લઈ જતાં અટકે; અને તે પ્રમાણે એક બિલાડો ત્યાં રાખવામાં આવ્યો જેથી ઉંદરોનો ત્રાસ તો ઓછો થયો, પરંતુ હવે બિલાડા માટે દરરોજ દૂધ જોઈએ; અને તે ગામ બે-ત્રણ માઈલ દૂર હતું ત્યાંથી લાવવું પડતું હતું; તેથી લોકોને થયું કે જો અહીં એક ગાય રાખવામાં આવે તો આટલે દૂરથી દૂધ લાવવું પડે નહીં, અને સાથેસાથે મહાત્માને પણ દૂધ મળે, તેમ વિચારી ત્યાં એક ગાય રાખવામાં આવી અને ગાયની દેખરેખ માટે એક માણસ પણ રાખવામાં આવ્યો. હવે આ માણસને ખાવાપીવાની અગવડતા ન પડે તે માટે તેનાં બૈરી-છોકરાંઓને તથા ગાયને રહેવા માટે એક ઓરડી બનાવી, અને બાજુમાં થોડી જમીન પણ ગાયના ઘાસચારા માટે પણ લીધી. આ પ્રમાણે તેમની જમીન, જાગીર વગેરે વધતું જ ચાલ્યું. પછી એક વખતે તે જમીનનું મહેસૂલ નહી ભરેલુ હોવાથી; સરકાર તરફથી મહાત્મા ઉપર 'નોટિસ' આવી. તેથી મહાત્મા એક દિવસ કચેરી તરફ જવા માટે નીકળ્યા, તેવામાં એમના એક ગુરુભાઈ રસ્તામાં મળ્યા. મહાત્માએ તેમને બધી વાત કરી અને કહ્યું, કે 'લંગોટી ફૈલ ગયા!' (તાત્પર્ય એ, કે એક નાની લંગોટીમાંથી અનેક માયા વધતી ગઈ અને છેવટે કંઈ ને કંઈ ઉપાધિ આવી પડી.) ત્યારે ગુરુભાઈએ કહ્યું, કે 'તો પછી લંગોટી શા માટે રાખી છે?' તે સાંભળી તરત જ લંગોટી ફગાવી દઈ મહાત્મા પણ ગુરુભાઈની સાથે ચાલ્યા ગયા.

મહારાજા સાહેબ: (હસતા હસતા) ગરમીના દિવસોમાં આપ ગમે તે જગ્યાએ રહો, પરંતુ શિયાળા-ચોમાસામાં તો કોઈ આશ્રય જોઈએ ને?

સ્વામી પ્રકાશાનંદ: ભગવાન દત્તાત્રેયે ચોવીસ ગુરુ કર્યા હતા, તેમાં સર્પને પણ ગુરુ કરેલો, તેમ ભાગવતમાં કહે છે:

गृहारम्भो हि दुःखाय विफलश्चाध्रुवात्मनः ।
सर्पः परकृतं वेश्म प्रविश्य सुखमेधते ॥

આ અનિત્ય શરીર માટે ગૃહાદિનો આરંભ દુઃખદાયી અને નિષ્ફળ છે. (દાખલા તરીકે) બીજાથી કરાયેલા (ઉંદર વગેરે વડે ખોદાયેલા) દરમાં પ્રવેશી સાપ સુખ મેળવે છે. તાત્પર્ય કે યતિઓને બીજા કોઈએ બાંધેલુ પડતર મકાન હોય, તેમાં રહેવાની શાસ્ત્રકારોની આજ્ઞા છે. તે પણ વર્ષાઋતુ અથવા ઠંડીના દિવસો માટે છે; ગરમીના દિવસોમાં તો જ્યાં ત્યાં ઝાડ નીચે પડી રહેવું. આ વિષે લોમશઋષિનું દૃષ્ટાંત છે:

લોમશઋષિનું આયુષ્ય બહુ લાંબું હતું. તે પોતે ઘાસની એક ટટ્ટી બનાવી સવારે સૂર્યનો તાપ પોતાના શરીર ન પડે તેટલા માટે પૂર્વ દિશામાં મૂકતા; જેમ તાપ ફરે તેમ તેઓ પેલી ઘાસની ટટ્ટી પણ ફેરવતા અને સાંજે તેને પશ્ચિમ દિશા તરફ મૂકતા. તેમનાં દર્શન પણ બહુ દુર્લભ હતાં. એક સમયે કૃષ્ણ પરમાત્મા અર્જુનને તેમનાં દર્શન કરવા લઈ ગયા. પ્રસંગ નીકળતાં કૃષ્ણ પરમાત્માએ તેમને કહ્યું: 'આ ઘાસની ટટ્ટી કરતાં આપ એકાદ ઝૂંપડી બનાવીને તેમાં રહેતા હો તો ઠીક પડે.' ત્યારે લોમશઋષિએ ઉત્તર આપ્યો: 'આ અનિત્ય શરીર થોડા જ સમયમાં નાશ પામવાનું છે, તો પછી તેને માટે ઝૂંપડું બનાવવાની ખટપટમાં હું ક્યાં પડું?' માટે ઠંડી તથા ચોમાસાના દિવસોમાં કોઈ ભાંગ્યું-તૂટ્યું મકાન હોય તેમાં રહેવાનું હોય.

મહારાજા સાહેબ: સ્વામી-સંન્યાસીઓ એમ કહે છે કે શંકરાચાર્ય ભગવાને ચારે દિશામાં ચાર મઠ બાંધ્યા હતા અને તેઓ હાથી, ઘોડા લઈને ધર્મની સ્થાપના કરવા માટે ચારે દિશામાં ફરતા હતા, અને સામાન્ય જનતા ઉપર છાપ પાડવા માટે છડી, ચામર વગેરેનો ઠાઠમાઠ રાખતા હતા; તો શું આ વાત ખોટી છે?

સ્વામી પ્રકાશાનંદ: એક વખત ભગવાન શંકરાચાર્ય સર્વત્ર વેદધર્મની સ્થાપના કરતાકરતા કેરલદેશમાં પધાર્યા, ત્યારે ત્યાંના રાજાએ તેમનો દિવ્ય યશ સાંભળ્યો હતો. 'આચાર્યનું શરીર અમારા દેશનું છે, તેથી આ દેશનું અહોભાગ્ય છે, કારણકે તેમનો વિશુદ્ધ યશ આખી પૃથ્વીમાં ફેલાયેલો છે.' આવી ઊંચી ભાવનાથી આચાર્યનાં દર્શન કરવા માટે તે ગયા અને પ્રાર્થનાપૂર્વક તેમના પોતાના મહેલમાં પધરાવ્યા. પછી સિંહાસન ઉપર બેસાડી પગ ધોવા વગેરેની ક્રિયા કરી આરતી કરી, નૈવેદ્ય ધરી એક હજાર સોનામહોરો-થી ભરેલો થાળ એમના ચરણોમાં ભેટ ધર્યો. આ સોનામહોરોનો થાળ જોઈ રાજાને આચાર્ય ભગવાને કહ્યું: 'હે રાજન્! આપ વિદ્વાન છો અને ધર્મને જાણો છો કે યતિઓનો શો ધર્મ છે. છતાં આ ભેટ ધરી મને અધર્મમાં પ્રવૃત્તિ કરાવો છો કે જેથી હું પતિત થાઉં.' આવી રીતે યતિઓના ધર્મનો સદુપદેશ કરી દ્રવ્યને ન સ્વીકારી તેઓ ત્યાંથી ચાલી નીકળ્યા. ભગવાન શંકરાચાર્ય આવા સમર્થ હોવા છતાં પણ તેમણે સંન્યાસધર્મથી વિપરીત આચરણ ન કર્યું.

મહારાજા સાહેબ: ત્યારે આદિ શંકરાચાર્ય હાથી, ઘોડા સાથે માણસો વગેરે રાખતા હતા તો પછી તેમને દ્રવ્ય એકઠું કર્યા સિવાય કેમ ચાલે?

સ્વામી પ્રકાશાનંદ: શંકરાચાર્ય ભગવાન હાથી, ઘોડા રાખી ફરતા હતા એ બાબતનો ઉલ્લેખ તેમનાં ચરિત્રોમાં ક્યાંયે જોવામાં આવતો નથી. તેમ જ સત્પુરુષો પણ નથી કહેતા કે ભગવાન શંકરાચાર્ય હાથી, ઘોડા વગેરે રાખતા હતા. દક્ષિણમાં અત્યારે પણ સંભળાય છે, કે તેઓ ભિક્ષા માગીને ખાતા અને ઝાડ નીચે સૂઈ રહેતા.

મહારાજા સાહેબ: પરંતુ શંકર ભગવાને ચાર મઠ તો બાંધ્યા હતા ને?

સ્વામી પ્રકાશાનંદ: તેમણે મઠ તો બાંધ્યા નથી, પરંતુ ચાર

દિશાઓમાં ધર્મની રક્ષા માટે ચાર શિષ્યો રાખ્યા હતા. તેમણે યતિધર્મ વિરુદ્ધ કોઈ ઠેકાણે આચરણ કર્યું નથી.

મહારાજા સાહેબ : આચાર્યો હાથી, ઘોડા વગેરે રાખે અને છડી, ચામર વગેરે ધારણ કરે તો લોકો પર છાપ પડે ને?

## સત્પુરુષોની સાત્ત્વિક અને રાજાઓની રાજસી સંપત્તિ વચ્ચે અંતર

સ્વામી પ્રકાશાનંદ : સત્પુરુષોનો પ્રભાવ તો એમના યોગબળના મહિમાથી જ પડે છે; કારણ કે સત્પુરુષો સત્ત્વગુણપ્રધાન હોય છે. રાજાઓ હાથી, ઘોડા વગેરે સામગ્રી પોતાના ઐશ્વર્યની શોભા માટે રાખે છે, પરંતુ તેઓને અંતઃકરણપૂર્વક સદ્‌ભાવથી કોઈ ચાહતું નથી. જેમકે રાજાઓ પોતાના રાજ્યમાં રાજસી વૈભવથી દીવાન, નોકર, ચાકર વગેરે ઉપર તેમ જ પ્રજા ઉપર સત્તા બેસાડે છે, પણ તે બધા રાજ્યના નોકરો તથા પ્રજા જેટલે દરજ્જે અધ્યાત્મવિદ્યાનો ઉપદેશ અથવા ધર્મતત્ત્વનું બરાબર પાલન કરનાર સત્પુરુષોની આજ્ઞા માને છે, તેટલે દરજ્જે રાજાને નથી માનતી. જો ક્યાંય તેની પ્રજા માનતી હોય તો બહુમાં બહુ તેની હયાતી સુધી માને છે અને ધર્મગુરુઓને તો યાવચ્ચંદ્રદિવાકરૌ માને છે. રાજાઓ રાજ્યશાસન માટે ઘણું દ્રવ્ય ખરચી નોકરો રાખે છે, ત્યારે સત્પુરુષોને તો તે માટે એક પૈસો પણ ખરચવો પડતો નથી.

સત્પુરુષો જ્યાં જ્યાં જાય ત્યાં હજારો ને લાખોની સંખ્યામાં જનતા તેમની આજ્ઞાનું પાલન કરે છે ને તેમની સેવા કરવા તત્પર હોય છે. જગત ઉપરની સઘળી સંપત્તિઓ એ સત્પુરુષોની સંપત્તિ છે.

પ્રાચીન સમયમાં વસિષ્ઠ, વામદેવ, ભૃગુ, અંગિરા વગેરે સત્પુરુષોના ચરણોની ધૂળથી સાર્વભૌમ રાજાઓના મુકુટો પવિત્ર થતા. રાજાઓના પ્રભાવ તો તેઓની હયાતી સુધી જ તેઓના જ

મુલકમાં પડે છે, પરંતુ સાત્ત્વિક શાસન કરનારા આચાર્યોની આજ્ઞાઓ તેમની હયાતી પછી હજારો વર્ષો સુધી સર્વત્ર પળાય છે. આજે પણ વેદધર્મને જણાવનારા વ્યાસ, વસિષ્ઠાદિની આજ્ઞા માનવા માટે લાખો અને કરોડો લોકો તત્પર છે. જે સત્પુરુષો હજારો વર્ષ પહેલાં થઈ ગયા છે તેમની આજ્ઞા પણ જનતા બરાબર શ્રદ્ધાથી અત્યાર સુધી માને છે, તેમ જ મહાત્મા બુદ્ધ, ઈશુ, જરથોસ્ત આદિ મહાત્માઓનાં નામ પર લાખો અને કરોડો મનુષ્યો મરી ફીટવા તૈયાર છે. માટે જગતમાં સાચું સામ્રાજ્ય તો સત્પુરુષોનું જ છે અને તે સામ્રાજ્યના રક્ષણ માટે એકે ય સિપાઈની જરૂર નથી.

દૈવી સંપત્તિવાળા જિજ્ઞાસુ પુરુષોની દૃષ્ટિમાં જગતની હાથી, ઘોડા, રથ, પાલખી જે કાંઈ માયિક સંપત્તિઓ છે, તે તો છોકરાંની રમત જેવું છે, તો પછી આચાર્ય શંકર ભગવાનની તો વાત શી?

મેં વૃદ્ધ પુરુષો પાસે સાંભળ્યું હતું, કે આદ્ય શંકરાચાર્યે ચારે દિશામાં ચાર આચાર્યો (શિષ્યો) રાખેલા. તે પછી કાળાંતરે આ ચાર આચાર્યોએ બ્રાહ્મણોને આજ્ઞા કરી કે બધા એકઠા મળી વિદ્યાર્થીઓને ભણવા માટે આશ્રમ બંધાવો. આ પ્રમાણે ત્યાં વેદ, વેદાંત વગેરે બધું શીખવવામાં આવતું હતું. ત્યાં અમુક અમુક માણસોને આશ્રમની વ્યવસ્થા માટે રાખવામાં આવ્યા હતા. આ પ્રમાણે થોડો સમય તો સારી રીતે ચાલ્યું પરંતુ પછી ધીમે ધીમે જે લોકોના હાથમાં વ્યવસ્થા હતી તેઓ પોતે ધન એકઠું કરવા લાગ્યા અને બધી અવ્યવસ્થા થઈ ગઈ. એટલે કે જે આચાર્યો હતા તેઓ પોતે જ વ્યવહાર કરવા લાગ્યા, અને પછી તે લોકોના હાથમાં પણ દ્રવ્ય આવતાં તેઓ પણ ધીમે ધીમે વધારે બગડતા ગયા અને ભોગવિલાસમાં મગ્ન બન્યા. પછી તેઓ વૈરાગ્યરહિત થઈ સંન્યાસધર્મથી વિરુદ્ધ ચાલવા લાગ્યા. ભાગવતમાં લખ્યું છે:

यः प्रव्रज्य गृहात् पूर्वं त्रिवर्गावपनात् पुनः।
यदि सेवेत तान् भिक्षुः स वै वान्ताश्यपत्रपः॥

ધર્મ, અર્થ અને કામરૂપી ત્રણ પુરુષાર્થ આપનારા ગૃહસ્થાશ્રમ(ઘર)માંથી નીકળી સંન્યાસ ગ્રહણ કરીને પાછો વિષયાદિને જે સંન્યાસી સેવે છે તે સંન્યાસી નિર્લજ્જ અને ઊલટી કરેલા પદાર્થને ખાનારો છે. એટલે કે ભર્તૃહરિ મહારાજ, ગોપીચંદ વગેરે મહાન પુરુષોએ રાજપાટ, ભોગવિલાસ વગેરેનો ત્યાગ કર્યો તે વસ્તુઓનો (ભોગવિલાસ) મારા જેવા સંન્યાસ લીધા પછી ગ્રહણ કરે છે; એટલે અમે ઊલટી કરેલો પદાર્થ ખાનારા છીએ.

મહારાજા સાહેબ : એ પ્રમાણે થવાનું કારણ શું?

સ્વામી પ્રકાશાનંદ : પહેલાંના સમયમાં આપના જેવા રાજાઓ અને રાજગુરુ જેવા યાજ્ઞવલ્ક્ય વગેરે ઋષિઓ સંપત્તિઓને છોડી દઈને વૈરાગ્ય લેતા અને દરેક જાતના વૈભવ જોયેલા હોવાથી તેઓને દ્રવ્યાદિ પદાર્થોમાં કોઈ પ્રકારનો મોહ થતો નહિ; પરંતુ હાલમાં આવો કોઈ નિયમ રહ્યો નથી.

સંવત ૧૯૫૬ની સાલમાં ભારે દુષ્કાળ પડ્યો હતો. તે વખતે ભુજમાં હું ચાતુર્માસ માટે રહ્યો હતો. ત્યારે આખા હિંદુસ્તાનમાં દુષ્કાળની ભયંકર અસર થઈ હતી. કેટલાક અનાથ છોકરા અન્ન વિના ભૂખથી તરફડતા હતા અને જ્યાં ત્યાં રખડતા ફરતા હતા. આવા કેટલાક છોકરાઓને સાધુસંન્યાસીઓએ ભગવાં પહેરાવી મુંડન કરાવી સાધુવેશ ધારણ કરાવ્યો હતો. તે પછી સંવત ૧૯૫૭ના ભાદ્રપદ-આસોમાં હું જ્યારે અમદાવાદમાં રહેતો હતો, ત્યારે મારું આસન અનાથાશ્રમની પાસે હતું. આ અનાથાશ્રમ બંધ કરવામાં આવ્યો ત્યારે તેમાં રહેલા કેટલાક છોકરા સાધુ થઈ ગયા અને કેટલાકે સ્વામીઓ પાસે જઈ સંન્યાસ લીધો. આજકાલ અમારા જેવાઓએ સંન્યસ્તને નિર્વાહનું સાધન કરી લીધું છે. હું પણ તેમાંનો એક છું. જ્ઞાનાર્ણવમાં કહ્યું છે :

> यतित्वं जीवनोपायं कुर्वन्तः किं न लज्जिताः ।
> मातुः पण्यमिवालंव्य यथा केचित् गतघृणाः ॥

જેમ માતાના અસભ્ય વ્યવહારને આજીવિકાનું સાધન કરનારા નિર્લજ્જ અને નિર્દય ગણાય છે, તેમ યતિત્વને ગુજરાનનું સાધન સમજનારા સંન્યાસીઓએ પણ શું શરમાવું ન જોઈએ?

શાસ્ત્રો જો કે અમારી આ વૃત્તિ માટે ધિક્કાર કરે છે, પણ અમને એ માટે લજ્જા આવતી નથી. આવા લોકોએ માગવા માટે વેશ ધારણ કરેલો હોય છે. એટલે અમારે મઠનો જિર્ણોદ્ધાર કરવો છે, અમારે દેવમંદિર છે, પાઠશાળા છે, ગૌશાળા છે, અનાથાશ્રમ છે, સદાવ્રત છે વગેરે જે તે નિમિત્ત ઊભું કરી દ્રવ્ય એકઠું કરતા રહે છે, પણ જેઓ ખરા વૈરાગી હોય છે તેઓ તો કોઈ રાજ્યપાટ આપે, તો પણ સ્વીકારતા નથી. આ સંબંધમાં બુદ્ધદેવનું દૃષ્ટાંત છે:

## બુદ્ધ ભગવાન

એક વખત ભગવાન બુદ્ધ વિહાર કરતા હતા, ત્યારે રસ્તામાં ભરવાડોને ઘેટાંનાં ટોળાં ને ટોળાં લઈ જતા જોઈ પૂછ્યું: 'આટલાં બધાં ઘેટાં ક્યાં લઈ જાઓ છો?' ભરવાડે કહ્યું: 'બિંબિસાર રાજા યજ્ઞ કરે છે ત્યાં ઘેટાં યજ્ઞમાં હોમવા માટે લઈ જઈએ છીએ.' ભગવાન બુદ્ધ યજ્ઞમાં જવાનો વિચાર કરી તે ભરવાડોની પાછળ પાછળ ચાલવા લાગ્યા. એક ઘેટાને પગે વાગેલું હોવાથી તેનાથી બરોબર ચલાતું નહોતું અને તે પાછળ પડી જાય ત્યારે ભરવાડ તેને લાકડીનો ગોદો મારે, એટલે વળી તે ઘેટું થોડો વખત લંગડાતું લંગડાતું ઉતાવળે ચાલે અને પાછળ પડે કે વળી ગોદો ખાય. તે જોઈ ભગવાન બુદ્ધનું હૃદય દયાથી ઊભરાઈ ગયું. તેમણે ભરવાડને કહ્યું: 'ભાઈ, આ ઘેટાને હું ઊંચકીને તમારી પાછળ પાછળ ચાલું? તમારો મુકામ આવશે એટલે હું તમને સોંપી દઈશ.' ભરવાડે કહ્યું: 'ભલે.' એટલે ભગવાન બુદ્ધ તેને ઊંચકીને ચાલ્યા. શહેર આવ્યું એટલે તે ઘેટું ભરવાડને સોંપી દીધું. પછી ભગવાન બુદ્ધ બિંબિસાર રાજા યજ્ઞ કરતો "

ગયા અને રાજાને મળવાની ઇચ્છા દર્શાવી. રાજાએ તેમને અંદર આવવાની પરવાનગી આપી. પોતે તેમની આગળ જઈ પૂછ્યું, કે 'રાજાજી! આ યજ્ઞ શા ઉદ્દેશથી કરો છો?' રાજાએ કહ્યું: 'સ્વર્ગના સુખની ઇચ્છાથી.' ભગવાન બુદ્ધે કહ્યું: 'નરમેધ કરો તો શું ફળ મળે?' રાજાએ કહ્યું: કે 'સ્વર્ગમાં વધારે ઊંચું સુખ મળે.' ભગવાન બુદ્ધે કહ્યું, 'આ શરીર તૈયાર છે. આટલાં બધાં ઘેટાંની આહુતિ આપી ઘણા જીવની હિંસા કરવા કરતાં આ એક જીવની આહુતિ આપી ઇચ્છા પ્રમાણે મોટું સુખ ભોગવો.' આ સાંભળી રાજા આશ્ચર્ય પામી તેમની સામું એક દૃષ્ટિથી જોઈ રહ્યા. ભગવાન બુદ્ધનાં તેજ અને પ્રભાવથી રાજા અંજાઈ ગયા અને પગે પડી તેમને શરણે ગયા અને યજ્ઞ બંધ કર્યો. ભગવાન બુદ્ધે તેમને તત્ત્વનો ઉપદેશ આપ્યો. રાજા તેમના શિષ્ય થયા અને ભગવાન બુદ્ધ ત્યાંથી જવા તૈયાર થયા ત્યારે રાજાએ કહ્યું, 'આપ ક્યાં પધારો છો? આ રાજ્ય આપને અર્પણ કરું છું. આપ ફાટેલાં વસ્ત્રોનો ત્યાગ કરી સારાં વસ્ત્રો સ્વીકારો અને અહીં જ રહો અને રાજ્ય ભોગવો.' બુદ્ધે કહ્યું: 'મારે રાજ્ય તો હતું. તેનું સુખ મને તુચ્છ અને અનિત્ય લાગ્યું. તેથી તેનો ત્યાગ કરી હું મહાન અવિનાશી સુખની શોધમાં નીકળ્યો છું. રાજપાટમાં જરાયે સુખ-બુદ્ધિ રહી નથી.' એમ કહીને તે ચાલ્યા ગયા.

આ પ્રમાણે મહાન પુરુષોને માયિક સુખની તુચ્છતાનો અનુભવ થયેલો હોય છે. તેથી તેનો સ્વીકારતા નથી. આજકાલ મુમુક્ષુઓ તો કોઈક જ હોય છે, મોટેભાગે બુભુક્ષુઓ (ખાવાની ઇચ્છા-વાળાઓ) છે.

## લાયકાત પ્રમાણે મેળવાતી વસ્તુ

બ્રહ્મવિદ્યા સંપાદન કરવામાં પણ પૂર્વપરંપરાથી પ્રાપ્ત થયેલી યોગ્યતા વગેરેની આવશ્યકતા છે. મહાન પુરુષો મોટી વસ્તુ

અને તુચ્છ પુરુષો તુચ્છ વસ્તુ જ ગ્રહણ કરે છે.

ભર્તૃહરિ મહારાજ કહે છે:

स्वल्पं स्नायुवसावशेषमलिनं निर्मांसमप्यस्थि गोः
श्वा लब्ध्वा परितोषमेति न तु तत्तस्य क्षुधाशांतये।
सिंहो जम्बुकमङ्कमागतमपि त्यक्त्वा निहन्ति द्विपं
सर्वः कृच्छ्रगतोऽपि वाञ्छति जनः सत्वानुरूपं फलम् ॥

થોડા સ્નાયુ અને ચરબીવાળા મલિન અને માંસરહિત બળદનાં હાડકાંને મેળવીને, ભૂખની શાંતિ થતી નથી તોપણ કૂતરો તેથી પ્રસન્ન થાય છે; તેમ જ સિંહ પાસે આવેલા શિયાળને ત્યજી હાથીને જ મારે છે. સઘળાં મનુષ્યો સંકટમાં આવે તોપણ, પોતાના બળને અનુકૂળ ફળની ઇચ્છા કરે છે. તાત્પર્ય કે, સર્વ પોતપોતાની લાયકાત પ્રમાણે પદાર્થ મેળવે છે.

મહારાજા સાહેબ: ત્યારે એ લોકોને એથી સંન્યાસધર્મનો બાધ આવતો નથી?

સ્વામી પ્રકાશાનંદ: એ લોકોને ધર્મની સાથે કશો સંબંધ નથી, તેમણે માત્ર માગવા માટે જ સંન્યાસીનો વેશ પહેર્યો હોય છે.

તે પછી લગભગ રાતના નવ વાગ્યે મહારાજા સાહેબ પોતાને બંગલે ગયા.

બંગલીમાં સ્વામીજી પાસે બે માણસો રાખવામાં આવ્યા હતા. એક પટાવાળો અને બીજો પરચૂરણ કામ-પાણી વગેરે ભરવા માટે. એટલે મહારાજા સાહેબના ગયા પછી એક માણસે સ્વામીજી પાસે જઈને કહ્યું: 'અમોને અહીં બીક લાગે છે!'

સ્વામીજી: શાની બીક લાગે છે, ભૂતની?

માણસ: દીપડા, વાઘ વગેરેની બીક લાગે છે; કેમકે તેમનો અવાજ અહીં ચોખ્ખો સંભળાય છે.

સ્વામીજી: દીપડા, વાઘ વગેરે જ્યાં બસ્તી હોય ત્યાં જતા

નથી. માટે આ બંગલીમાં તો બત્તી પણ બળે છે, અને અંદર બારણાની સાંકળ પણ બંધ હોવાથી દીપડા, વાઘ અંદર પ્રવેશ કરી શકે તેમ નથી; પછી બીક રાખવાનું કંઈ કારણ નથી. છતાં રાતના પેશાબ કરવા માટે જવું હોય તો મોરીમાં (બાથરૂમમાં) બહારથી પણ રસ્તો છે અને અંદરથી પણ છે; તો તમે અંદરના રસ્તેથી આવજો.

બીજે દિવસે મહારાજા સાહેબ સવારમાં નવ વાગ્યે ત્યાં આવ્યા અને સ્વામીજીને પૂછ્યું : ' આપને કંઈ તકલીફ તો નથી ને? અહીં અનુકૂળ પડે છે ને?'

સ્વામીજી : મને તો અનુકૂળ છે, પરંતુ આ માણસોને અનુકૂળતા નથી જણાતી; કેમકે તે લોકોને દીપડા, વાઘ વગેરેની બીક લાગે છે.

મહારાજા સાહેબ : એ લોકો લુચ્ચા છે, કામ નથી કરવું એટલે એમ કહે છે.

સ્વામી પ્રકાશાનંદ : ભલે ને લોકો ગમે તેમ કહે; પરંતુ

જેમ પૃથ્વીમા દટાયેલુ ધન પદાર્થ ને કુદાળના ઘા વિના, ખોદ્યા વિના, ઉપર રહેલા પથ્થર વગેરે કાઢી નાખ્યા વિના, તેમ જ સ્વીકાર કર્યા વિના માત્ર બહારના શબ્દો બોલવાથી નીકળી શકતુ નથી, તેમ માયાના કાર્યોથી ઢંકાયેલુ નિર્મળ આત્મતત્ત્વ પણ બ્રહ્મવેત્તાના ઉપદેશ, મનન અને ધ્યાનાદિથી પ્રાપ્ત થાય છે ખોટા તર્કો કરવાથી પ્રાપ્ત થતુ નથી

## આપ્તવચન

आप्तोक्ति –એટલે આપ્તજનના શબ્દો. તે સબંધમા સાખ્ય સૂત્રમા કહ્યુ છે, કે ‘आप्तोपदेश शब्द । આપ્તનો ઉપદેશ એ શબ્દપ્રમાણ છે ’ આપ્ત એટલે યથાર્થ અનુભવ કરીને તે પ્રમાણે બોલનાર આ ઉપર એક દૃષ્ટાત છે

એક ધનાઢ્ય ગૃહસ્થ હતો તેણે પોતાની પાછળ કોઈ વખત પુત્ર વગેરેને કામ આવે તેમ જ ચોર વગેરેથી તેનો નાશ ન થાય એ હેતુથી પોતાની પાસે જે દ્રવ્ય હતુ તેને ગુપ્ત રાખવાનો વિચાર કર્યો, અને પોતે બધાવેલુ શિખરબધ એક શિવાલય હતું, તેની પાસે કોઈ ન જાણે એવી રીતે તેને દાટીને પોતાના ચોપડામા તેની નોધ કરી, કે અમુક સાલમા ઉત્તરાયણના સૂર્યમા, ચૈત્ર માસમા, અમુક દિવસે, અમુક ઘડી દિવસ ચડતા દેવાલયના કળશમા પચીસ લાખ સોનામહોરો રાખી છે, તે જ્યારે જરૂર પડે ત્યારે કાઢવી ત્યાર પછી તે યાત્રા કરવા ગયો અને ત્યા જ મરણ પામ્યો કેટલોક સમય ગયા પછી તેના પુત્રને વેપારમા ભારે ખોટ ગઈ અને તે નાણાની અતિશય તગી ભોગવવા લાગ્યો પછી જૂના ચોપડાઓ જોતા જોતા પેલો લેખ તેના વાચવામા આવ્યો અને પચીસ લાખ સોનામહોરની વાત વાચી એટલે તે આનદમા આવી ગયો તેણે ચોપડામા વાચ્યા પ્રમાણે પેલા શિવાલયનો કળશ તથા શિખર ઉતરાવી નાખ્યા, ’

તેમાંથી ઘણી રીતે તપાસ કરતાં પણ તેને તે ચોપડામાં લખ્યા પ્રમાણેનું દ્રવ્ય મળ્યું નહિ. છેવટે કોઈ બુદ્ધિમાન પુરુષને આ બાબત પૂછતાં તેણે ચોપડો બરાબર તપાસી, વિચાર કરીને દેવળનું શિખર તથા તેનો કળશ જે પ્રમાણે હતાં તે પ્રમાણે ચણાવી લેવાનું કહ્યું. આ શેઠના પુત્ર પાસે પૈસા તો હતા નહિ, તેથી તે બુદ્ધિમાન પુરુષે જ પૈસા આપી તે શિખર કળશ સહિત હતું તેવી સ્થિતિમાં તૈયાર કરાવ્યું. કળશ ચડી ગયા બાદ ઉત્તરાયણમાં લખેલા દિવસે અને લખેલી ઘડીએ કળશની છાયા જે સ્થળે પડે તે સ્થળે ખોદાવવા કહ્યું. તે પ્રમાણે કરતાં ત્યાંથી પચીસ લાખ સોનામહોરો નીકળી. તેથી છોકરો બહુ ખુશી થયો તેમજ ધનવાન પણ બન્યો.

मायाकार्यतिरोहितम्–આ આત્મા એક છે, પર છે, દ્રષ્ટા છે, પૂર્ણ, સ્વયંજ્યોતિ અને અવ્યય છે. એવો આ આત્મા માયાનાં કાર્ય–સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ દેહોથી આચ્છાદિત છે, તેનો વિચાર કરીને તથા એ આત્માને ત્રણે દેહથી જુદો કરીને તેને ઓળખવો.

આ સંબંધી આત્મગીતામાં પણ કહ્યું છે :

यथागाधनिधेर्लब्धौ नोपायः खननं विना ।
मल्लाभेऽपि तथा स्वात्मचिन्तां मुक्त्वा न चापरः ॥

જેમ અગાધનિધિ (પૃથ્વીમાં દટાયેલું ધન) મેળવવા સારુ ખોદવા વિના બીજો ઉપાય નથી, તેમ મને મેળવવા માટે પણ સ્વરૂપના ચિંતન (ધ્યાન) વિના બીજો ઉપાય નથી.

ફરી પણ કહે છે :

देहोपलमपाकृत्य बुद्धिकुद्दालकात्पुनः ।
खात्वा मनोभुवं भूयो गृह्णीयान्मां निधिं पुमान् ।

દેહરૂપ પથ્થરને દૂર કરીને, બુદ્ધિરૂપી કોદાળીથી મનરૂપી પૃથ્વીને વારંવાર ખોદીને પુરુષે નિધિરૂપ મને–આત્મધનને પ્રાપ્ત કરવું.

આત્મતત્ત્વના જિજ્ઞાસુએ પ્રથમ તો દેહરૂપી પથ્થરને દૂર કરવો જોઈએ. જેમ કોઈ બળવાન હાથી મોટા પથ્થરને ઊંચકીને દૂર ફેંકી દે છે, તેમ કોઈ વૈરાગ્યશીલ આત્મબળવાળો મુમુક્ષુ જ દેહાભિમાન દૂર કરી શકે છે.

## દેહાભિમાનથી થતા અનર્થો

અવિદ્યારૂપી અંતરાત્માને ભૂલી, અજ્ઞાનને લીધે દેહને જ આત્મા માની તેની સેવા કરવી, તેની બાહ્ય શોભા વધારવી, તેને અનેક સુખમાં રાખવો એ જ કર્તવ્ય આજે મનાય છે. આખો દિવસ તેને સુગંધી સાબુ લગાડી, વારંવાર સ્વચ્છ કરવો, કેશને ઓળવા, ઘડી ઘડી દર્પણમાં મોં જોવું, સુશોભિત અને અમુક રીતે જ સિવાયેલાં કપડાં પહેરવાં અને તેને દિવસમાં બેચાર વખત બદલવાં, ઘરમાં તેના આરામ માટે નરમ આસનો રાખવાં, સૂવા માટે સુશોભિત બિછાનાં રાખવાં, ખાવાપીવા માટે અનેક પદાર્થોનો સંગ્રહ કરવો, રહેવા માટે બંગલા, ફરવા માટે મોટર, નાટક–સિનેમા જોવા જવું વગેરે પ્રવૃત્તિમાં આખું જીવન બરબાદ કરવામાં આવે છે. વળી જેને એક દિવસ અગ્નિ, ભૂમિ કે જળને સ્વાધીન કરવામાં આવનાર છે, એવા આ અનિત્ય દેહની સેવા માટે ધન પેદા કરવાને અનેક ચિંતા અને ઉપાધિ સ્વીકારીને આખું જીવન વ્યતીત કરવું અને આત્મા જે નિત્ય છે, અવિનાશી છે, સુખરૂપ છે તેને ભૂલી જવો, એનાથી બીજો વધારે શો અનર્થ હોય? તે સંબંધમાં શ્રી શંકરાચાર્ય કહે છે:

अनुक्षणं यत्परिहृत्य कृत्यमनाद्यविद्याकृतबन्धमोक्षणम् ।
देहः परार्थोऽयममुष्य पोषणे यः सज्जते स स्वमनेन हन्ति ॥

અનાદિ અવિદ્યાએ કરેલા બંધનથી છૂટવાનું કામ ત્યજીને હંમેશાં આ દેહ જે (કાગ, ગીધ આદિ) બીજા માટે છે, તેના પોષણમાં જે આસક્ત થાય છે તે આત્માને હણે છે.

અવિદ્યા ચાર પ્રકારની છે: અનિત્યમાં નિત્યબુદ્ધિ, દુઃખમાં સુખબુદ્ધિ, અપવિત્રમાં પવિત્રબુદ્ધિ અને અનાત્મામાં આત્મબુદ્ધિ.

અનિત્યમાં નિત્યબુદ્ધિ: એટલે દેહ અનિત્ય છે, ક્ષણભંગુર છે ને જોતજોતામાં માણસો મરી જાય છે, એવું જોવામાં આવે છે છતાં ય માણસો પોતે કદી મરનાર નથી એમ માની મોટી મોટી ઇમારતો બાંધવા, મોટી જાગીરો ને ધન મેળવવા અત્યંત કષ્ટ વેઠી પ્રયત્ન કર્યા કરે છે ને દેહ નિત્ય હોય તેમ વર્તે છે.

દુઃખમાં સુખબુદ્ધિ: આધ્યાત્મિક, આધિદૈવિક ને આધિભૌતિક એ પ્રમાણે દુઃખ ત્રણ પ્રકારનાં છે, તે મનુષ્યોને ભોગવવાં પડે છે. શરીર દુઃખરૂપ છે ને તેને અનેક અસાધ્ય, ઘણું દુઃખ આપનાર રોગાદિ થાય છે. અણધારી અનેક પ્રકારની આફતો આવી પડે છે ને અતિશય દુઃખ ભોગવવું પડે છે, છતાં તે ભૂલી જઈને તેમાં સુખ માને છે. કદાચ દેહ રોગ–પીડામાંથી મુક્ત રહે, તોપણ મનુષ્યોને મોટામાં મોટું દુઃખ મરણનું છે. છતાં તેનો જરા પણ ખ્યાલ રાખતા નથી ને પોતાને સુખી માને છે.

અપવિત્રમાં પવિત્ર-બુદ્ધિ: દેહ માંસ, રુધિર, મળમૂત્ર વગેરે દુર્ગંધ ને ગંદા પદાર્થથી ભરેલો છે, છતાં તે દેહધારી પોતે જાતજાતના વસ્ત્રાલંકારથી તેને શણગારી પોતે રૂપાળા દેખાવવાળા છે એમ માને છે ને દેહમાંથી નીકળતી દુર્ગંધ દબાવવા અનેકવિધ સુગંધસામગ્રી ને સુવાસિત પદાર્થોનો ઉપયોગ કરે છે ને તેને પવિત્ર માને છે.

અનાત્મામાં આત્મબુદ્ધિ: જેવી રીતે ઘરમાં રહેવાવાળો જુદો છે પણ અજ્ઞાન વડે માને છે કે ઘર જ હું છું, તેમ દેહ એ પોતે નથી એટલે અનાત્મા છે, દેહમાં રહેવાવાળો પોતે જીવાત્મા જુદો છે, તોપણ દેહ જ હું છું એમ માની લે છે.

આ માન્યતા જ અનાદિ અવિદ્યાએ કરેલા મોટા બંધનરૂપ છે. આ બંધનથી છૂટવા માટે ચોવીસે કલાક ક્રિયામાં તત્પર

ગ્રહેવાને બદલે આ માસનુ પૂતળુ પારકાને ઉપયોગી છે એવા શરીરમા અહ બુદ્ધિ રાખીને જાતજાતના ખાનપાનાદિક, વૈભવવિલાસથી તેમા આસક્તિ વધારવાને તત્પર રહે છે ને પોતાના સ્વરૂપને અને કર્તવ્યને ભૂલી જાય છે તે પુરુષ પોતે જ પોતાનો નાશ કરે છે, એટલે પોતાના જ પગમા કુહાડો મારે છે

વિચાર કરતા તો કર્તવ્યની અપેક્ષાએ દેહ અમૂલ્યમા અમૂલ્ય છે, કારણ કે એ મોક્ષનુ સાધન છે, છતા વસ્તુત તો પ્રત્યક્ષ નરક છે મોક્ષના દરવાજારૂપી શરીર પ્રાપ્ત થવા છતા જેણે મોક્ષ ન મેળવતા જિદગી સુધી શરીરને લાડ લડાવ્યા કર્યા છે, તેણે પોતે જ પોતાનુ નુકસાન કર્યું છે એ માટે એક એક દૃષ્ટાત જોઈએ

સાડા ત્રણસો વર્ષ અગાઉ મદ્રાસમા એક નગરશેઠ હતા તે એટલા બધા ધનવાન હતા કે લોકો તેને સાક્ષાત્ કુબેરનો અવતાર માનતા તેમણે યુવાવસ્થામા જ સસારનો ત્યાગ કર્યો હતો એમની એટલી બધી ત્યાગવૃત્તિ હતી કે જ્યા ત્યા ધૂળમા પડ્યા રહેતા તેઓ એક ઠેકાણે પોતાની કવિતામા કહે છે, કે જ્યારે આ શરીર મૃત્યુ પામશે, ત્યારે પશુ, પક્ષી વગેરે એમ ધારશે કે અમે ખાઈશુ, જળ ચર કહેશે કે અમે ખાઈશુ, અગ્નિ કહેશે કે હુ ખાઈશ અને પૃથ્વી કહેશે કે હું ખાઈશ આવા ગદા અને નાશવાન શરીરને ચાદીની પાલખીમા બેસાડ્યુ, જવાહિરના આભૂષણો પહેરાવ્યા, આ પ્રમાણે કેટલાક લાડ લડાવ્યા અહોહો ! આ મે શુ કર્યું ? આ મારી કેટલી મોટી ભૂલ ?

આ પ્રમાણે જે જે મહાન પુરુષો થઈ ગયા તેઓએ વૈભવ વિલાસનો ત્યાગ કરી દેહમા પૂર્ણ વૈરાગ્ય ધારણ કર્યો હતો, માટે જ તેઓ કાર્ય સાધી શક્યા હતા

અવિદ્યાના બધનમાથી છૂટવાનો પુરુષાર્થ કરવો એ યથાર્થ છે, પણ દેહના પોષણ તરફ દુર્લક્ષ કરવામા શો લાભ છે? એમ કદાચ શકા થાય, ત્યા તાત્પર્ય એ સમજવાનુ છે કે નિર્વાહ પૂરતું

દેહનું પોષણ કરવું આવશ્યક છે, પણ અનેક વૈભવ વધારવાના હેતુથી દ્રવ્યાદિકની પ્રાપ્તિ અને વિષયોપભોગમાં જ રચ્યાપચ્યા રહી જીવન વ્યતીત કરતાં બંધનમાંથી છૂટવાની પ્રવૃત્તિ અસંભવિત છે. દેહની આવશ્યકતાઓનો અંત નથી, તેથી તે પ્રવૃત્તિ અને આત્માને જાણવાની ઇચ્છા એ બે એકીસાથે અસંભવિત છે.

શ્રી શંકર ભગવાન કહે છે:

शरीरपोषणार्थी सन् य आत्मानं दिदृक्षते ।
ग्राहं दारुधिया धृत्वा नदीं तर्तुं स इच्छति ॥

શરીરના પોષણમાં જ તત્પર (મોજશોખમાં રચ્યાપચ્યા) રહી આત્માને જાણવાની ઇચ્છા કરે છે, તે મગરને લાકડું માની તેને પકડી નદીને તરવા ઇચ્છે તેના જેવું છે.

શરીરના વૈભવ વધારવા અને આત્માને જાણવાનો અભ્યાસ કરવો એ બંને પરસ્પર વિરુદ્ધ ધર્મો છે.

વિચાર કરીને જુએ તો દેહ જ પ્રત્યક્ષ નરક છે. મણિરત્નમાળામાં કહે છે: को वाऽस्ति घोरो नरकः स्वदेहः । ઘોર નરક કયું? પોતાનો દેહ જ. એવા નરકરૂપી દેહને આત્મા માનીને તેના પર પ્રેમ રાખવો એથી વધુ અજ્ઞાન બીજું કંઈ નથી. આ સંબંધમાં શાસ્ત્રમાં કહે છે:

मांसासृक्पूयविण्मूत्रस्नायुमज्जास्थिसंहतौ ।
देहे चेत् प्रीतिमान्मूढो भविता नरकेऽपि सः ॥

માંસ, લોહી, પરુ, મળ, મૂત્ર, સ્નાયુ, મજ્જા અને હાડકાંના સમૂહરૂપ દેહ ઉપર જો અવિવેકી પુરુષને પ્રીતિ હોય, તો તેને નરકમાં પણ પ્રીતિ હોવી જોઈએ. (કારણ કે તે બધાં–માંસ, લોહી, પરુ વગેરે નરકમાં પણ મળવાનાં.) જેમ વિષ્ટાના કીડા વિષ્ટામાં જ આનંદ કરે છે તેમ દેહાભિમાની જીવ પણ દેહરૂપી નરકમાં જ આનંદ કરે છે.

### દેહ ઉપરના વૈરાગ્યની આવશ્યકતા

માટે આત્મા-અનાત્માનો વિવેક કરી તથા સ્થૂલ દેહ ઉપર વૈરાગ્ય લાવી અહંતાને દૂર કરવી. દેહ ઉપર વૈરાગ્ય લાવવામાં બે પ્રકારના વિચાર કરવા યોગ્ય છે: એક તો દેહ કેટલો અપવિત્ર અને મલિન છે તેનો અને બીજો દેહની અનિત્યતાનો. દેહ મહા મલિન વસ્તુ છે એ બાબત આપણે જે સારા સારા ખોરાક ખાઈએ છીએ તેની છેવટ શી દશા થાય છે તેનો વિચાર કરવાથી ખબર પડે છે. આ ઉપર એક દૃષ્ટાંત છે:

એક શિષ્ય જ્યારે ગુરુ પાસે જ્ઞાન મેળવવા ગયો ત્યારે ગુરુએ કહ્યું, 'વૈરાગ્ય ધારણ કરીને આવ.' શિષ્યે કહ્યું, 'ઘરબાર છોડીને તો આવ્યો છું, હવે કોના ઉપર વૈરાગ્ય કરું?' ગુરુએ કહ્યું, 'જેના ઉપર વૈરાગ્ય લાવવાનો છે તેના ઉપર હજી વૈરાગ્ય આવ્યો નથી.' શિષ્યે ફરી પૂછ્યું, 'એવી કઈ વસ્તુ છે જેના ઉપર વૈરાગ્ય કરું?' ગુરુએ કહ્યું, 'જગતમાં નઠારી વસ્તુ હોય

નઠારી છું તે તારા શરીરના સંસર્ગનો જ દોષ છે.' એ સાંભળી ગુરુએ કહ્યું, બરાબર છે. મુક્તિકોપનિષદમાં કહ્યું છે કે—

स्वदेहाशुचिगन्धेन न विरज्येत यः पुमान्।
विरागकारणं तस्य किमन्यदुपदिश्यते॥

પોતાના શરીરની અપવિત્ર ગંધથી જે પુરુષને વૈરાગ્ય થતો નથી, તેને વૈરાગ્ય માટે બીજા કયા કારણનો ઉપદેશ કરી શકાય?'

## દેહની અનિત્યતા

હવે દેહ ઉપર વૈરાગ્ય લાવવા માટે કારણરૂપ દેહની અનિત્યતાનો વિચાર કરેલો છે. તે ઉપર ગોપીચંદનું દૃષ્ટાંત છે:

ગોપીચંદ રાજા મેનાવતીના એકના એક સ્વરૂપવાન પુત્ર હતા. એક સમયે તેઓ પોતાના જન્મદિવસે રાજમહેલના વચલા ચોકમાં સોનાના રત્નજડિત બાજોઠ ઉપર સ્નાન કરવા બેઠા હતા અને તેમની આઠ પટરાણીઓ નાના પ્રકારનાં સુગંધી દ્રવ્યથી તેમને સ્નાન કરાવતી હતી. તે વખતે મેનાવતી મહેલના ઝરૂખામાં બેઠી હતી. તેની નજર ગોપીચંદ ઉપર પડતાં તેને મનમાં વિચાર આવ્યો: 'અહો! વિશ્વની રચના કેવી આશ્ચર્યકારક છે! કામદેવને પણ મોહ પમાડે એવા દેહમાંથી જ્યારે પ્રાણરૂપી પંખી ઊડી જાય છે, ત્યારે એ પ્રાણરહિત દેહ જોનારને કેવો ભયંકર લાગે છે? આના પિતાનું શરીર પણ જ્યારે પ્રાણરહિત થયું હતું, ત્યારે અતિ ભયંકર લાગતું હતું. જ્યારે કાળે પોતાની જાળ બિછાવી, ત્યારે એ સુંદર દેહમાંનું કાંઈ પણ રહ્યું નહિ.' આવી રીતે પતિનું સ્મરણ થતાં જ મેનાવતી રડવા લાગી. ગોપીચંદને ખબર પડતાં માતાને ઉદાસ થવાનું કારણ પૂછ્યું; એટલે માતા બોલ્યાં, 'હે પુત્ર! હું તારે માટે ઉદાસ બની છું. તારા પિતા તેમ જ અન્ય સંબંધીઓનાં તારા જેવાં જ શરીરો ભસ્મીભૂત થઈ ગયાં છે, તેમ એક દિવસ તારું પણ થશે એમ જાણી મને

રહવું આવ્યું હતું.' છેવટે માતાએ 'તું મરણધર્મથી રહિત થા,' એમ ઉપદેશ કરી ગોપીચંદને રાજ્યપાટ છોડાવી મુક્તિને માર્ગે ચડાવ્યા.

## મૃત્યુના વિચારથી વિષયપદાર્થના ભોગ ઉપર અરુચિ

મૃત્યુનો વિચાર કરતાં જ પુરુષને વિષયપદાર્થના ભોગ ઉપર અરુચિ થઈ જાય છે. દાખલા તરીકે કોઈ માણસને ફાંસીની સજા કરવામાં આવી હોય અને ફાંસીએ લટકાવવાને દિવસે આખા જગતના વૈભવો પ્રાપ્ત થાય તો તેને શું તેના પર રુચિ થાય ખરી ? કહ્યું છે :

मस्तकस्थायिनं मृत्युं यदि पश्येदयं जनः ।
आहारोऽपि न रोचेत, किमुतान्या विभूतयः ॥

જો માણસ મૃત્યુ માથા ઉપર ઊભું છે એમ જુએ તો તેને આહાર પણ ન રુચે, તો પછી બીજા વૈભવોની તો વાત જ શી ? આવી રીતે પૂર્ણ વૈરાગ્ય ધારણ કરીને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવા માટે સદ્ગુરુ પાસે જવું.

મૂળ શ્લોકમાં કહે છે :

ब्रह्मविद्रोपदेशः એટલે બ્રહ્મવેત્તાનો ઉપદેશ. શ્રુતિ કહે છે, કે तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् । હાથમાં સમિધ લઈ તેની (બ્રહ્મની) વિશેષ પ્રાપ્તિ માટે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુની સમીપ જ જવું. અહીં ગુરુનાં બે વિશેષણ જણાવ્યાં છે : શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ. ઉત્તમ જિજ્ઞાસુ હોય તેને તો એકલા બ્રહ્મનિષ્ઠ ગુરુના ઉપદેશથી પણ જ્ઞાન પ્રાપ્ત થાય છે; પરંતુ મંદ જિજ્ઞાસુ એટલે જેને ચિત્તમાં તર્કવિતર્ક વિશેષ થતા હોય તેવાને બ્રહ્મનિષ્ઠ તેમ જ શ્રોત્રિય એટલે શ્રુતિના અર્થને જાણનાર ગુરુની પાસે જવાની જરૂર છે; કારણકે તેને પોતાની શંકાઓના સમાધાન દ્વારા જ્ઞાન થાય છે.

આ શ્રુતિમાં સમિત્પાણિ એટલે હાથમાં માત્ર યજ્ઞ-ઉપયોગી કાષ્ઠ વગેરે લઈ જનાર એવું શિષ્યનું વિશેષણ આપેલું છે, તે ગુરુની નિઃસ્પૃહતા બતાવે છે.

એક દિવસ સમર્થ માહુલી સંગમ આગળ સ્નાન કરી ભિક્ષા માગતા માગતા સતારામાં શિવાજીના મહેલમાં ગયા અને 'જય શ્રી રઘુવીર સમર્થ'ની ગર્જના કરી ભિક્ષા માગી. સમર્થની વાણી સાંભળતાં જ શિવાજીનું હૃદય ગદ્‌ગદ થઈ ગયું. તેઓ વિચાર કરવા લાગ્યા, કે સદ્‌ગુરુની ઝોળીમાં શું નાખવું? પછી તરત જ કાગળ ઉપર 'શ્રી સમર્થના ચરણમાં મેં સર્વ રાજ્ય સમર્પણ કર્યું છે,' એ શબ્દો લખ્યા અને તે પત્ર ઉપર પોતાની મહોર મારી, બહાર આવી તે પત્રને સમર્થની ઝોળીમાં નાખી સાષ્ટાંગ દંડવત્ કર્યા. એ જોઈ શ્રી સમર્થે પૂછ્યું, કે 'કેમ શિવબા? આ કેવી ભિક્ષા આપી! મૂઠીભર ભાત ઝોળીમાં નાખ્યા હોત તો બપોરનું ભોજન થાત. આજે શું કાગળનો ટુકડો જ આપીને મારું આતિથ્ય કરો છો?' આટલું બોલીને જ્યારે તેમણે પેલો કાગળ બહાર કાઢીને વાંચ્યો, ત્યારે તેમને ખબર પડી કે શિવાજીએ તો તેમને પોતાનું સર્વ રાજ્ય સમર્પણ કરી દીધું હતું. સમર્થે શિવાજીને પૂછ્યું: 'કેમ શિવબા! રાજ્ય તો તમે મને આપી દીધું, હવે તમે શું કરશો?' શિવાજીએ હાથ જોડી નમ્રતાપૂર્વક કહ્યું: 'આપના ચરણની સેવામાં રહી કાળ વિતાવીશ.' આ સાંભળી સમર્થ હસ્યા અને બોલ્યા, કે 'બાપુ! જેનું જે કામ છે તેને તે જ કરવું ઉચિત છે. બ્રાહ્મણોએ જપ, તપ કરી જ્ઞાન સંપાદન કરવું જોઈએ અને ક્ષત્રિયોએ ક્ષાત્રધર્મનું પાલન કરવું જોઈએ. આ પ્રકારે પોતપોતાનાં કર્મ કરવાથી જ મુક્તિ પ્રાપ્ત થાય છે. પોતપોતાનાં યોગ્ય કર્મ કરવાથી જન્મની સાર્થકતા થાય છે.

'પૂર્વે શ્રીરામચંદ્રે પણ પોતાના કુલગુરુ વસિષ્ઠને અર્ધું રાજ્ય અર્પણ કરી દીધું હતું, પરંતુ તે સમયે વસિષ્ઠે શ્રીરામને યોગ-

વાસિષ્ઠના રૂપમાં નીતિ, ન્યાય અને ધર્મનો ઉપદેશ આપ્યો ને તેમનું રાજ્ય તેમને પાછું સોંપી દીધું. રાજા જનકે પણ યાજ્ઞવલ્કયને રાજ્ય અર્પણ કર્યું હતું, પરંતુ તે ન સ્વીકારતાં તેમણે જનકને રાજ્યધર્મનો ઉપદેશ આપ્યો હતો. શિવબા ! અમો વૈરાગીઓને રાજ્યની શી જરૂર છે ? કદાચિત્ હું તે અંગીકાર કરી લઉં તોપણ તેને સંભાળવા માટે જે પ્રધાનની જરૂર છે, તે પ્રધાન તું જ બન અને રાજ્યને મારું જ ગણીને તેનો પ્રબંધ કર.' આ ઉપદેશ સાંભળતાં જ શિવાજીનું અંતઃકરણ ગદ્ગદિત થઈ ગયું. તેમને લાગ્યું કે રાજ્ય હવે પાછું હાથમાં લીધા વિના ચાલે તેમ નથી; તેમણે સમર્થને પ્રાર્થના કરી, કે 'હવે કૃપા કરીને મને તમારી પાદુકા આપો, તેને રાજ્યાસન ઉપર સ્થાપિત કરી હું પ્રધાનની પેઠે રાજ્યવ્યવસ્થા સંભાળીશ.' સમર્થે આ પ્રાર્થના સ્વીકારી. આ સમયથી જ શિવાજી મહારાજે પોતાના રાજ્યનો ઝંડો ભગવા રંગનો બનાવ્યો. મરાઠા લોકોનો આ 'ભગવો ઝંડો' ઇતિહાસ-માં સુપ્રસિદ્ધ છે.

## બ્રહ્મવેત્તાનાં લક્ષણ

શ્રોત્રિય હોય તે તો તેની વિદ્વત્તા પરથી જણાઈ આવે છે, પરંતુ બ્રહ્મવેત્તાનાં લક્ષણ કેવાં હોય તે સંબંધી શંકર ભગવાન વિશેષ સ્પષ્ટતાથી કહે છે:

> श्रोत्रियो ब्रह्मनिष्ठो यः प्रशान्तः समदर्शनः ।
> निर्ममो निरहङ्कारः निर्द्वंद्वो निष्परिग्रहः ॥
> अनपेक्षः शुचिर्दक्षः करुणामृतसागरः ।
> एवं लक्षणसम्पन्नः स गुरुर्ब्रह्मवित्तमः ॥

જે ગુરુ વેદને જાણનાર, બ્રહ્મનિષ્ઠ, શાંત, સમદર્શી, મમત્વ-રહિત, અહંકારરહિત, સુખદુઃખાદિ દ્વંદ્વરહિત, કોઈ પણ વસ્તુનો પરિગ્રહ નહિ કરનાર, કોઈ પણ વસ્તુની અપેક્ષા નહિ રાખનાર,

પવિત્ર, દક્ષ અને કરુણારૂપી અમૃતના સાગરરૂપ છે, એવા લક્ષણવાળા તે ગુરુ બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ છે.

## શ્રવણ–મનનાદિ સાધનો

શ્રવણ: ઉપક્રમ વગેરે પ્રકારે વૈદિક શબ્દરૂપ પ્રમાણમાં રહેલી અસંભાવનાને દૂર કરી, અદ્વિતીય બ્રહ્મમાં વેદાંતવાક્યના તાત્પર્યનો નિશ્ચય કરવો તેને શ્રવણ કહે છે.

મનન: શ્રવણ કરેલા અદ્વિતીય બ્રહ્મ સંબંધી પ્રમેયમાં રહેલી અસંભાવનાને દૂર કરી શ્રુતિને અનુકૂળ યુક્તિઓ વડે ચિંતન કરવું તે મનન કહેવાય છે. એ રીતે જણાવેલો અર્થ બીજી યુક્તિઓ વડે સંભવિત છે એમ નિશ્ચય કરવો તેને મનન કહે છે.

ધ્યાન: વિજાતીય જ્ઞાનના તિરસ્કારપૂર્વક સજાતીય જ્ઞાનનો પ્રવાહ ચલાવવો તે; હું સ્થૂળ દેહ નથી, સૂક્ષ્મ દેહ નથી, કારણ દેહ પણ નથી, એમ સર્વના નિષેધપૂર્વક એ ત્રણેનું અધિષ્ઠાન ચેતન હું છું એમ વૃત્તિની એકસ્થિરતા કરવી તેને ધ્યાન કહે છે. પંચદશીમાં કહ્યું છે:

देहाभिमानं विध्वस्य ध्यानादात्मानमद्वयम् ।
पश्यन्मर्त्योऽमृतो भूत्वा ह्यत्र ब्रह्म समश्नुते ॥

ધ્યાનથી દેહાભિમાનનો વિધ્વંસ કરીને અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર કરતાં મનુષ્ય અમર થઈને આ શરીરમાં બ્રહ્મને પામે છે.

આ શ્લોકોમાં ધ્યાનથી દેહાભિમાનનો નાશ કરવાનું કહ્યું છે. જ્યાં સુધી હું બ્રહ્મ જ છું એ પ્રમાણે નિરંતર ધ્યાન કર્યું નથી, ત્યાં સુધી દેહાભિમાનનો નાશ થાય નહિ અને સાક્ષાત્કાર થાય નહિ.

## આત્મતત્ત્વપ્રાપ્તિ માટે ગુરુ ને સાધનોની જરૂર

तत्त्वं न दुर्युक्तिभिः । દુર્યુક્તિથી આત્મતત્ત્વ જાણવામાં આવશે નહિ. જેમકે સ્થૂળ સૂક્ષ્મ કારણદેહનું અધિષ્ઠાન કૂટસ્થ હું છું, હું સાક્ષી છું, હું દેહાતીત છું, ત્રણે કાળમાં મારા સ્વરૂપમાં અવિદ્યા

છે જ નહિ, હું સદા નિત્યમુક્ત છું; આવી આવી દુર્યુક્તિઓ વડે આત્મતત્ત્વ પ્રાપ્ત થવાનું નથી. આ ઉપર એક દષ્ટાંત છે:

દક્ષિણમાં કોઈ એક મોટા શહેરમાં ચાર મિત્રો રહેતા હતા. તેમાંથી એક વૈદ્યશાસ્ત્રી, બીજા સંગીતશાસ્ત્રી, ત્રીજા જ્યોતિષી અને ચોથા તર્કશાસ્ત્રી હતા. તેઓ બધા એક વખત બીજા ગામમાં ગયા. ત્યાં જઈ બધાએ રસોઈ કરવાનો વિચાર કર્યો અને ચારે જણાએ કામ વહેંચી લીધું: સંગીતશાસ્ત્રી રસોઈ કરવા બેઠા. વૈદ્યશાસ્ત્રી શાકભાજી લેવા ગયા. જ્યોતિષી પતરાવળી અને દડિયા લેવા ગયા અને તર્કશાસ્ત્રી ઘી, દહીં, દૂધ, તેલ વગેરે લેવા ગયા. સંગીતશાસ્ત્રી બજારમાંથી નવાં હાંડલા તથા હાંડલી લઈ આવ્યા. હાંડલામાં દાળ તથા હાંડલીમાં ચોખા ઓર્યા. થોડા વખત પછી એમાંથી ખદબદ ખદબદ એવો અવાજ નીકળવા માંડ્યો. એટલે સંગીતશાસ્ત્રી સા સા રે રે ગ ગ મ મ વગેરે સૂર મેળવી સા રે ગ મ બોલવા માંડ્યા. તાલસૂર બરાબર ન મળતા ત્યારે તેઓ ચિડાઈ જતા. પાંચ સાત વખત તેઓએ હાંડલાને 'બરાબર બોલ, બરાબર બોલ' એમ હુકમ કર્યો. છતાં તાલસૂર બરાબર ન મળવાથી તેઓ વધારે ચિડાઈ ગયા અને પાસે લાકડું પડ્યું હતું તે લઈ એક પ્રહાર હાંડલા ઉપર અને બીજો હાંડલી ઉપર કર્યો, તેથી તેના કકડે કકડા થઈ ગયા અને દાળભાત ચૂલામાં પડવાથી ચૂલો પણ હોલવાઈ ગયો.

વૈદ્યશાસ્ત્રી શાકભાજી લેતાલેતા વિચાર કરતા હતા, કે કોળું તો વાયુ કરે, રીંગણાં તો ગરમ પડે, ટીંડોરાં તો બુદ્ધિનાશક છે, ભાજી તો રેચક છે, આમ બધામાં દોષારોપણ કરીને કંઈ પણ લીધા વિના મુકામ ઉપર પાછા ફર્યા.

જ્યોતિષી પતરાળાં–દડિયા માટે વડના ઝાડ નીચે ગયા અને ઝાડ ઉપર ચડવાની તૈયારી કરતા હતા, ત્યાં ગિલોડીએ ટકટક એમ બે ત્રણ વખત અવાજ કર્યો. આ સાંભળી 'જરૂર

ઉપર ચડવાથી કંઈક અનર્થ થનાર છે, માટે વડનાં પાન અત્યારે તોડાય નહિ,' એમ વિચારી જ્યોતિષી પણ પતરાળાં-દડિયા લીધા વગર પાછા ફર્યા. તર્કશાસ્ત્રી ઘી, દૂધ, તેલ, દહીં વગેરે માટીનાં પાત્રોમાં લાવતા હતા. તેવામાં તેમને વિચાર આવ્યો, કે घृताधारं पात्रम् કે पात्राधारं घृतम् । એમ કરતાં કોઈ વાર લાગતું કે पात्राधारं घृतम् । તો કોઈ વાર લાગતું કે घृताधारं पात्रम् । તેથી ચાલતાં નિર્ણય કરવા હાથમાં રાખેલાં ઘી, દૂધ, દહીં વગેરેનાં પાત્રોને ઊંધાં વાળ્યાં. તેમ કરવાથી ઘી, દૂધ, દહીં વગેરે ઢોળાઈ ગયાં અને તેથી તેઓ પણ ખાલી હાથે મુકામે પાછા ફર્યા. તેવી જ રીતે આપણે પણ ખોટા તર્ક કરીને આત્મતત્ત્વને જાણવા માગીએ છીએ પણ તેમ જાણવું અસંભવિત છે.

કઠોપનિષદમાં નચિકેતા પ્રત્યે યમરાજા કહે છે :

વસિષ્ઠ: હે રામ! અજ્ઞાનભૂમિકા સાત છે. તેમ જ જ્ઞાન-ભૂમિકા પણ સાત છે ને તેના અવાંતર ભેદો અનેક છે. સ્વાભાવિક પ્રવૃત્તિમય જીવન તથા વિષયભોગમાં અતિ તૃષ્ણારૂપ રસાવેશ એ બન્ને અજ્ઞાનભૂમિકાનાં અસાધારણ કારણ છે. 'સાધનચતુષ્ટય સહિત થઈને શ્રવણ, મનન, નિદિધ્યાસનમાં પ્રવૃત્તિ તથા મોક્ષની તીવ્ર ઇચ્છારૂપ રસાવેશ,' એ જ્ઞાનભૂમિકાનાં અસાધારણ કારણ છે. 'અધિષ્ઠાન બ્રહ્મની સત્તાના ઉત્કર્ષને આધીન પોતાની સત્તાનો લાભ' એ બંને ભૂમિકાનું સાધારણ કારણ છે. એ કારણોથી તે બંને પ્રકાર-ની ભૂમિકો પોતપોતાના વિષયમાં દૃઢ છે. અજ્ઞાનભૂમિકા સંસાર-માં દુઃખરૂપ ફળ આપનારી છે અને જ્ઞાનભૂમિકા ભવભ્રમણની નિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્તિરૂપ ઉત્તમ ફળ આપનારી છે.

હે રામ! પ્રથમ સાત પ્રકારની અજ્ઞાનભૂમિકા સાંભળો: 'સ્વસ્વરૂપે સ્થિતિ તે જ્ઞાન' કહેવાય છે ને મુક્તિ તેનું ફળ છે. 'સ્વસ્વરૂપની સ્થિતિથી ખસી જવું એ અજ્ઞાન' કહેવાય છે, ને દેહાદિમાં જે અહંતા–મમતા તે તેનું ફળ છે. જે સંત પુરુષો નિજસ્વરૂપના જ્ઞાનથી ચલાયમાન થતા નથી, તેમનામાં રાગદ્વેષ પ્રવેશ કરી શકતા નથી, ને રાગદ્વેષના અભાવને લીધે તેમનામાં અજ્ઞાનનો પણ સંભવ નથી. એક વિષયમાંથી બીજા વિષયમાં ચિત્ત જ્યારે જાય છે, ત્યારે મધ્યમાં મનન વિનાની જે સ્થિતિ છે, તે સ્વસ્વરૂપ સ્થિતિ કહેવાય છે. જેમાં સર્વ સંકલ્પો શાંત થયા છે અને જે નિશ્ચલતારૂપ ઘનસ્થિતિ છે તથા નિદ્રા અને જડતા રહિત છે, તે સ્વરૂપસ્થિતિ કહેવાય છે. નિદ્રા એ સ્વરૂપ-સ્થિતિ કહેવાતી નથી, કારણકે તે તો નિદ્રાવસ્થા વિશેષ છે, ને મૂર્છામાં જડતા હોવાથી તે પણ સ્વરૂપસ્થિતિ કહેવાતી નથી. 'જ્યારે અહંતાનો નાશ થાય છે ને ભેદ શાંત થાય છે, ત્યારે જે સ્વપ્રકાશથી ચિત્ત સ્ફુરે છે,' તેને જ મહાપુરુષો સ્વરૂપસ્થિતિ કહે છે, તે જ ચૈતન્યસ્વરૂપ પ્રત્યગાત્મામાં અજ્ઞાન આરોપિત છે.

ઉપર ચડવાથી કંઈક અનર્થ થનાર છે, માટે વડનાં પાન અત્યારે તોડાય નહિ,' એમ વિચારી જ્યોતિષી પણ પતરાળાં–દડિયા લીધા વગર પાછા ફર્યા. તર્કશાસ્ત્રી ઘી, દૂધ, તેલ, દહીં વગેરે માટીનાં પાત્રોમાં લાવતા હતા. તેવામાં તેમને વિચાર આવ્યો, કે घृताधारं पात्रम् કે पात्राधारं घृतम्। એમ કરતાં કોઈ વાર લાગતું કે पात्राधारं घृतम्। તો કોઈ વાર લાગતું કે घृताधारं पात्रम्। તેથી ચાલતાં નિર્ણય કરવા હાથમાં રાખેલાં ઘી, દૂધ, દહીં વગેરેનાં પાત્રોને ઊંધાં વાળ્યાં. તેમ કરવાથી ઘી, દૂધ, દહીં વગેરે ઢોળાઈ ગયાં અને તેથી તેઓ પણ ખાલી હાથે મુકામે પાછા ફર્યા. તેવી જ રીતે આપણે પણ ખોટા તર્ક કરીને આત્મતત્ત્વને જાણવા માગીએ છીએ પણ તેમ જાણવું અસંભવિત છે.

કઠોપનિષદમાં નચિકેતા પ્રત્યે યમરાજા કહે છે :

**नैषा तर्केण मतिरापनेया प्रोक्ताऽन्येनैव सुज्ञानाय प्रेष्ठ।**
**यां त्वमापः सत्यधृतिर्बतासि त्वादृङ्नो भूयान्नचिकेतः प्रष्टा ॥**

આ મતિ તર્ક વડે પ્રાપ્ત થઈ શકતી નથી. હે પ્રિયતમ! અન્ય વડે (ગુરુ દ્વારા) કહેલી જ તે સાક્ષાત્કાર કરાવે છે; તે મતિને તેં પ્રાપ્ત કરી છે. અહો! તું સત્ય ધૈર્યવાળો છે. અરે નચિકેતા! અમને તારા જેવો પૂછનાર બીજો મળો!

મહારાજા સાહેબ : એક વખત મેં કોઈ પુસ્તકમાં જ્ઞાનભૂમિકા તથા અજ્ઞાનભૂમિકા વિશે વાંચેલું, પરંતુ તે યાદ નહીં હોવાથી આપના ખ્યાલમાં હોય તો તે ફરીથી મને કહો.

સ્વામી પ્રકાશાનંદ : એ યોગવાસિષ્ઠમાં છે. આ સંબંધમાં ભગવાન રામચંદ્રજીએ વસિષ્ઠ ગુરુને પૂછ્યું હતું :

**कीदृश्यो भगवन्योगभूमिकाः सप्त सिद्धिदाः।**
**समासेनेति मे ब्रूहि सर्वतत्त्वविदांवर ॥**

હે સર્વ તત્ત્વવેત્તાઓમાં શ્રેષ્ઠ વસિષ્ઠ ગુરો! સિદ્ધિ આપવાવાળી સાત ભૂમિકાઓ કેવી છે તે મને ટૂંકમાં કહો.

વસિષ્ઠ: હે રામ! અજ્ઞાનભૂમિકા સાત છે. તેમ જ જ્ઞાન-ભૂમિકા પણ સાત છે ને તેના અવાંતર ભેદો અનેક છે. સ્વાભાવિક પ્રવૃત્તિમય જીવન તથા વિષયભોગમાં અતિ તૃષ્ણારૂપ રસાવેશ એ બન્ને અજ્ઞાનભૂમિકાનાં અસાધારણ કારણ છે. 'સાધનચતુષ્ટય સહિત થઈને શ્રવણ, મનન, નિદિધ્યાસનમાં પ્રવૃત્તિ તથા મોક્ષની તીવ્ર ઇચ્છારૂપ રસાવેશ,' એ જ્ઞાનભૂમિકાનાં અસાધારણ કારણ છે. 'અધિષ્ઠાન બ્રહ્મની સત્તાના ઉત્કર્ષને આધીન પોતાની સત્તાનો લાભ' એ બંને ભૂમિકાનું સાધારણ કારણ છે. એ કારણોથી તે બંને પ્રકારની ભૂમિકો પોતપોતાના વિષયમાં દૃઢ છે. અજ્ઞાનભૂમિકા સંસારમાં દુઃખરૂપ ફળ આપનારી છે અને જ્ઞાનભૂમિકા ભવભ્રમણની નિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્તિરૂપ ઉત્તમ ફળ આપનારી છે.

હે રામ! પ્રથમ સાત પ્રકારની અજ્ઞાનભૂમિકા સાંભળો: 'સ્વસ્વરૂપે સ્થિતિ તે જ્ઞાન' કહેવાય છે ને મુક્તિ તેનું ફળ છે. 'સ્વસ્વરૂપની સ્થિતિથી ખસી જવું એ અજ્ઞાન' કહેવાય છે, ને દેહાદિમાં જે અહંતા–મમતા તે તેનું ફળ છે. જે સંત પુરુષો નિજસ્વરૂપના જ્ઞાનથી ચલાયમાન થતા નથી, તેમનામાં રાગદ્વેષ પ્રવેશ કરી શકતા નથી, ને રાગદ્વેષના અભાવને લીધે તેમનામાં અજ્ઞાનનો પણ સંભવ નથી. એક વિષયમાંથી બીજા વિષયમાં ચિત્ત જ્યારે જાય છે, ત્યારે મધ્યમાં મનન વિનાની જે સ્થિતિ છે, તે સ્વસ્વરૂપ સ્થિતિ કહેવાય છે. જેમાં સર્વ સંકલ્પો શાંત થયા છે અને જે નિશ્ચલતારૂપ ઘનસ્થિતિ છે તથા નિદ્રા અને જડતા રહિત છે, તે સ્વરૂપસ્થિતિ કહેવાય છે. નિદ્રા એ સ્વરૂપ-સ્થિતિ કહેવાતી નથી, કારણકે તે તો નિદ્રાવસ્થા વિશેષ છે, ને મૂર્છામાં જડતા હોવાથી તે પણ સ્વરૂપસ્થિતિ કહેવાતી નથી. 'જ્યારે અહંતાનો નાશ થાય છે ને ભેદ શાંત થાય છે, ત્યારે જે સ્વપ્રકાશથી ચિત્ત સ્ફુરે છે,' તેને જ મહાપુરુષો સ્વરૂપસ્થિતિ કહે છે, તે જ ચૈતન્યસ્વરૂપ પ્રત્યગાત્મામાં અજ્ઞાન આરોપિત છે.

તે અજ્ઞાનની આ સાત ભૂમિકાઓને તમો સાંભળો.

## અજ્ઞાનની સાત ભૂમિકાઓ

૧. બીજ–જાગ્રત, ૨. જાગ્રત, ૩. મહા–જાગ્રત, ૪. જાગ્રત–સ્વપ્ન, ૫. સ્વપ્ન, ૬. સ્વપ્ન–જાગ્રત, ૭. સુષુપ્તિ. એવી રીતે સાત પ્રકારનો મોહ (અજ્ઞાન) છે ને તે પરસ્પર મળવાથી અનેક પ્રકારનો થાય છે. આ સાત પ્રકારના મોહનું લક્ષણ સાંભળો. તેમાં પ્રથમ બીજ જાગ્રતનું લક્ષણ કહું છું : સૃષ્ટિના આદિમાં માયાના બળથી નામરહિત નિર્મળ ચિદાભાસવાળું રૂપ થાય છે. જે ભવિષ્ય કાળમા પ્રાણધારણા વગેરે ક્રિયાની ઉપાધિ વડે ચિત્ત, જીવ વગેરે નામ ધારણ કરે છે તે જાગ્રતનું બીજ છે, માટે તે બીજ જાગ્રત કહેવાય છે અને તે સંવિત્‌ની નૂતન અવસ્થા છે.

૨. જાગ્રત : બીજ જાગ્રત પછી આ સ્થૂળ દેહ તે જ હું છું અને સ્થૂળ શરીરના સંબંધી ભોગ્ય પદાર્થો મારા છે, એવા પ્રકારનો અચલ પ્રત્યય (જ્ઞાનનો અનુભવ) જે પહેલાં ન હતો તે જાગ્રત કહેવાય છે.

૩. મહા–જાગ્રત: સ્થૂળ શરીર હું ને ભોગ્ય પદાર્થો મારા છે એવી રીતે પૂર્વજન્મમાં થયેલો અને અભ્યાસથી વૃદ્ધિ પામેલો જે પ્રત્યય (જ્ઞાન) તે મહા જાગ્રત કહેવાય છે.

૪. જાગ્રત–સ્વપ્ન : અભ્યાસ વિના રૂઢ થયેલા સંકલ્પ માત્ર જેમનું સ્વરૂપ છે એવા જાગ્રતનાં જે મનોરાજ્યો (મનોરથ) તે જાગ્રત–સ્વપ્ન કહેવાય છે. તેમ જ દ્વિચંદ્ર (બે ચંદ્રની પ્રતીતિ), છીપમાં રૂપાનું જ્ઞાન, મૃગજળ ઇત્યાદિ ભ્રાંતિઓ પણ જાગ્રત–સ્વપ્નના ભેદ છે. અભ્યાસથી જાગ્રતાવસ્થામાં સ્વપ્ન જેવો વ્યવહાર થવાથી તે જાગ્રત–સ્વપ્ન કહેવાય છે.

૫. સ્વપ્ન : અનેક પ્રકારનું છે. નિદ્રાની વચ્ચે અથવા તો અંતમાં મિથ્યા પદાર્થો સ્વલ્પકાળ દેખાય ને પાછા અદૃશ્ય થઈ

જાય, ત્યાર પછી તે સત્ય પદાર્થો નથી પરંતુ મિથ્યાભાસ થયો હતો, એવા પ્રકારનો આપણને જે પ્રત્યય (જ્ઞાન) થાય છે તે સ્વપ્ન કહેવાય છે.

૬. સ્વપ્ન જાગ્રત : જ્યારે જાગ્રતદશાની માફક સ્વપ્નમાં પણ ક્ષતદેહમાં અથવા અક્ષતદેહમાં દૃઢ નિશ્ચય થાય છે, તે સ્વપ્ન જાગ્રત કહેવાય છે.

૭. સુષુપ્તિ : આગલી છ ભૂમિકાઓ તો કર્મજ છે, કારણકે તેમાં કર્મફળ ભોગવવામાં આવે છે. પૂર્વજન્મ કર્મના ભોગે કરીને નાશ પામે ને બીજાં કર્મફળ આપવાને અભિમુખ થયાં ન હોય તેની મધ્યમાં સૂક્ષ્મ તથા સ્થૂલ સર્વ પ્રપંચના લયને લીધે ને તેનું કારણરૂપ અજ્ઞાન–માત્ર શેષ રહેવાથી, અજ્ઞાનની ઉપાધિવાળા જીવનું ભાવિ દુઃખનું કારણ વાસના સહિત જડ જેવી જે સ્થિતિ તે સુષુપ્તિ કહેવાય છે. એ સુષુપ્તિમાં તૃણ, માટીનું ઢેકું, પર્વત શિલાદિ સર્વ પદાર્થો પરમાણુ જેવા રહે છે.

હે રામ! એ અજ્ઞાનની સાત અવસ્થા કહી. જેમ સમુદ્રની ભમરીઓમાં નૌકા પડે તેમ એ સાત અજ્ઞાનભૂમિકાના મધ્યમાં જીવ એક મોહથી બીજા મોહને પ્રાપ્ત થાય છે. હે રામ! એ સાત ભૂમિકાઓ નાના પ્રકારના વિકારવાળી અને જીવને જન્મમરણરૂપ આ સંસારચક્રમાં ભમાવનારી છે; માટે તે સાત અજ્ઞાનભૂમિકાઓ અવશ્ય તજવા યોગ્ય છે.

## જ્ઞાનની સાત ભૂમિકા

**इमां सप्तपदां ज्ञानभूमिमाकर्णयानघ ।**
**नानया ज्ञातया भूयो मोहपङ्के निमज्जसि ॥**

વસિષ્ઠ : હે પાપરહિત રામ! જ્ઞાનની સાત ભૂમિકા સાંભળો. અભ્યાસના અનુક્રમે એ સાત ભૂમિકાના અનુભવથી કરીને તમે મોહરૂપી કાદવમાં ડૂબશો નહિ. હે રામ! એ સાત જ્ઞાનભૂમિકાઓ

અવશ્ય જાણવા યોગ્ય છે; કારણકે તેનું ફળ પરમ પુરુષાર્થની પ્રાપ્તિ છે. 'અખંડ સ્વરૂપ વૃત્તિએ કરીને આરૂઢ થયેલું બ્રહ્મ, અજ્ઞાનનું નિવર્તક હોવાથી જ્ઞાન કહેવાય છે.' એટલે એ સાત ભૂમિકા સુધી જ્ઞાન કહેવાય છે. તે સાત ભૂમિકાથી પર છે. 'સત્યાવબોધ' અને 'મોક્ષ' એ બંને મોક્ષનાં નામ છે. મુક્ત થયેલો જીવ ફરીથી આ જગતમાં જન્મતો કે મરતો નથી.

હે રામ! ૧.શુભેચ્છા, ૨. સુવિચારણા, ૩. તનુમાનસા, ૪. સત્ત્વાપત્તિ,૫. અસંસક્તિ, ૬. પદાર્થાભાવિની અને ૭. તુર્યગા, એ તુર્યગા એ સાત જ્ઞાનભૂમિકાઓ કહી છે. આ જ્ઞાનભૂમિકાનો અનુક્રમે અભ્યાસ કરવાથી અધિકારી પુરુષ પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે અને તે આત્મસ્વરૂપને પામેલો જીવ શોક કરતો નથી. तरति शोकमात्मवित्।

૧. શુભેચ્છા: 'મેં આટલું આયુષ્ય મૂઢતામાં કેમ વૃથા ગુમાવ્યું? હવે જાગ્યા ત્યાંથી સવાર ને ભૂલ્યા ત્યાંથી ફરી ગણવું એ કહેવત પ્રમાણે હવે પછી આ સંસારની મોહજાળનો ત્યાગ કરીને, મારા આત્મકલ્યાણ માટે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુને શરણે જઈને શાસ્ત્રોનું અવલોકન કરી, તેમના ઉપદેશ પ્રમાણે આત્મવિચાર કરીશ.' એ પ્રમાણે સાધનચતુષ્ટયપૂર્વક ઇચ્છા કરવી તે શુભેચ્છા કહેવાય છે. તાત્પર્ય કે નિષિદ્ધ કર્મોના ત્યાગપૂર્વક ફળ મેળવવાની ઇચ્છાથી રહિત, વિહિતકર્મના સેવનથી અંતઃકરણની શુદ્ધિ પ્રાપ્ત કરીને તથા વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ ને મુમુક્ષુતા એ ચાર સાધન સંપાદન કરીને, જેનું પરિણામ મુક્તિમાં હોય અને જેનું ફળ શ્રવણાદિમાં પ્રવૃત્તિ હોય એવી ઉપાધિવાળી આત્માના સાક્ષાત્કાર માટેની જે ઉત્કટ ઇચ્છા થવી તે શુભેચ્છા કહેવાય છે ને તે જ્ઞાનની પહેલી ભૂમિકા છે.

૨. સુવિચારણા: તીવ્ર વૈરાગ્યના અભ્યાસપૂર્વક વેદાંતશાસ્ત્રોનાં શ્રવણ–મનનમાં પ્રવૃત્તિ થવી, શ્રદ્ધાપૂર્વક સદ્ગુરુની સેવા કરવી, નિર્જન દેશમાં વાસ તથા ભિક્ષાભોજન વગેરે યતિધર્મમાં

પ્રવૃત્તિ તથા સદ્‌ગુરુએ ઉપદેશેલાં વચનોનો તથા મોક્ષ-શાસ્ત્રોનો વારંવાર વિચાર કરવો, તે સુવિચારણા કહેવાય છે અને એ જ્ઞાનની બીજી ભૂમિકા છે.

૩. તનુમાનસા : શુભેચ્છા તથા વિચારપૂર્વક શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી જે શબ્દાદિ વિષયોમાં અનાસક્તિ પર્યંત સવિકલ્પ સમાધિના અભ્યાસ વડે બુદ્ધિની તનુતા-સૂક્ષ્મતા પ્રાપ્ત થાય તે તનુમાનસા નામની ભૂમિકા કહેવાય છે અને તે જ્ઞાનની ત્રીજી ભૂમિકા છે.

૪. સત્ત્વાપત્તિ : આગળની ત્રણ ભૂમિકાના અભ્યાસથી બાહ્યપદાર્થો વિષે રહેલા રાગના સંસ્કારો નિર્મૂળ થવાથી અને વિષયોની વાસનાથી વિરક્ત થઈ મન શાંત હોવાથી માયા, માયાનાં કાર્યો તથા ત્રણ અવસ્થાથી રહિત કેવળ શુદ્ધ, સન્માત્ર, ચિન્માત્ર, આનંદઘન આત્મા વિષે ત્રિપુટીના લયે કરીને સાક્ષાત્કાર પર્યંત સ્થિતિ એટલે નિર્વિકલ્પ સમાધિરૂપે સ્થિતિ એ સત્ત્વાપત્તિ કહેવાય છે અને એ જ્ઞાનની ચોથી ભૂમિકાવાળો પુરુષ બ્રહ્મવિત્ કહેવાય છે.

૫. અસંસક્તિ : ઉપર કહેલી ચાર ભૂમિકાના અભ્યાસથી બાહ્ય તથા આંતરઆકાર અને તેના તેવા સંસ્કારની સાથે ચિત્તના સંસર્ગના અભાવને લીધે તથા સમાધિ પરિપાકરૂપ ફળથી જે અવસ્થામાં ચિત્ત વિષે પરમાનંદ અને નિત્ય અપરોક્ષ એવી બ્રહ્માત્મભાવનાના સાક્ષાત્કારરૂપ ચમત્કાર થાય છે તે અસંસક્તિ નામની ભૂમિકા કહેવાય છે અને એ જ્ઞાનની પાંચમી ભૂમિકા છે. એમાં સર્વથા અવિદ્યા તથા તેનાં કાર્યોનો સંબંધ નથી તેથી તેનું નામ અસંસક્તિ પડેલું છે અને એ પાંચમી ભૂમિકાવાળો પુરુષ બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ કહેવાય છે.

૬. પદાર્થભાવિની : ઉપર કહેલી પાંચ ભૂમિકાના અભ્યાસથી સ્વાત્મારામપણાએ કરીને બાહ્ય તથા આંતર પદાર્થોની દૃઢ અપ્રતીતિ થાય છે તે પદાર્થાભાવિની નામની ભૂમિકા કહેવાય છે. તેમાં

અન્યની પ્રબળ પ્રેરણાથી પદાર્થાભાવના થાય છે અને તેથી દેહનો નિર્વાહ થાય છે. એ છઠ્ઠી ભૂમિકા કહેવાય છે. તે ભૂમિકામાં રહેવાવાળો પુરુષ બ્રહ્મવેત્તાઓમાં મહાન કહેવાય છે.

૭. તુર્યગા : ઉપર કહેલી ભૂમિકાના લાંબા કાળના અને ભેદની અપ્રતીતિથી જાગ્રત આદિ ત્રણ અવસ્થાથી મુક્ત, બ્રહ્મને જે અવસ્થામાં આત્મારૂપે અખંડિત જાણે છે તે 'તુર્યગા' કહેવાય છે. એ જ્ઞાનની સાતમી ભૂમિકા કહેવાય છે. એ સાતમી ભૂમિકા વાળો પુરુષ બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ કહેવાય છે અને આ તુર્યાવસ્થા જીવન્મુક્તની કહેવાય છે. તુર્યાતીત તો બ્રહ્મ છે. એ વિદેહમુક્તિનો વિષય છે એટલે ભૂમિકામાં તેની ગણના નથી.

હે રામ! જે મહાભાગ્યશાળી પુરુષ આ સાત ભૂમિકાને પ્રાપ્ત થાય છે તે આત્મારામ મહાત્મા પરમપદને પ્રાપ્ત થયા કહેવાય છે.

ઉપરની સાત ભૂમિકામાં પહેલી સાધનકોટિની છે. બાકીની ચાર સિદ્ધદશાની છે. આ ચાર ભૂમિકાઓ જ્ઞાની પુરુષની વિદેહ-મુક્તિની સમાન જ છે. પરંતુ જીવન્મુક્ત સંબંધમાં ઉત્તરોત્તર દેહનું ભાન ઓછું થતું જાય છે ને છેવટે ઉન્મત્ત દશાને પ્રાપ્ત થાય છે. તેમાં ચોથી ભૂમિકા સુધી તે ઉપદેશાદિ પૂરતો વ્યવહાર કરી શકે ને પાંચમી ભૂમિકામાં તો ઉન્મત્ત દશાને પ્રાપ્ત થાય છે અને કોઈ વખત કોઈ અધિકારી પુરુષના ઉત્તમ પ્રારબ્ધને લીધે શુકદેવ, જડભરતાદિની માફક બોધ પણ કરે છે અને છઠ્ઠી ભૂમિકામાં તો ચાલવા, બોલવા, જોવા વગેરેની ક્રિયા બંધ થઈ જાય છે અને સાતમીમાં તો શરીર માત્ર ૨૧ દિવસ જ ટકે છે એવું મહાન પુરુષોના મુખથી સાંભળ્યું છે.

મહારાજા સાહેબ : હું શાસ્ત્રો સાંભળું છું તેમ જ વાંચું પણ છું. પરંતુ હું તો સંસારી રહ્યો એટલે માયાનાં અનેક આવરણો હોવાથી મને તો કદાચ આત્માના સ્વરૂપનું જ્ઞાન ન થાય તે

સ્વાભાવિક છે, પરંતુ મેં ઘણા મહાત્મા પુરુષોનો સત્સંગ કર્યો છે, તો તેઓમાંના કેટલાક તો ઘણા જ વૈરાગ્યવાળા હોવા છતાં પણ પોતાને આત્મજ્ઞાન હજી થયું નથી તેમ કહે છે તો તેનું કારણ શું ?

સ્વામી પ્રકાશાનંદ : આ વિષયમાં વાર્તિકકાર કહે છે :

कुतस्तज्ज्ञानमिति चेत्तद्धि बन्धपरिक्षयात् ।
असावपि च भूतो वा भावो वा वर्ततेऽथवा ॥

આ અપરોક્ષ જ્ઞાન શાથી થાય, એમ પૂછો છો તો તે ત્રિવિધ બંધના નાશથી જ થાય છે. આ બંધ ભૂત, ભાવી અને વર્તમાન ત્રણ પ્રકારનો છે.

આ પ્રતિબંધો અને તેની નિવૃત્તિના ઉપાયો શ્રી વિદ્યારણ્ય સ્વામીજીએ પંચદશીના ધ્યાનદીપ પ્રકરણમાં કહ્યા છે.

ભૂતપ્રતિબંધ : સ્ત્રી–ધનાદિકનો વિયોગ એ ભૂતપ્રતિબંધ કહેવાય છે.

સંન્યાસીના ભૂતકાલિક રાણીના સ્નેહના પ્રતિબંધને લીધે (ગુરુએ કરેલો) તત્ત્વોપદેશ સંન્યાસીને થયો ન હતો. આવી નીચે પ્રમાણેની એક ગાથા લોકમાં પ્રસિદ્ધ છે :

પૂર્વાશ્રમના એક રાજાએ મહાત્મા પાસે દીક્ષા લઈ સંન્યાસ લીધો. એનામાં વિવેક, વૈરાગ્ય બધાં જ હતાં, ગુરુએ તેની ખાતરી કર્યા પછી જ એને સંન્યાસ આપેલો હતો. પછી ગુરુ એને તત્ત્વોપદેશ કરતા હતા. ઘણા દિવસ સુધી તત્ત્વોપદેશ કરવા છતાં એ શિષ્ય–રાજાને બરાબર જ્ઞાન થયું નહિ; કેમકે શ્રવણ, મનન અને નિદિધ્યાસનમાં તેને પોતાની રાણીનો સ્નેહ પ્રતિબંધક થતો હતો તેથી એને તત્ત્વજ્ઞાન થતું ન હતું. ગુરુ સમર્થ યોગી હતા તેથી એને તત્ત્વજ્ઞાન થતું ન હતું તેનું કારણ જાણી લીધા પછી એમણે જે ઉપદેશ આપવાનો ક્રમ હતો તે બદલી નાખ્યો અને એ શિષ્યને આપવાનો ઉપદેશ તેની રાણી સાથેના વ્યાવહારિક, લૌકિક સંબં-

ધોનાં સ્મરણપૂર્વક કરાવવા લાગ્યા. એટલે તેને બરાબર જ્ઞાન થયું. (અર્થાત્) ગુરુએ રાણીના સ્નેહને જ દૃષ્ટાંતરૂપે લઈને શિષ્યને તત્ત્વોપદેશ કર્યો એટલે શિષ્યનાં પ્રતિબંધનોનો નાશ થતાં તેને તત્ત્વનો બરાબર બોધ થયો.

આગામી (ભાવિ) પ્રતિબંધ: શ્રુતિમાં વામદેવના દૃષ્ટાંત સાથે બતાવ્યો છે. વામદેવનો આ આગામી પ્રતિબંધ ગર્ભધારણ માત્રથી દૂર થાય છે.

**गर्भ एव प्रतिपेदे वामदेवोऽहं मनुरभवं सूर्यश्च।**

વામદેવને ગર્ભમાં રહ્યા રહ્યા જ્ઞાન થયું હતું, કે 'હું જ મનુ હતો, હું જ સૂર્ય હતો.' અર્થાત્ સર્વાત્મભાવ થયો હતો, એટલે માત્ર ભાવિ ગર્ભધારણ માત્રથી જ તે પ્રતિબંધ દૂર થતાં તેને તત્ત્વબોધ થયો. જ્યારે ભરતને ત્રણ જન્મથી પ્રતિબંધનો ક્ષય થયો તે ભાગવત વગેરેમાં પ્રસિદ્ધ છે:

**आगामी प्रतिबन्धश्च वामदेवे समीरितिः।**
**एकेन जन्मना क्षीणो भरतस्य त्रिजन्मभिः॥**

આગામી પ્રતિબંધ વામદેવમાં હતો. તે વામદેવને એક જ જન્મને અંતે નષ્ટ થયો હતો અને જડભરતને તો ત્રણ જન્મને અંતે તે નષ્ટ થયો હતો.

આગામી (ભાવિ) પ્રતિબંધ એટલે કે જન્માંતરમાં હેતુભૂત

ભરતને ત્રણ જન્મ લેવાનું કારણ સાંખ્યસૂત્રમાં લખે છે કે–

**असाधनानुचिन्तनं बन्धाय भरतवत् ।**

વિવેક જ્ઞાનનું અંતરંગ સાધન ન હોય, તે ધર્મ હોય તોપણ તેનું ચિંતન સાધકે કરવું નહિ.

આ સંબંધમાં ભાગવતમાં નીચે પ્રમાણેની એક આખ્યાયિકા છે:

મહારાજા ભરત જ્યારે રાજપાટ વગેરે છોડીને જંગલમાં તપ કરતા હતા, ત્યારે એક વખતે પોતે ગંડકીનદીમાં સ્નાન કરવા માટે ગયા. તે વખતે હરણનું એક તરતનું જન્મેલું બચ્ચું પાણીના પૂરમાં ખેંચાઈ જતું જોઈને એમને દયા આવી અને તેને પાણીમાંથી બહાર કાઢી દૂધ પાઈ ઉછેરી મોટું કર્યું. આ બચ્ચા ઉપરની દયા એટલી હદ સુધી પહોંચી, કે જ્યારે તેઓ એકાંતમાં બેસીને ધ્યાન કરતા, ત્યારે પણ કોઈક વખતે બચ્ચા માટે ચિંતા રહ્યા કરતી: 'બચ્ચુ કયાં ગયુ હશે ? એને કોઈ હિંસક પ્રાણી ઉપાડી તો નહિ ગયુ હોય ?' આ રીતે ધ્યાનમાં ભંગ પડતો. આ બાજુ બચ્ચું તો મોટું થયુ અને એક દિવસ તે હરણના ટોળામાં ભળી ગયુ. અવસાન સમયે પણ તેમને આ બચ્ચાના જ વિચારો આવ્યા કરતા અને એ સ્થિતિમાં એમનું મૃત્યુ થયુ.

ત્યાર પછી તેમનો હરણની યોનિમાં જન્મ થયો. હરિક્ષેત્રમાં પુલસ્ત્ય, પુલહમુનિના આશ્રમોમાં જ્યારે કથા ચાલતી હતી, ત્યારે આ હરણ ત્યાં જઈ શાંતચિત્તે કથા શ્રવણ કરતો. તે કોઈ પણ પ્રાણીનો સંસર્ગ ન કરતો અને શુષ્ક તૃણ, લતા વગેરેનું ભક્ષણ કરી કાળ નિર્ગમન કરતો. આમ કથા સાંભળતાં સાંભળતાં હમેશાં એક જ વિચાર મનમાં આવ્યા કરતો કે મારું પ્રારબ્ધ ક્યારે પૂરું થશે ? તે પછી તેનો દેહાંત થયો.

ત્યાર બાદ અંગિરાકુળના એક બ્રાહ્મણને ત્યાં જન્મ લીધો. આ બ્રાહ્મણપુત્ર ભરતનું શરીર હૃષ્ટપુષ્ટ હતું. તે એક પણ શબ્દ બોલતો નહિ અને તદ્દન મૂઢની માફક બેસી રહેતો. આવો મૂઢ

જેવો બીજા કશા કામમાં ન આવે એટલે મજબૂત શરીર હોવાને લીધે તેને ખેતર સાચવવા માટે મોકલ્યો. એક વખત એવું બન્યું કે રહુગણરાજા પાલખીમાં બેસીને ગુરુની શોધમાં જતા હતા. પાલખી ઊંચકનારા થાકી ગયા હોવાથી જડભરતનું હૃષ્ટપુષ્ટ શરીર જોઈ તેને વેઠે પકડ્યો. પાલખી ઉપાડીને ચાલતાં કોઈ જીવ પગ તળે ન ચગદાઈ જાય એ માટે તે કૂદકા મારીને ચાલતો હતો. બીજા ભોઈઓની ચાલ સાથે આની ચાલનો મેળ ન ખાતો હોવાથી રહુગણરાજાને આંચકા લાગતા હતા. તેઓએ પૂછ્યુ: 'પાલખી કેમ હાલે છે?' બીજા ભોઈઓએ કહ્યું: 'રાજાજી! આ નવો માણસ કે જેને હમણાં જ વેઠે પકડેલો છે તે જલદી ચાલતો નથી.' રાજાએ કહ્યું: 'કેમ! તારું શરીર કૃશ થઈ ગયું છે?' જડભરત તરત જ બોલ્યો: 'કૃશ થવું કે પુષ્ટ થવું, એ તો શરીરનો ધર્મ છે, મારા સ્વરૂપનો નથી.' આ સાંભળી રાજા તરત નીચે ઊતરી પડ્યો અને આ કોઈ તત્ત્વવેત્તા છે એ જાણીને જડભરતને પ્રણામ કર્યા.

વર્તમાન પ્રતિબંધ: વર્તમાન પ્રતિબંધ ચાર પ્રકારનો છે: વિષયાસક્તિ, પ્રજ્ઞામાંદ્ય, કુતર્ક અને વિપર્યયદુરાગ્રહ.

વિષયાસક્તિ: વિષયાસક્તિ એટલે ભોગમાં લાલસા, જે આજ-કાલ ઘણાં મનુષ્યોમાં જોવામાં આવે છે. આવી વિષયાસક્તિને લઈ યથાર્થ આત્મતત્ત્વાનુભવ થવો તો દૂર રહ્યો પણ ઊલટું બદ્ધ થવાય છે.

ભાગવતમાં કહ્યું છે:

कुरंगमातंगपतंगभृंगमीना हताः पञ्चभिरेव पञ्च।
*एकः प्रमादी स कथं न हन्यते यः सेवते पञ्चभिरेव पञ्च॥*

હરણ, હાથી, પતંગિયું, ભમરો અને માછલાં જે એકએક વિષયની વધારેપડતી આસક્તિને લઈ નાશ પામે છે તો પછી મનુષ્ય એકલો જ પાંચે વિષયને પાંચ ઇંદ્રિયોથી ભોગવે છે તે જો

પ્રમાદી બને, એટલે વિષયાસક્તિમાં તણાતો જાય, તો તે શા માટે નાશ ન પામે? જરૂર નાશ પામે.'

પ્રજ્ઞામાંદ્ય: બુદ્ધિની જડતા. આ પણ એક વર્તમાન પ્રતિબંધ છે. જ્યાં સુધી કાંઈ સમજવાની શક્તિ જ ન હોય ત્યાં સુધી તત્ત્વોપદેશથી શું થઈ શકે?

કુતર્ક: ઊલટા તર્ક કરવાની ટેવ. આ જગત બધું જડ છે, તો તે જડ કારણમાંથી જ ઉત્પન્ન થતું હોવું જોઈએ. લાલ સૂતરથી બનેલું કપડું લાલ જ દેખાય છે, પીળામાંથી પીળું જ થાય છે. આ જગત પણ જડ છે, તો તે પણ જડ કારણથી જ ઉત્પન્ન થતું હોવું જોઈએ.. આવી રીતે કુતર્કો થવાથી વેદાંતમાં કહેલા આત્મબ્રહ્મૈક્યમાં અસંભાવના થાય છે.

વિપર્યય દુરાગ્રહ: એટલે વિપરીત ભાવનાનો દુરાગ્રહ. આ એક મહાન પ્રતિબંધ છે. આ પ્રતિબંધથી 'અરે હું તો જન્મમરણવાળો, રાગાદિ દોષવાળો, વ્યવહારમાં ફસાયેલો, અલ્પશક્તિ જંતુ છું તે જ ખરું છે. શ્રુતિઓ तत्त्वमस्यादि વાક્યો વડે એકત્વભાવ બતાવે છે તે સાવ ખોટું છે.' આવી બુદ્ધિનું નામ વિપરીત ભાવના છે. આ પ્રમાણે પ્રતિબંધોની નિવૃત્તિ થતાં પોતાના જ બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્ અનુભવ થાય છે.

અને આ બધા બંધોની નિવૃત્તિ માટે પંચદશીકાર કહે છે:

शमाद्यैः श्रवणाद्यैश्च तत्र तत्रोचितैः क्षयम् ।
नीतेऽस्मिन्प्रतिबन्धे हि स्वस्य ब्रह्मत्वमश्नुते ॥

તે તે પ્રતિબંધોની નિવૃત્તિ કરવામાં યોગ્ય શમદમાદિથી તથા શ્રવણમનનાદિ પ્રતિબંધોનો ક્ષય થતાં સ્વસ્વરૂપ બ્રહ્મત્વનો આનંદાનુભવ થાય છે. ચારે મહાવાક્યોનો અર્થ જીવ અને બ્રહ્મની એકતા છે, છતા तत्त्वमसि વગેરે વાક્યોથી પરોક્ષ જ્ઞાન થયુ હોય તે મનન, નિદિધ્યાસન કરતાં કરતાં બધા પ્રતિબંધની નિવૃત્તિ થતાં તે સાધકને

કાળે કરીને 'अहं ब्रह्मास्मि' ઇત્યાદિ વાક્યોથી જ પ્રત્યક્ષ બ્રહ્મનો અનુભવ થાય છે, અને તે જીવન્મુક્ત થઈ જાય છે. આવા જીવન્મુક્તની તૃપ્તિનું શબ્દોથી વર્ણન કરવું અશક્ય છે, કેમકે એ તો જેને અનુભવ થાય તે જ તે વસ્તુનું યથાર્થ તત્ત્વ જાણી શકે છે, તે વર્ણવી શકાતું જ નથી.

પ્રત્યક્ષ અનુભવમા આવતા તે તે પદાર્થોના અસાધારણ ધર્મો શબ્દથી વર્ણવી ન શકાય. શેરડી, દૂધ અને ગોળમાં રહેલા ગળ પણનો ભેદ સરસ્વતી પોતે પણ શબ્દથી વર્ણવીને અનુભવની પેઠે ભેદ ન પડાવી શકે; અર્થાત્ તે શેરડીમાં કે ગોળમાં બધામાં મીઠાશ છે, પણ એકબીજાની મીઠાશનો ભેદ તો તે ચીજને જીભ ઉપર મૂકીને જ અનુભવાય અને અનુભવેલો તફાવત બીજાને સમજાવી ન જ શકાય. આવી રીતે જ્યાં પ્રત્યક્ષ ઇંદ્રિયોથી અનુભવાતા સ્થૂલ પદાર્થોમાં પણ એક ઇંદ્રિયથી થતું જ્ઞાન બીજી ઇંદ્રિયનો અવિષય રહે છે, ત્યારે સૂક્ષ્માતિસૂક્ષ્મ આત્મવિષય અનુભવને વાણી કેવી રીતે વ્યક્ત કરી શકે? છતાં અખંડ એકત્વપ્રકારક ('હું તું તે' એવા ભેદરહિત) વાક્યાર્થબોધ ભાગત્યાગલક્ષણા વૃત્તિથી થાય છે તે પંચદશીકારે 'મહાવાક્યવિવેક' પ્રકરણમાં બતાવ્યું છે.

છે તે બ્રહ્મ શબ્દનું વાચ્ય છે. એટલે મારામાં પણ 'પ્રજ્ઞાનરૂપ બ્રહ્મ રહેલું છે.' એટલે 'પ્રજ્ઞાન બ્રહ્મરૂપ જ હું છું' એ બ્રહ્મ શબ્દનો અર્થ છે. તેવું ઉપનિષદમાં રહેલા 'अहं ब्रह्मास्मि' વાક્યનો અર્થ કહે છે. પરિપૂર્ણ પરમાત્મા એટલે દેશ, કાળ અને વસ્તુથી પર પરમાત્મા એ માયાથી કલ્પિત જાગ્રતમાં શમદમાદિ સાધનસંપન્ન હોવાથી વિદ્યા સંપાદન કરવા યોગ્ય શ્રવણાદિ અનુષ્ઠાનવાળા આ જ મનુષ્યશરીરમાં બુદ્ધિથી દેખાડેલો સૂક્ષ્મ શરીરના સાક્ષીપણાથી અવિકારીરૂપે રહીને દેખાતો હોવાથી લક્ષણા વડે 'अहम्' શબ્દનો વાચ્ય બને છે.

'સ્વતઃ પરિપૂર્ણ પરમાત્મા આ મહાવાક્યમાં બ્રહ્મ શબ્દ વડે વર્ણવેલો છે' અને આ વાક્યમાં રહેલા 'अस्मि' પદ વડે બન્ને પદનાં સામાનાધિકરણ્યથી મેળવી શકાય એવા જીવ બ્રહ્મના ઐક્યપણાનો પરામર્શ (હું પોતે જ ઈશ્વર સ્વરૂપ છું એવું યથાર્થ સાક્ષાત્ જ્ઞાન) થાય છે.

સામવેદીય છાંદોગ્ય ઉપનિષદમાં કહેલા 'तत्त्वमसि' મહાવાક્યનો અર્થ આ પ્રમાણે છે:

છાંદોગ્યના ઉપક્રમમાં જણાવેલા 'सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्। હે સૌમ્ય શ્વેતકેતુ! સૃષ્ટિની પહેલાં આ બધું સદ્રૂપ અદ્વિતીય એકરૂપ જ હતું.' પોતાની અંદર રહેલા સજાતીય-વિજાતીય ભેદથી રહિત, નામરૂપાદિ રહિત જે સદ્વસ્તુનું પ્રતિપાદન કરેલું છે, તે જ સદ્વસ્તુ હાલમાં એટલે સૃષ્ટિની પછી પણ વિચાર-દૃષ્ટિથી જોતાં તેવું ને તેવું જ છે. એ 'तत्त्वमसि' વાક્યનો તત પદનો લક્ષણથી જણાતો અર્થ છે.

'त्वं' પદનો લક્ષ્યાર્થ આ પ્રમાણે છે:

શ્રવણ–મનનાદિ દ્વારા મહાવાક્યાર્થનો અનુભવ કરવાની ઇચ્છાવાળા શ્રોતાને 'દેહ અને ઇંદ્રિયોથી પર છતાં દેહ ઇંદ્રિયોથી

## પ્રસંગ ૫ મો

એક વખત સ્વામી પ્રકાશાનંદજી વાંસદા પધાર્યા હતા. ગઢીમાં એમનો મુકામ હતો. મહારાજા સાહેબ ત્યાં આવીને સ્વામીજીને તેમની સાથે બંગલે તેડી ગયા. ત્યાં લાલજી સાહેબ આવ્યા અને સ્વામીજીને નમસ્કાર કર્યા. ત્યાર પછી મહારાજા સાહેબ નીચે પ્રમાણે પૂછવા લાગ્યા.

મહારાજા સાહેબ : સ્વામીજી લાલુ અત્યારથી જ ભક્તરાજ બન્યો છે. તેના ઓશીકા ઉપર શ્રીકૃષ્ણની છબી સીવેલી છે અને તેનું તે સવારે ઊઠી દરરોજ દર્શન કરે છે!

સ્વામી પ્રકાશાનંદ : (ચિ. લાલજી સાહેબને ઉદ્દેશી) અભ્યાસ કરે છે ને?

મહારાજા સાહેબ : હા! અભ્યાસ કરે છે. તેને કવિતાઓ પણ ઘણી આવડે છે.

પછી ચિ. લાલજી સાહેબને એક કવિતા બોલવા કહ્યું. એટલે લાલજી સાહેબ એક કવિતા બોલ્યા :

'ઓ ઈશ્વર ભજીએ તને, મોટું છે તુજ નામ,
ગુણ તારા નિત ગાઈએ, થાય અમારાં કામ.'

સ્વામી પ્રકાશાનંદ : આ સંબંધમાં પ્રહ્‌લાદજીનું એક દૃષ્ટાંત છે: પાંચ વર્ષના પ્રહ્‌લાદજીને તેના પિતા હિરણ્યકશ્યપુ પોતાના …ચાર્યના પુત્ર શંડ અને અમર્કની પાસે ભણવા મોકલ્યા. …ન્ય બાળકોની સાથે પ્રહ્‌લાદજીને પણ દંડનીતિ વગેરે

ઉપલક્ષિત સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરના સાક્ષિત્વ વડે શરીરત્રય વિલક્ષણ ચૈતન્ય જ 'त्वं' પદનો લક્ષ્યાર્થ છે' અને 'असि' પદ વડે 'तत्' અને 'त्वं' પદના સામાનાધિકરણ્યથી મેળવાતા બે પદાર્થોના ઐક્યનું શિષ્યને જ્ઞાન અપાય છે. આ પ્રકારે પ્રમાણસિદ્ધ ઐક્યનો મુમુક્ષુઓ અનુભવ કરે છે.

અથર્વવેદીય 'अयमात्मा ब्रह्म' એ મહાવાક્યનો અર્થ આ પ્રમાણે છે. વાક્યમાં રહેલા 'अयम्' વડે સ્વપ્રકાશ અપરોક્ષત્વ લેવાય છે. ઘટાદિ પદાર્થ અપરોક્ષ-પ્રત્યક્ષ છે; છતાં જડ છે, પરપ્રકાશ્ય છે, સ્વપ્રકાશ્ય નથી. પુણ્યપાપરૂપ ધર્મો હમેશાં પરોક્ષ છે, એટલે એ બધાથી વિલક્ષણ વસ્તુ સ્વપ્રકાશ અને પ્રત્યક્ષને 'अयम्' શબ્દથી લેવી. 'आत्मा' શબ્દ વડે અહંકારથી માંડીને દેહ પર્યંતનો સાક્ષી અથવા અધિષ્ઠાનરૂપ પ્રત્યગાત્મા લેવાનો છે.

આ દેખાતા જગતનું તત્ત્વ વાક્યમાં રહેલા બ્રહ્મ શબ્દથી કહેવાયેલું છે, એટલે સ્વપ્રકાશ બ્રહ્મસ્વરૂપ તત્ત્વ છે, એવો આ મહાવાક્યનો અર્થ છે.

આવી રીતે ચારે મહાવાક્યોના અર્થનું અનુસંધાન કરવાથી તથા મનન, નિદિધ્યાસન કરવાથી પ્રત્યક્ષ આત્માનુભવ થાય છે.

## પ્રસંગ ૫ મો

એક વખત સ્વામી પ્રકાશાનંદજી વાંસદા પધાર્યા હતા. ગઢીમાં એમનો મુકામ હતો. મહારાજા સાહેબ ત્યાં આવીને સ્વામીજીને તેમની સાથે બંગલે તેડી ગયા. ત્યાં લાલજી સાહેબ આવ્યા અને સ્વામીજીને નમસ્કાર કર્યા. ત્યાર પછી મહારાજા સાહેબ નીચે પ્રમાણે પૂછવા લાગ્યા.

મહારાજા સાહેબ : સ્વામીજી લાલુ અત્યારથી જ ભક્તરાજ બન્યો છે. તેના ઓશીકા ઉપર શ્રીકૃષ્ણની છબી સીવેલી છે અને તેનું તે સવારે ઊઠી દરરોજ દર્શન કરે છે!

સ્વામી પ્રકાશાનંદ : (ચિ. લાલજી સાહેબને ઉદ્દેશી) અભ્યાસ કરે છે ને?

મહારાજા સાહેબ : હા! અભ્યાસ કરે છે. તેને કવિતાઓ પણ ઘણી આવડે છે.

પછી ચિ. લાલજી સાહેબને એક કવિતા બોલવા કહ્યું. એટલે લાલજી સાહેબ એક કવિતા બોલ્યા :

'ઓ ઈશ્વર ભજીએ તને, મોટું છે તુજ નામ,
ગુણ તારા નિત ગાઈએ, થાય અમારાં કામ.'

સ્વામી પ્રકાશાનંદ : આ સંબધમાં પ્રહ્લાદજીનું એક દૃષ્ટાંત છે :

પાંચ વર્ષના પ્રહ્લાદજીને તેના પિતા હિરણ્યકશ્યપુ પોતાના ગુરુ શુક્રાચાર્યના પુત્ર શંડ અને અમર્કની પાસે ભણવા મોકલ્યા. ત્યાં બીજા દૈત્ય બાળકોની સાથે પ્રહ્લાદજીને પણ દંડનીતિ વગેરે

ભણાવતા હતા. પરંતુ અતિ વિચક્ષણ અને વિવેકબુદ્ધિમાં વૃદ્ધોને પણ શરમાવનાર બાળક પ્રહ્લાદજીને એ વિષયોમાં રુચિ થઈ જ નહિ. તેમને તો આધ્યાત્મિક વિષયો–ઈશ્વર-ઉપાસના વગેરે ઉપર જ રુચિ હતી.

તેમની સાથેના બીજા દૈત્ય બાળકોએ જ્યારે પ્રહ્લાદજીને કહ્યું: 'મિત્ર પ્રહ્લાદ! પહેલાં તો તમે ગુરુએ ભણાવેલું બધું તૈયાર કરતા અને ગુરુ પાસે બરાબર બોલી જતા. અમારા બધા કરતાં તમારી બુદ્ધિ સારી છે; છતાં હવે તમે હમેશાં જ ગુરુનો ઠપકો સાંભળો છો, ભણેલું તૈયાર કરતા જ નથી એનું શું કારણ છે?' ત્યારે પ્રહ્લાદજીએ ઉત્તર આપ્યો :

ભાઈઓ! સર્વકલ્યાણના આપનારા પ્રભુના ચરણમાં મન જોડવું એ જ માનવજીવનની સાર્થકતા છે. બીજી બધી વિદ્યાઓ કેવળ ઉદરપોષણ માટે જ શીખવાની છે, જે પરિણામે દુઃખ અને બંધન કરનારી બને છે. માટે મનુષ્યજન્મ ધારણ કરી આ મિથ્યા સંસારમાંથી મુક્ત કરનારી, પ્રભુને ઓળખાવનારી વિદ્યામાં જ ચિત્તને જોડું છું, એટલે ગુરુ શીખવે છે તેના ઉપર ધ્યાન દેતો જ નથી પછી મને એ ક્યાંથી આવડે?

પ્રહ્લાદજીનાં વચન સાંભળી એના મિત્રો કહેવા લાગ્યા : ભાઈ! પ્રહ્લાદ! ધાર્મિક ગણાતા આધ્યાત્મિક વિષયોનો વિચાર તો વૃદ્ધાવસ્થામાં કરાય. અત્યારે તો આપણે ગૃહસ્થાશ્રમને ઉપયોગી અને ધનપ્રાપ્તિના સાધનરૂપ વિદ્યા જ ભણવી જરૂરી ગણાય.

પ્રહ્લાદજીએ કહ્યું: ભાઈઓ! તમારી માન્યતા ભૂલભરેલી છે, કેમકે :

**कौमार आचरेत् प्राज्ञो धर्मान् भागवतानिह।**
**दुर्लभं मानुषं जन्म तदप्यध्रुवमर्थदम्॥**

બુદ્ધિશાળી મનુષ્યે બાલ્યાવસ્થાથી જ ધર્મનું પાલન કરવું

જોઈએ; કારણકે આ દેહ અનિત્ય છતાં દુર્લભ પુરુષાર્થને આપનાર છે.

વિષયસુખમાં રચ્યાપચ્યા રહી, ખોટી રીતે આયુષ્યનો વ્યય ન કરવો જોઈએ, કેમકે એક વખત વિષયમાં ફસાયા પછી તેમાંથી બહાર નીકળવું મુશ્કેલ છે. માટે ભાઈઓ!

**को गृहेषु पुमान् सक्तमात्मानमजितेन्द्रियः ।**
**स्नेहपाशैर्दृढैर्बद्धमुत्सहेत विमोचितुम् ॥**

જેણે ઇંદ્રિયો જીતી નથી એવો કયો પુરુષ ઘરમાં આસક્ત અને મજબૂત સ્નેહપાશથી બંધાયેલા પોતાના આત્માને છોડાવી શકે?

અને હું તમને જ પૂછું છું કે પ્રાણ કરતાં પણ વધારે વ્યારું ધન ચોરો ચોરી કરીને, વેપારીઓ જોખમી વેપાર કરીને, નોકરો શેઠની તાબેદારી અને જોહુકમીઓ સહીને, ખેડૂતો કાળી મહેનત–મજૂરી કરીને મેળવે છે તે ધનની બંધાયેલી માળાને તમે છોડી શકશો? કોઈ બીજો પણ છોડી શકશે?

દીકરા, દીકરી, પત્ની, પિતા, માતા, ભાઈ, બહેન, સુંદર બંગલો, વાહનો, બાગબગીચા વગેરેના સુદૃઢ પાશોથી બધાયેલો મનુષ્ય કેમે કરીને એ બધાંને છોડી શકતો જ નથી. એટલે એવાં બંધનોમાં બંધાતા પહેલાં જ જો એમાંથી છૂટવાનો પ્રયાસ કરવામાં આવે તો સહજમાં છૂટી શકાય છે. ભગવાન સર્વના અંતરાત્મા હોવાથી સર્વનું હિત કરનાર અને પ્રિયમાં પ્રિય મિત્ર છે, માટે બીજા બધા વિષયોને છોડી ભગવાનને શરણે જવું એ જ યોગ્ય છે અને આયુષ્યનો નકામો વ્યય થાય એવા વિષયો માટે પ્રયાસ કરવો તદ્દન નકામો છે; કેમકે વિષયો અને ઇંદ્રિયોનું સુખ તો પ્રાણીને ગમે તે યોનિમાં જન્મવાથી વગર પ્રયત્ને મળી રહેવાનું જ છે. જેવી રીતે વિના માગ્યે અને વિના પ્રયત્ને દુઃખ આવી મળે છે, તેવી જ રીતે સુખ પણ જો પ્રયત્ન વિના જ આવી મળતું હોય તો એવાં વિષયસુખ મેળવવા માટે પુરુષાર્થ કરવાની જરૂર શી

હોય ? એટલે એવા વિષયસુખ માટે પુરુષાર્થ કરવો છોડી માનવ દેહ પ્રાપ્ત કર્યો છે, તેના નાશ પહેલાં જ, સમર્થ અને સશક્ત હોય ત્યાં સુધીમાં જ બુદ્ધિમાન મનુષ્યે પોતાના આત્મકલ્યાણ માટે યત્ન કરવો જોઈએ; માટે તમે બીજું બધું છોડી અંતર્યામી પ્રભુનું ભજન-અર્ચન કરો, બીજું બધું જ છોડી દો. એને જ શરણે જાઓ !

માટે આ તો પ્રહ્લાદજી જેવા ભક્તરાજ છે.

ત્યાર પછી તે જ દિવસે સાંજે લગભગ પાંચ વાગ્યે મહારાજા સાહેબ સ્વામીજી પાસે ગઢીમાં પધાર્યા અને કહેવા લાગ્યાઃ

મહારાજા સાહેબ : આપે સવારે ચિ. લાલુને ભક્ત પ્રહ્લાદજીનું દૃષ્ટાંત આપ્યું હતું, હવે આપ મને ભક્તિનાં લક્ષણો શાં છે તે સમજાવોઃ

## ભક્તિનાં લક્ષણ

સ્વામી પ્રકાશાનંદ : ભક્તિસૂત્રમાં કહે છે, કે सा त्वस्मिन्परम-प्रेमरूपा। ફક્ત પ્રભુ ઉપર પ્રેમ જોડવો તેને ભક્તિ કહે છે. તે ભક્તિ ગૌણી અને મુખ્યા એમ બે પ્રકારની છે.

ગૌણી ભક્તિના પ્રકાર : ભક્તિસૂત્રમાં લખે છે, કે गौणी त्रिधा गुणभेदादार्तादिभेदाद्वा। ગૌણી ભક્તિ ત્રણ પ્રકારની છેઃ ગુણભેદથી તેમ જ આર્તાદિ ભેદથી. ગુણભેદ એટલે સત્ત્વ, રજસ્ અને તમસ્‌ના ભેદ વડે તે ત્રણ પ્રકારની છે. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છેઃ

अभिसन्धाय यद्धिंसां दम्भं मात्सर्यमेव वा।
संरम्भी भिन्नदृग्भावं मयि कुर्यात् स तामसः॥

જે ભક્ત કોઈને પીડા કરવાની ધારણાથી, કપટ કરવાના ઉદ્દેશથી અથવા પારકો ઉત્કર્ષ નહિ ખમી શકવાથી ક્રોધ તથા ભેદદૃષ્ટિ રાખીને જે મૂર્તિ વગેરેમાં મારી ભક્તિ કરે છે એ ભક્ત તમોગુણી કહેવાય છે.

विषयानभिसन्धाय यश ऐश्वर्यमेव वा।
अर्चादावर्चयेद्यो मां पृथग्भावः स राजसः॥

વિષયોની ઇચ્છાથી, યશની ઇચ્છાથી અથવા ઐશ્વર્યની ઇચ્છાથી ભેદદષ્ટિ રાખીને જે મૂર્તિ વગેરેમાં મારી પૂજા કરે છે એ ભક્ત રજોગુણી કહેવાય છે.

> कर्मनिर्हारमुद्दिश्य परस्मिन्वा तदर्पणम् ।
> यजेद्यष्टव्यमिति वा पृथग्भावः स सात्त्विकः ॥

પાપના ક્ષય સારુ અથવા કર્મનું અર્પણ કરી ઈશ્વરને પ્રસન્ન કરવા સારુ અથવા યજ્ઞાદિ કરવાં એ યોગ્ય છે એમ સમજીને જે યજ્ઞાદિ કરે–આ પ્રમાણે ભેદદષ્ટિ રાખીને જે મૂર્તિ વગેરેમાં મારી ભક્તિ કરે છે, એ સત્ત્વગુણી ભક્ત કહેવાય છે.

આર્તાદિ ભેદ વડે તે ભક્તો પણ ચાર પ્રકારના છે. ગીતામાં લખે છે, કે

> चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
> आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥

હે અર્જુન ! ચાર પ્રકારના શુભ કર્મવાળા મનુષ્યો (ભક્તો) મારું ભજન કરે છે: ૧. દુઃખી, ૨. જિજ્ઞાસુ, ૩. ધનાર્થી અને ૪. જ્ઞાની.

૧. દુઃખી : દાખલા તરીકે દુર્યોધનની સભામાં વસ્ત્રો ઉતારવાથી આર્ત થયેલી દ્રૌપદી. જ્યારે કુરુસભામાં દ્રૌપદીનાં વસ્ત્રો ઉતારવાની દુર્યોધને આજ્ઞા કરી, ત્યારે તેની આવી અયોગ્ય આજ્ઞાથી સભામાં બેઠેલા ભીષ્મ, દ્રોણાદિ સર્વ વડીલો તરફ દ્રૌપદીએ જોયું, તે પછી તેણે પાંડવો તરફ જોયું. પણ તે બધાને નીચે મુખે બેઠેલા જોઈ તેઓ તેના બચાવ માટે અસમર્થ છે" એમ જાણી છેવટે તેણે શ્રીકૃષ્ણ પરમાત્માનું સ્મરણ કર્યું.

૨. આત્મજ્ઞાનની ઇચ્છાવાળા : જેવા કે મુચુકુંદરાજા, જનકરાજા તથા ઉદ્ધવ ઇત્યાદિએ આત્મજ્ઞાન માટે પ્રભુનું આરાધન કરેલું છે.

૩. આ લોક અથવા પરલોકમાં ભોગના સાધનભૂત અર્થની ઇચ્છાવાળા : જેવા કે સુગ્રીવ, વિભીષણ, ઉપમન્યુ ઇત્યાદિએ આ લોકના ભોગ માટે અને ધ્રુવ વગેરે અર્થાર્થી જનોએ પરલોકના ભોગની ઇચ્છાથી આરાધના કરી છે.

આ પ્રમાણે ત્રણ પ્રકારના ભક્તો એ ગૌણ ભક્તો છે અને મુખ્ય ભક્ત પરા ભક્તિવાળો કહેવાય છે. ज्ञानी च भरतर्षभ । એ પ્રમાણે શ્લોકમાં વર્ણવેલો જ્ઞાની એ મુખ્યા કે પરા ભક્તિવાળો છે. દાખલા તરીકે સનકાદિ, નારદ, પ્રહ્લાદ, પૃથુરાજા, શુકદેવ વગેરે જ્ઞાની ભક્તો છે. અને ઉપર જણાવેલી આ ગૌણી ભક્તિ એ મુખ્યા ભક્તિના કારણરૂપ છે. ભક્તિસૂત્રમાં ભગવાન નારદ મુનિ કહે છેઃ

उत्तरस्मादुत्तरस्मात् पूर्वपूर्वा श्रेयाय भवति ।

ગૌણી અને મુખ્યા ભક્તિમાં પૂર્વપૂર્વની અપેક્ષાએ ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે. ભાગવતમાં શ્રવણાદિક નવ પ્રકારની ભક્તિ બતાવી છે તે પણ ગૌણી ભક્તિ કહેવાય છે.

## નવ પ્રકારની ભક્તિ

શ્રીમદ્ ભાગવતમાં નવ પ્રકારની ભક્તિ વર્ણવી છેઃ

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

વિષ્ણુ ભગવાનનાં શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસભાવ, સખાભાવ અને આત્મનિવેદન એમ નવ પ્રકારની ભક્તિ છે.

શ્રવણ : ભગવાનના ગુણાનુવાદ પ્રીતિપૂર્વક સાંભળવા તેનું નામ શ્રવણભક્તિ. દાખલા તરીકે પરીક્ષિતરાજાએ ભક્તિથી સાત દિવસમાં પ્રભુપ્રાપ્તિ કરી હતી.

કીર્તન : પ્રેમપૂર્વક પ્રભુના ગુણાનુવાદ ગાવા એને કીર્તન

ભક્તિ કહે છે. નારદમુનિએ સદા પ્રભુના ગુણો ગાતાં પ્રભુનો સાક્ષાત્કાર કરેલો છે.

સ્મરણ : ઉત્સાહથી પ્રભુના સ્વરૂપને હૃદયમાં ધારણ કરીને તેમનું સ્મરણ કરવું તેનું નામ સ્મરણ ભક્તિ છે. પ્રહ્‌લાદજીએ સદા પ્રભુનું હૃદયમાં સ્મરણ કરીને પ્રભુને પ્રાપ્ત કરેલા.

પાદસેવન : સદા પાસે રહીને શ્રીપ્રભુની ચરણસેવા કરવી તેને પાદસેવન ભક્તિ કહે છે. દાખલા તરીકે લક્ષ્મણજીએ શ્રીરામચંદ્રજીના પાદ સેવી શ્રીપ્રભુને પ્રસન્ન કરેલા. પાદસેવન પદથી સેવામાત્ર સમજવી.

અર્ચન : રામકૃષ્ણાદિ મૂર્તિઓની ષોડશોપચાર સહિત પૂજા કરવી તે અર્ચન ભક્તિ કહેવાય છે. દાખલા તરીકે અંબરીષરાજા અર્ચન ભક્તિથી તરી ગયેલા છે.

રામકૃષ્ણ વગેરેના અવતાર પ્રત્યક્ષ નથી. તેથી તેમની મૂર્તિ રાખીને સેવા કરવી તેને અર્ચન ભક્તિ કહે છે. મૂર્તિઓમાં સાત્ત્વિક, રાજસિક અને તામસિક એવા ત્રણ પ્રકાર છે. શુક્રનીતિમાં કહ્યું છે કે–

## સાત્ત્વિક પ્રતિમા

**योगमुद्रान्विता स्वस्था वराभयकरान्विता।**
**देवेन्द्रादिस्तुता या च सात्त्विकी सा प्रकीर्तिता॥**

જે પ્રતિમા યોગમુદ્રાવાળી, સ્વસ્થ, જેના હાથ વર અને અભય આપતા હોય, અને જેની ઇંદ્ર આદિ દેવતાઓ સ્તુતિ કરતા હોય તે પ્રતિમા સાત્ત્વિક છે.

જે પ્રતિમા યોગમુદ્રાવાળી (અર્ધાં મીંચેલાં નેત્રોની દૃષ્ટિ ભ્રુકુટિ ઉપર અથવા નાકના ટેરવે હોય), સ્વસ્થા (એટલે પદ્માસન વાળીને શાંત રૂપમાં), જેના હાથ વર અને અભય આપતા હોય (એટલે ડાબો હાથ ઊંચો દેખાડી અભય આપતો અને જમણો

હાથ વરદાન આપતો હોય ), અને ઇંદ્ર, કુબેરાદિ દેવતાઓ નમ્ર બની સૂક્તો દ્વારા સ્તવન કરતા હોય; આવી પ્રતિમાઓ સાત્ત્વિક કહેવાય છે.

આવી સાત્ત્વિક પ્રતિમાનું પૂજન કરનારા પ્રાયઃ મુમુક્ષુઓ હોય છે, અને સાત્ત્વિક પ્રતિમા સાત્ત્વિક મુદ્રા( યોગમુદ્રા, જ્ઞાન મુદ્રા, અભયમુદ્રા, વરમુદ્રા )વાળી હોય છે. સાત્ત્વિક મુદ્રાવાળી મૂર્તિ તથા સાત્ત્વિક મુદ્રાઓનું દર્શન પાપનાશકારક, પુણ્યકારક અને સર્વ કામનાઓને આપનારું છે, એમ શાસ્ત્રકારો કહે છે.

શુક્રનીતિમાં કહ્યું છે :

## રાજસી પ્રતિમા

**तिष्ठति वाहनस्था वा नानाभरणभूषिता ।**
**या शस्त्रास्त्राभयवरकरा सा राजसी स्मृता ॥**

જે પ્રતિમા ઊભી હોય અથવા વાહનમાં બેઠેલી હોય, જુદાં-જુદાં આભૂષણોથી શણગારેલી હોય, જે શસ્ત્રાસ્ત્રવાળી અને અભય તથા વરદાન દેતા હાથવાળી હોય તે રાજસી કહેવાય છે.

અર્થાર્થી પૂજકો પ્રાયઃ રાજસી પ્રતિમાનું પૂજન કરે છે. અને તે રાજસી પ્રતિમાનું યજન-ધ્યાન કરનારા પૂજકોના હૃદયમાં પ્રાયઃ સાત્ત્વિક ભાવના ઉદ્‌ભવતી નથી; કારણકે ધ્યેય દેવતાની જેવી આકૃતિ હોય છે તેવી જ ધ્યાન કરનારાની હાર્દિક ભાવનાઓ બને છે.

વળી શુક્રનીતિમાં કહ્યું છે :

## તામસી પ્રતિમા

**शस्त्रास्त्रैर्दैत्यहन्त्री या उग्ररूपधरा सदा ।**
**युद्धाभिनन्दिनी सा तु तामसी प्रतिमोच्चिता ॥**

શસ્ત્રાસ્ત્રથી દૈત્યોનો નાશ કરનારી, સદા ઉગ્ર રૂપવાળી, યુદ્ધમાં આનંદ લેનારી પ્રતિમા તામસી કહેવાય છે.

જે પ્રતિમા શસ્ત્ર (તલવાર આદિ) વડે, અસ્ત્ર (ત્રિશૂલ

ચક્રાદિ આયુધો ) વડે દૈત્યોનો સંહાર કરતી હોય તથા હમેશાં ઉગ્રરૂપે હોય અને યુદ્ધ જેને પ્રિય હોય તે પ્રતિમા તામસી કહેવાય. આવી પ્રતિમાનું તામસી પૂજકો પૂજન કરે છે અને પૂજાથી મળતા થોડા ફળને પામે છે. તામસી પ્રતિમાનું યજન, ધ્યાન વગેરે કરનારાઓને ઘણુંખરું સાત્ત્વિક વૃત્તિ થતી નથી, કારણકે પ્રતિમા તામસી હોય તો પૂજકની પણ માનસિક ભાવનાઓ તામસી બને છે.

વંદન : સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર. પ્રભુના ચરણમાં પ્રીતિપૂર્વક વંદન કરવાં એને વંદન ભક્તિ કહે છે. અક્રૂરજીએ શ્રીકૃષ્ણ પરમાત્માને અતિ પ્રેમપૂર્વક નમસ્કાર કરી પ્રભુપ્રાપ્તિ કરેલી છે.

દાસ્ય : પ્રભુની આજ્ઞાનું પ્રેમપૂર્વક પાલન કરવું તેને દાસ્ય ભક્તિ કહે છે. હનુમાનજીએ શ્રીરામચંદ્ર ભગવાનની આજ્ઞાનું પાલન કરી તેમને પ્રસન્ન કરેલા છે.

સખ્ય : પ્રભુ તરફ પ્રેમપૂર્વક મિત્રભાવ રાખવો તે સખ્ય ભક્તિ છે. અર્જુને પ્રેમપૂર્વક શ્રીકૃષ્ણ પરમાત્મા સાથે અનુકૂળ વહેવાર કરેલો છે. તેમ કરવું એ સખ્ય ભક્તિ છે.

આત્મનિવેદન : સર્વસ્વનું અર્પણ કરવું તે આત્મનિવેદન ભક્તિ છે. બલિરાજાએ પ્રેમપૂર્વક શ્રીપ્રભુચરણમાં સર્વસ્વ અર્પણ કરેલું છે. ખરી રીતે વિચાર કરતાં આત્મનિવેદન ભક્તિમાં ઉપર કહેલા બધી ભક્તિના પ્રકારોનો સમાવેશ થઈ જાય છે.

कृत्वा देहादिकं तस्य प्रीत्यै सर्वं तदर्पणम् ।
निर्वाहाय च शून्यत्वं यत् तदात्मसमर्पणम् ।

પરમાત્માની પ્રીતિ માટે દેહાદિ બધું પરમાત્માને અર્પણ કરી પોતાના નિર્વાહ માટે કાંઈ ન રાખવું તે આત્મસમર્પણ કહેવાય છે.

આ નવ પ્રકારની ભક્તિ ગૌણી કહેવાય છે. શાંડિલ્ય

ભક્તિસૂત્રમાં લખે છે, કે गौण्या तु समाधिसिद्धिः । એટલે શ્રવણાદિ નવ પ્રકારની ગૌણી ભક્તિથી સમાધિસિદ્ધિ થાય છે અને આ ગૌણી ભક્તિને જ અપરા ભક્તિ કહે છે. આ નવ પ્રકારની ગૌણી ભક્તિથી જ સવિકલ્પ સમાધિ દ્વારા નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થાય છે. નિર્વિકલ્પ સમાધિથી સાક્ષાત્કાર થાય છે. તેને જ મુખ્યા ભક્તિ તથા પરા ભક્તિ કહે છે.

આજકાલ તો આપણે જે ભક્તિ કરીએ છીએ એ સાચી નથી. ભક્તિના શ્રવણ–કીર્તનાદિ આઠ પ્રકાર તો જોવામાં આવે છે. પરંતુ નવમી ભક્તિ એટલે આત્મનિવેદન સિવાયની બધી ભક્તિ ભક્તિના આભાસરૂપ છે; કારણકે પ્રભુ ઉપર આસ્તિક બુદ્ધિ રહી નથી. આસ્તિક બુદ્ધિ હોય તો આવતી કાલને માટે ચિંતા કેમ હોય?

## ગીતાપંડ્યાનું આસ્તિક બુદ્ધિનું દૃષ્ટાંત

કોઈ એક ગામમાં એક બ્રાહ્મણ પંડ્યા રહેતા હતા. તેઓ શ્રીકૃષ્ણ પરમાત્માના પરમ ભક્ત હતા અને હમેશાં ગીતાનો પાઠ કરતા હતા, એટલે તે ગીતાપંડ્યા તરીકે ઓળખાતા હતા. કુટુંબના નિર્વાહ માટે કંઈ પણ પુરુષાર્થ કરતા નહિ. હમેશાં અયાચકવૃત્તિ રાખી પ્રયત્ન કર્યા વગર જે કાંઈ મળે તેમાંથી કુટુંબનું પોષણ કરતા હતા. એટલામાં એક વખત સખત દુકાળ પડ્યો. તેથી ગુજરાન માટે કંઈ મુશ્કેલી પડવા લાગી અને તેમનાં પત્ની કુટુંબના નિર્વાહ માટે કંઈ પુરુષાર્થ કરવા વારંવાર કહેવા લાગ્યાં. ત્યારે તે કહેતા, કે 'મેં કોઈ વખત યાચના કરી નથી, તેથી હું માગવા જવાનો નથી.' ત્યારે તેમની સ્ત્રીએ કહ્યું: 'છોકરાંઓ અને આપણે ભૂખે મરીએ છીએ. આપણે બ્રાહ્મણ છીએ તો ગામમાં લોટ વગેરે માગી આવો.' તેમ કરવા પણ તેમણે ના કહી અને પ્રભુ ઉપર શ્રદ્ધા રાખવા કહ્યું. ત્યારે તેમની સ્ત્રીએ કહ્યું: 'કેવળ શ્રદ્ધા રાખવાથી કાંઈ પેટ ભરાઈ નહિ જાય.' તે વખતે ગીતા-

પંડ્યાએ જવાબ આપ્યો: ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે:

*अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।*
*तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥*

જે મારા અનન્ય ભક્તો મારું ચિંતન કરે છે અને મારી ઉપાસના કરે છે, તેવા મારામાં નિત્ય પ્રેમ રાખનારા મારા ભક્તોનો યોગ અને ક્ષેમ હું જ ચલાવું છું. (યોગ એટલે અપ્રાપ્તની પ્રાપ્તિ અને ક્ષેમ એટલે પ્રાપ્તનું સંરક્ષણ.)

આ પ્રમાણે પોતાની સ્ત્રીને સમજાવ્યું અને તેમાં શ્રદ્ધા રાખવાનું કહેતાં તેમની સ્ત્રીએ કહ્યું: 'એ લખ્યું છે તે ખોટું છે.' તેમ કહી તાડપત્ર ઉપર લખેલા ગીતાના આ શ્લોક ઉપર કલમથી ત્રણ છેકા મારી તે છેકી નાખ્યો. તે ઉપરથી ગીતાપંડ્યા બહુ જ નારાજ થયા અને કહેવા લાગ્યા: 'મારા પ્રભુમાં તને વિશ્વાસ નથી? આ તેં શું કર્યું?' અને તેમને બહુ ખેદ થવાથી ઘેરથી દૂર નીકળી એક એકાંત જગ્યાએ જઈ ગીતાપાઠ કરવા લાગ્યા. તે દરમિયાન કોઈ એક જુવાન ગોવાળ એક કાવડમાં દાળ, ચોખા, ઘી, ઘઉં, સાકર, શાકભાજી વગેરે લઈ ગીતાપંડ્યાને ઘેર આવ્યો અને તે કાવડ નીચે ઉતારી ખૂબ થાક લાગેલો હોય તેમ નીચે બેસી ગયો. ગીતાપંડ્યાની સ્ત્રી તેને પૂછવા લાગી: 'આ બધું કોણે મોકલ્યું છે?' ગોવાળે જવાબ આપ્યો: 'મારા શેઠ છે તેમણે આ સીધું-સામાન તમારા માટે મોકલ્યું છે, માટે તે રાખી લ્યો.' ગીતાપંડ્યાની સ્ત્રી તો પ્રસન્ન થઈ ગઈ અને રસોઈ શરૂ કરવાની તૈયારી કરી અને ગોવાળને રસોઈ તૈયાર થયે જમીને જવા આગ્રહ કર્યો; પણ ગોવાળે કહ્યું: 'હું જમી શકું તેવી સ્થિતિમાં નથી, કારણકે મારી જીભમાં ત્રણ કાપા પડ્યા છે અને તેમાંથી લોહી નીકળે છે.' છેવટે ગોવાળે કહ્યું: 'મા! હું હવે જાઉં છું.' ગીતાપંડ્યાની સ્ત્રીએ પૂછયું: 'પંડ્યા આવે ત્યારે પૂછે તો શું કહેવું?' ગોવાળે જવાબ આપ્યો: 'એમને કહેજો કે જેની

જીભમાં ત્રણ કાપા છે તે માણસ આવીને આ સીધું-સામાન આપી ગયો છે.'

ગીતાપંડ્યા એકાંત સ્થળમાં આખો દિવસ રહી સાંજે ઘેર આવ્યા, ત્યાં તો ઘરમાં સારી રસોઈ થતી જોઈ વિસ્મય પામી પૂછ્યું: 'આ બધું ક્યાંથી લાવ્યાં?' સ્ત્રીએ જવાબ આપ્યો: 'કોઈ શેઠે એક ગોવાળ કે જેની જીભમાં ત્રણ કાપા હતા, તેની સાથે આ સીધું-સામાન, તમે ઘરમાંથી બહાર ગયા પછી, મોકલ્યું છે.' ગીતાપંડ્યા તો તરત જ સમજી ગયા, કે શ્રીકૃષ્ણ પરમાત્મા ગોવાળના રૂપમાં સર્વ સામગ્રી પોતાને ત્યાં આપી ગયા. તેથી તેમણે સ્ત્રીને કહ્યું: 'તે ગોવાળ નહિ પણ સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન આવેલા હતા. તને પાપિણીને દર્શન દીધાં પણ હું તો એમ ને એમ રહી ગયો, હવે તને ખાતરી થઈ ને કે પરમાત્મા ઉપર અડગ શ્રદ્ધા રાખવી. આવતી કાલના નિર્વાહ માટે ચિંતા ન રાખવાથી પ્રભુ પોતે પોતાના ભક્તોની સંભાળ રાખે છે.'

## સર્વાત્મભાવના ચિંતનની આવશ્યકતા

આવી રીતે પ્રથમ મૂર્તિ દ્વારા નવધા ભક્તિ કરતાં કરતાં જે પરમાત્મા મૂર્તિમાં છે તે પરમાત્મા સ્થાવર-જંગમ સર્વ પ્રાણીમાત્રમાં વ્યાપક છે, એમ સમજીને સાથે સાથે સર્વાત્મભાવનું ચિંતન કરવું.

ભાગવતમાં પણ ભગવાન કહે છે:

मद्‌गुणश्रुतिमात्रेण मयि सर्वगुहाशये।
मनोगतिरविच्छिन्ना यथा गङ्गाम्भसोऽम्बुधौ॥
लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम्।
अहैतुक्यव्यवहिता या भक्तिः पुरुषोत्तमे॥

મારા ગુણોનું શ્રવણ કરતાં જ, અંતર્યામી મારામાં, સમુદ્રમાં ગંગાજળની ગતિની પેઠે વચમાં તૂટે નહિ એવી મનની ગતિ રહ્યા

કરે અને તે ગતિ રહેવામાં કોઈ પણ પ્રકારના ફળની ઇચ્છા કે ભેદદષ્ટિ ન હોય એ પુરુષોત્તમ પરમાત્મામાં નિર્ગુણ ભક્તિયોગનું લક્ષણ કહેવાય છે.

કોઈ પણ પ્રાણી એટલે કે પશુ, પક્ષી, મનુષ્ય, કીટ, પતંગ વગેરે બધામાં પરમાત્માને જ જોવા, એટલે પરમાત્મા જુદેજુદે સ્વરૂપે જુદાજુદા હેતુથી પોતે જ હાજર થયેલા છે એમ જોઈ પ્રભુનું ચિંતન કરવું.

દાખલા તરીકે કોઈ મારવા આવનારને નૃસિંહરૂપે, છેતરપિંડી કરી માગવા આવનારને વામન ભગવાનરૂપે, પ્રપંચ માટે આવનારને શ્રીકૃષ્ણ ભગવાનરૂપે, ધર્માત્માસ્વરૂપે આવનારને શ્રી રામરૂપે જાણીને બધામાં પ્રભુમય જોવું.

મૂર્તિની પૂજા કરવી અને બીજામાં રાગદ્વેષ કરવો એ યથાર્થ ભક્તિ નથી. ભગવાન કહે છે:

अहं सर्वेषु भूतेषु भूतात्मावस्थितः सदा ।
तदवज्ञाय मां मर्त्यः कुरुतेऽर्चाविडम्बनम् ॥

સર્વનો અંતર્યામી હું સર્વ પ્રાણીઓમાં સદા રહ્યો છું તેની અવજ્ઞા કરીને માણસ જો મૂર્તિપૂજન કરે, તો તે પૂજનો ઉપહાસ કરે છે.

यो मां सर्वेषु भूतेषु सन्तमात्मानमीश्वरम् ।
हित्वाऽर्चां भजते मौढ्याद्भस्मन्येव जुहोति सः ॥

હું કે જે સતરૂપે સર્વ પ્રાણીઓમાં રહેનાર ઇશ્વર છું તેની, ઉપેક્ષા કરીને માણસ જો મૂર્તિપૂજન જ કરે, તો તે મૂઢપણાથી રાખમાં જ હોમે છે એમ સમજવું.

પરમાત્મા સર્વવ્યાપક છે અને છતાં કેટલાક મંદ અને સ્થૂળ બુદ્ધિવાળા માત્ર મૂર્તિમાં જ પ્રભુત્વ માની બીજાઓની ઉપેક્ષા કરે છે, એટલું જ નહિ પણ બીજા દેવોની પણ નિંદા કરે છે. કેટલાક વૈષ્ણવો કહે છે:

**हस्तिना ताड्यमानोऽपि न गच्छेत् शैवमन्दिरम्।**

ગાંડો થયેલો હાથી આ તરફ આવતો હોય અને એક તરફ શિવમંદિર હોય તો તેનાથી કચરાઈ મરી જવું સારું, પણ બચાવ માટે નજીકમાં શિવમંદિર હોય તોપણ ત્યાં જવું નહિ.

એવી જ રીતે શૈવમતવાળાઓ વિષ્ણુની નિંદા કરે છે, તેમ જ એ મતવાળાનો અતિશય તિરસ્કાર કરે છે ગુજરાત-કાઠિયાવાડમાં શૈવમત પ્રચલિત નથી. મુખ્યત્વે એ મતના અનુયાયીઓ કર્ણાટક, તૈલંગમાં જે લિંગાયત તથા જંગમ વગેરે છે તેઓમાં છે. આ તરફના કેટલાક બ્રાહ્મણો પોતાને શૈવ કહે છે, પરંતુ તેઓ તો શંકરમતના અદ્વૈતવાદીઓ છે, તેમ જ પંચાયતનના ઉપાસકો છે. તેઓ શૈવ કહેવાય નહિ.

## અર્થહીન મતમતાંતર

શૈવ તથા વૈષ્ણવ આદિનાં મતમતાંતર આંધળાના દૃષ્ટાંત જેવો છે. એક વખત પાંચ આંધળાઓએ મળીને હાથી જોવાની માગણી કરી. આથી કોઈ માણસે એક હાથી લાવીને એકના હાથમાં તેનો કાન આપ્યો,' બીજાને પગ બતાવ્યા, ત્રીજાના હાથમાં સૂંઢ આપી, ચોથાના હાથમાં પૂછડું આપ્યું અને પાંચમાને પેટનો ભાગ બતાવ્યો. તેઓમાંથી જેના હાથમાં હાથીના કાન આવ્યા હતા, તે બોલ્યો : 'ઘણા દિવસથી હાથીને જોવાની ઇચ્છા હતી, તે આજે પૂરી થઈ. હાથી બરાબર સૂપડા જેવો છે.' ત્યારે બીજો કે જેના હાથમાં તેના પગ આવ્યા હતા, તે બોલ્યો : 'ના ભાઈ ના, હાથી તો બરાબર થાંભલા જેવો છે.' ત્યારે ત્રીજાના હાથમાં તેની સૂંઢ આવી હતી, તે બોલ્યો: 'તમે બન્ને મૂર્ખ છો. હાથી તો અજગર જેવો છે!' ત્યાર પછી જેના હાથમાં પૂછડું આવ્યું હતું તે ચોથો બોલ્યો : 'તમે બધાય ખોટા છો! હાથી તો દોરડા જેવો છે!' 'અને તમારું બધાનું મગજ આજે ઠેકાણે નથી કે

શું? ફાવે તેમ બકવાટ કરો છો?' પાંચમો બોલ્યો : 'હાથી તો બરાબર મોટા પીપ જેવો છે.'

આમ પોતપોતાના હાથમાં આવેલા અવયવ પ્રમાણે કલ્પના કરીને હાથીના સ્વરૂપ માટે પોતપોતાનો મત સાચો છે એમ તકરાર કરવા લાગ્યા અને એ તકરાર એટલી હદ સુધી પહોંચી કે તેઓ બધા ગાળાગાળી ને મારામારી કરવા લાગ્યા. આ જોઈ આજુબાજુના લોકોને ઘણી જ ગમ્મત પડી ને તેઓ તેમની મૂર્ખતા પર હસવા લાગ્યા.

ટૂંકમાં વાસ્તવિક રીતે તેમાંના કોઈએ હાથીનું ખરું સ્વરૂપ જાણ્યું નહિ. એવી જ રીતે શૈવ તથા વૈષ્ણવાદિ મતવાળાઓની અંધહસ્તિન્યાય જેવી સ્થિતિ છે અને તેથી જ શંકરાચાર્ય ભગવાને રાગદ્વેષ નિર્મૂળ કરવાના આશયથી પંચાયતન દેવપૂજન કરવાનું કહ્યું છે, જેમાં એક દેવ મુખ્ય તથા ચાર ગૌણ હોય છે.

## ભેદબુદ્ધિરૂપ મહાપાતક

પંચાયતનમાં પણ જે ભેદબુદ્ધિ રાખે છે તેને માટે શાસ્ત્રમાં બ્રહ્મહત્યાનું પાતક કહ્યું છે. દેવી ભાગવતમાં કહ્યું છે :

श्रीकृष्णे च तदर्चायामन्येषां प्रकृतौ सति।
शिवे च शिवलिङ्गे च सूर्ये सूर्यमणौ तथा॥
गणेशे वा तु दुर्गायामेवं सर्वत्र सुन्दरि।
यः करोति भेदबुद्धिं ब्रह्महत्यां लभेत् तु सः॥

હે સતી! હે સુંદરી! શ્રીકૃષ્ણમાં કે તેની મૂર્તિમાં, બીજાઓની મૂર્તિમાં, શિવલિંગમાં, સૂર્યમાં કે સૂર્યમણિમાં, ગણેશમાં કે દુર્ગામાં સર્વત્ર જે ભેદબુદ્ધિ કરે છે, તેને બ્રહ્મહત્યાનું પાતક લાગે છે.

## નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાથી મળતો મોક્ષ

આવી રીતે પંચાયતનપૂજા પ્રથમ કરવી. પંચાયતનપૂજા દ્વારા

મનનો મળદોષ દૂર કર્યા પછી વિક્ષેપદોષ માટે માયાવિશિષ્ટ ઈશ્વર એટલે સગુણ બ્રહ્મની ઉપાસના કરવી. તે પછી નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરવી.

વેદમાં ઉપાસના શબ્દ છે અને પુરાણોમાં ભક્તિ શબ્દ વાપરેલો છે; એ બંનેમાં વધારે ભેદ નથી. ભક્તિ એટલે પ્રેમ અને ઉપાસના એટલે નજીક બેસવું, એટલે પ્રભુની સાન્નિધ્યમાં જવું.

એવી રીતે વેદ તથા શાસ્ત્રોમાં અને આચાર્યના ઉપદેશોમાં પણ મનના મળદોષના પરિહાર માટે નિષ્કામ કર્મ, વિક્ષેપદોષના પરિહાર માટે ઉપાસના અથવા ભગવદ્ભક્તિ મુમુક્ષુઓ માટે કહેલાં છે.

મહારાજા સાહેબ: ભક્તિની વૃદ્ધિ શી રીતે થાય?

સ્વામી પ્રકાશાનંદ: પ્રભુને શરણે જવાથી ભક્તિની વૃદ્ધિ થાય છે.

મહારાજા સાહેબ: પ્રભુને શરણે જવાનું સાધન શું?

સ્વામી પ્રકાશાનંદ: શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે:

तस्यैवाहं ममैवासौ स एवाहमिति त्रिधा।
भगवच्छरणत्वं स्यात्साधनाभ्यासपाकतः॥

સાધનનો અભ્યાસ જેમ જેમ પાકો થાય તેમ તેમ ભગવાનનું ત્રણ પ્રકારનું શરણ ઉત્તરોત્તર સ્વરૂપ ધારણ કરે છે: ૧. હું તેનો છું, ૨. ભગવાન મારા જ છે અને ૩. હું તે જ છું.

આ શ્લોકમાં 'હું તેનો છું.' 'ભગવાન મારા જ છે.' એ બે વાક્યો ભેદ ઉપાસનાનાં છે. તે પછી ત્રીજી વખતે કહે છે, કે 'હું તે જ છું.' એમ ત્રણ વિભાગ પાડેલા છે. તેમાં ભેદ ઉપાસના કરતાં કરતાં જ્યારે પૂર્ણ વૈરાગ્ય પ્રાપ્ત થાય ત્યાર પછી જ સાધક અભેદ ઉપાસના કરવાને લાયક થાય છે. એમ અનુક્રમ બતાવે છે. જો સાધક પહેલેથી વૈરાગ્ય વિના અભેદ ઉપાસના કરવા જાય તો તેમાંથી તે વિરોચનની જેમ પલિત થવાનો સંભવ રહે છે.

તેથી મંદ વૈરાગ્યવાળા માટે ભેદ ઉપાસના બરોબર છે.

અને તીવ્ર વૈરાગ્ય થયા પછી જ અભેદ ઉપાસના થાય છે; માટે આ શ્લોકમાં પહેલાં ભેદ ઉપાસના કરીને પછી જ અભેદ ઉપાસના કરવાનું કહેલું છે. હવે ભક્તિની વૃદ્ધિ માટે કહે છે:

**भक्तिः परेशानुभवो विरक्तिरन्यत्र चैष त्रिक एककालः।**
**प्रपद्यमानस्य यथाश्नतः स्युः तुष्टिः पुष्टिः क्षुदपायोऽनुघासम्॥**

ભોજન કરતાં મનુષ્યને જેમ પહેલાં એક એક ગ્રાસ લેતાં સંતોષ, પોષણ અને પછી ભૂખ દૂર થાય છે, તેમ જે પ્રભુશરણે જાય છે તેને પ્રથમ ભક્તિ, પછી પ્રભુનો અનુભવ અને ત્યાર પછી વિરક્તિ એમ ત્રણ એક જ કાળમાં થાય છે.

મેં કેટલાક મોટા પુરુષોને જોયેલા છે કે જેમની પહેલાં જે સ્થિતિ હોય તેના કરતાં તેઓ પ્રભુભજન જેમ જેમ કરતા જાય છે, તેમ તેમ તેમને ધન, દોલત, માનપાન, ભોગવિલાસ બધા જ માયિક પદાર્થો પર ધીમે ધીમે અભાવ થતો જાય છે.

આ સંબંધમાં ભાગવતમાં ભગવાન કહે છે:

**न पारमेष्ठ्यं न महेन्द्रधिष्ण्यं न सार्वभौमं न रसाधिपत्यम्।**
**न योगसिद्धीरपुनर्भवं वा मय्यर्पितात्मेच्छति मद्विनान्यत्॥**

ભગવદ્‌ભક્તિપૂર્વક ભગવદનુભવ કરનારા સત્પુરુષો નિરંતર વિરક્ત હોય છે. તેઓ બ્રહ્માના સુખની પણ ઇચ્છા નથી રાખતા, ઇંદ્રના વૈભવ પણ નથી ચાહતા, તેમ જ સાર્વભૌમ રાજ્ય, પાતાલનાં રાજ્યોનું આધિપત્ય, યોગસિદ્ધિ તથા મોક્ષને પણ ચાહતા નથી. કેવળ મારામાં જેઓનું મન અર્પણ થયેલું છે તેઓ મનથી મારા વિના (ભગવાન વિના) બીજા કોઈ પણ પદાર્થની અપેક્ષા રાખતા નથી.

આ બાબતમાં ભાગવતમાં સપ્તમ સ્કંધમાં લખે છે, કે હિરણ્યકશ્યપનો વધ થયા પછી ભગવાને પ્રહ્‌લાદને વર માગવાનું કહ્યું, તે વખતે પ્રહ્‌લાદજી કહે છે:

मा मां प्रलोभयोत्पत्यासक्तं कामेषु तैर्वरैः ।
तत्सङ्गभीतो निर्विण्णो मुमुक्षुस्त्वामुपाश्रितः ॥

હે પ્રભુ! હું તો જન્મથી જ (વિષયમાં) આસક્ત છું. હવે વરદાનનો લોભ બતાવીને આપ મને ન લલચાવો; વિષયોના સંગથી ભય પામી તેનાથી ખિન્ન થઈ મુમુક્ષુ બનીને મેં આપનો આશરો લીધો છે.

આ પ્રમાણે ધ્રુવને પણ જ્યારે ભગવાનનો સાક્ષાત્કાર થયો, ત્યારે ભગવાને ધ્રુવને પણ વર માગવાનું કહ્યું; ત્યારે ધ્રુવ પણ એમ જ કહે છે:

स्थानाभिलाषी तपसि स्थितोऽहं
त्वां प्राप्तवान्देव मुनीन्द्रगुह्यम् ।
काचं विचिन्वन्नपि दिव्यरत्नं
स्वामिन् कृतार्थोऽस्मि वरं न याचे ॥

હે ભગવન્! મેં તો રાજ્ય મેળવવાની અભિલાષાથી જ આપને માટે તપ કર્યું હતું, પરંતુ મને તો અત્યારે મુનિ અને યોગીઓને પણ દુર્લભ એવા પરમદેવ(સચ્ચિદાનંદસ્વરૂપ આપ)ની પ્રાપ્તિ થઈ ગઈ. કાચ ગોતનારને જો દિવ્ય રત્ન મળી જાય તો તે કૃતાર્થ થઈ જાય. પછી તે માણસ કાચની ઇચ્છા કેમ કરે? માટે હે નાથ! હવે મારે કાંઈ પણ વરદાન ન જોઈએ. હું તો આપનાં દર્શનથી જ કૃતાર્થ થઈ ગયો.

આ સંબંધમાં ભાગવતમાં ભગવાન પણ કહે છે:

मत्सेवया प्रतीतं च सालोक्यादि चतुष्टयम् ।
नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत्कालविद्रुतम् ॥

મારી સેવા વડે પૂર્ણતાને પ્રાપ્ત થયેલા મારા ભક્તો તેમને મળેલી સારૂપ્ય, સામીપ્ય, સાયુજ્ય અને સાર્ષ્ટિ જેવી ચાર મુક્તિઓની પણ પરવા કરતા નથી, ત્યાં દિશા અને કાળથી વ્યાપી ભોગવિલાસની પરવા કરે જ શાના?

આ સંબંધમાં ભક્તરાજ તુકારામે બુવાનું એક દૃષ્ટાંત છે:

એક સમયે શિવાજી મહારાજે તુકારામ બુવાની પ્રશંસા સાંભળી, કે તુકારામજી પહેલાં તો સારી સ્થિતિમાં હતા, પરંતુ ભક્તહૃદયના હોવાથી, કોઈ દુઃખીને જોતા તો દયાવૃત્તિથી તેને ધનાદિક પદાર્થો આપી દેતા. આવી રીતે ધનાદિકનો વ્યય કરતાં કરતાં હાલ સામાન્ય સ્થિતિમાં જીવન વ્યતીત કરે છે. શિવાજી મહારાજાએ તે સાંભળીને પોતાના મંત્રીને બોલાવી, તેમને ધન તથા વસ્ત્રાભૂષણ વગેરે ભેટ મોકલવાની આજ્ઞા કરી. આજ્ઞાનુસાર બધી વસ્તુઓ તુકારામ બુવાને ઘેર મંત્રી લઈને ગયા. તે વખતે તુકારામજી પોતે ઘેર ન હતા, એટલે તેમની સ્ત્રીએ કહ્યું: 'આપ જરા બેસો, એ બહાર ગયા છે, તે હમણાં આવશે.' મંત્રીએ કહ્યું: 'આ બધી વસ્તુઓ શિવાજી મહારાજે ભેટ મોકલી છે તે આપ લઈ લ્યો.' આથી તેમની સ્ત્રીએ પ્રસન્ન થઈને બધી ચીજો લીધી અને ઘરમાં મૂકી દીધી; એટલામાં તો તુકારામ બુવા પોતે આવી ચડ્યા અને મંત્રીને હાથ જોડી નમ્રભાવે કહ્યું, કે 'આપ જેવા મોટા પુરુષ મારે આંગણે ક્યાંથી?' ત્યારે મંત્રીએ ઉત્તર આપ્યો: 'શિવાજી મહારાજે ભેટ મોકલાવેલી વસ્તુઓ આપને આપવા આવ્યો છું.' આ સાંભળીને તુકારામ બુવા વ્યાકુળતાથી બોલ્યા: 'કૃપા કરી આપ લાવેલી બધી વસ્તુઓ પાછી લઈ જાઓ, એ લેવાનો મારો ધર્મ નથી.' મંત્રીએ તેમને ઘણા સમજાવ્યા છતાં જ્યારે તેમણે કાંઈ પણ રાખ્યું નહિ, ત્યારે તે બધી ચીજો નિરુપાયે પાછી લઈ ગયા અને મહારાજાને સર્વ વાતથી વાકેફ કર્યા.

તે પછી બીજે દિવસે શિવાજી મહારાજે મંત્રીને બોલાવ્યા અને આજ્ઞા કરી: 'હું તુકારામ બુવાને અહીં તેડી લાવવા માટે તમને એક નિમંત્રણપત્ર આપું છું, તે તથા પાલખી–ઘોડેસવાર વગેરે લઈ તેમને અહીં તેડી લાવો.' એ પ્રમાણે મંત્રી તુકારામ બુવાને લેવા માટે ગયા અને તેમને પધારવા વિનતિ

કરી. તે સમયે તેઓએ કહ્યું : 'આ દબદબાભર્યા ઠાઠમાઠથી ઊલટું મને કષ્ટ થાય છે.' અને વ્યાકુળ થઈ વિઠ્ઠલનાથજીને ઉદ્દેશીને બોલ્યા :

दिवट्या छत्री घोडे हेतो वर्यात ना पडे।
आतां ये ये पंढरीराया मन गोवसी कासया ॥ १ ॥
मान दम्भ, चेष्टा हेतो सुकराची विष्टा।
तुका ह्मणे देवा मांझे सोडवणे धावा ॥ २ ॥

મશાલ, છત્રી, ઘોડા વગેરેનો ઉપયોગ સારા વખતમાં પણ મેં કરેલો નથી; તો હવે હે વિઠ્ઠલનાથ, મને શા માટે એવા વૈભવમાં ફસાવે છે? માન, દંભ અને ચેષ્ટા એ તો સૂકરની વિષ્ટા જ છે. તુકારામ કહે છે, કે 'દોડી આવો અને મને આનાથી છોડાવી લ્યો.'

આમ કહી આવનારને સમજાવી પોતે શિવાજીને પત્રથી જણાવી દીધું, કે 'અમે તો ઉદાસી, જંગલના વાસી અને મલિન અંગ તથા અમંગળ વેષવાળા તેમ જ લૂખું-સૂકું ખાનારા અને કદ્રૂપવાન છીએ. એવાનાં દર્શનથી શો લાભ? અમે સદાય પાંડુરંગને શરણે આશારહિત થઈને આનંદમાં વિચરીએ છીએ.'

આ ઉપરથી બીજે દિવસે શિવાજી પોતે વધુ ભેટ લઈને આવતાં, તુકારામજીએ હસીને કહ્યું: 'પિતા વિઠ્ઠલનું જે સર્વ છે તે સર્વેય મારું છે, તેથી મારું મન પ્રસન્ન છે. તો તમારાં માટી સ્વરૂપ કંચન, મોતી વગેરે ખોટાં છે, તેને હું શું કરું? મારું ધન તો ત્રિભુવનનો વૈભવ છે. તમારે પણ તેવું સુખ જોઈતું હોય તો એ વિઠ્ઠલનું શરણ લેવું, એ સહેલાંમાં સહેલું સાધન છે. કીડી અને નરપતિ બંને ય મારે માટે એકસરખા જીવ છે. મોહ અને આશા જે કળિકાળનો ફાંસો છે, તે હવે કંઈ જ રહ્યો નથી. સોનું અને માટી બંને ય સરખાં છે.' તુકારામ કહે છે: 'સમસ્ત વૈકુંઠ જ ઘેરબેઠાં આવી ગયું છે, હવે મારે ઊણપ શી વાતની છે?

તે પછી મહારાજા શિવાજી વારંવાર તેમના સત્સમાગમનો લાભ લેવા લાગ્યા અને એ રીતે ઘણો કાળ વીત્યા પછી એક વાર શિવાજી મહારાજે સવા લક્ષ બ્રાહ્મણોને એકત્ર કર્યા હતા અને તે વખતે ઘણા સંતપુરુષો પણ એકઠા થયા હતા. આ વખતે તુકારામ બુવાના ભજનથી સર્વ મંડળી તલ્લીન થઈ ગઈ. આવો પ્રભાવ જોઈ શિવાજી મહારાજે તેમને ચાર ગામ આપવાની સનદ તૈયાર કરાવી; જ્યારે બધાને યોગ્ય દક્ષિણા આપી વિદાયગીરી આપવા માંડી, ત્યારે તુકારામ બુવાને પણ લાગ્યું, કે 'મને કાંઈ આપશે,' તેથી છાનામાના જતા રહ્યા. શિવાજી મહારાજા તે પછી રામદાસ સ્વામી પાસે ગયા અને ઘણા જ દિલગીર થઈને આ વાત જણાવી; ત્યારે તેમણે જવાબ આપ્યો: 'સંતો ત્રણ લોકના રાજ્યને પણ તુચ્છ માને છે, તો તારાં ચાર ગામ શા હિસાબમાં?'

બીજે દિવસે સવારે મહારાજા સાહેબ સ્વામીજીને પોતાને બંગલે ભિક્ષા લેવા માટે તેડી ગયા. ત્યાં પ્રસંગ નીકળતાં મહારાજા સાહેબે કહ્યું:

મહારાજા સાહેબ: શાસ્ત્રમાં કોઈ જગ્યાએ સ્થૂલ, સૂક્ષ્મ, કારણ એમ ત્રણ પ્રકારના શરીરથી ભિન્ન આત્મા છે તેમ જણાવેલું છે, તે તો મને સમજાય છે; પરંતુ તેને પંચકોશાતીત આત્મા કહે છે તે કેવી રીતે?

સ્વામી પ્રકાશાનંદ: તૈત્તિરિયોપનિષદમાં સ્થૂલ શરીરમાં અન્નમય, સૂક્ષ્મ શરીરના ત્રણ વિભાગ કરી તેમાં પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય તથા કારણ શરીરમાં આનંદમય, એમ પાંચ કોશો કહેલા છે. કોશ એટલે આવરણ. અન્નમયાદિ પાંચ તલવારના મ્યાનની પેઠે આત્માના સ્વરૂપને ઢાંકે છે, તેથી તે 'કોશ' કહેવાય છે. પંચદશીમાં શ્રીવિદ્યારણ્ય સ્વામી કહે છે

अन्नं प्राणो मनो बुद्धिरानन्दश्चेति पञ्च ते ।
कोशास्तैरावृत्तः स्वात्मा विस्मृत्या संसृतिं व्रजेत् ॥

અન્ન, પ્રાણ, મન, બુદ્ધિ (વિજ્ઞાન) અને આનંદ એ પાંચ કોશો કહેવાય છે. તેમનાથી વીંટાયેલો આત્મા પોતાના વિસ્મયથી સંસારને પામે છે.

### અન્નમયકોશ

પંચદશીમાં કહ્યું છે:

स्यात्पञ्चीकृतभूतोत्थो देहस्थूलोऽन्नसंज्ञकः ।

પંચીકૃત મહાભૂતોથી ઉત્પન્ન થયેલો સ્થૂલ દેહ અન્નથી જ ઉત્પન્ન થઈ વૃદ્ધિ પામતો હોવાથી તે અન્નમયકોશ કહેવાય છે. તે આત્મા નથી. કારણ કે–

૧. અન્નમય કોશની ઉત્પત્તિ તથા વિનાશ થતો જોવામાં આવે છે. જે વસ્તુ ઉત્પત્તિ તથા વિનાશવાળી હોય, તે ઘટાદિની પેઠે અનાત્મા (આત્માથી ભિન્ન) જ હોય છે. આત્મા તો અનાદિ તથા અવિનાશી છે; તેથી અન્નમયકોશ એ આત્મા નથી.

૨. સ્થૂલદેહ એ બાલ્યાવસ્થા, યુવાવસ્થા તથા વૃદ્ધાવસ્થાને લીધે વિકારી છે, જ્યારે આત્મા અવિકારી છે; માટે અન્નમયકોશ (સ્થૂલદેહ) એ આત્મા નથી.

૩. અન્નમયકોશને આત્મા માનવાથી કૃતનાશ અને અકૃતાભ્યાગમ નામના બે દોષ આવે છે. કૃતનાશ એટલે કરેલાં કર્મોનો ફળ ભોગવ્યા વિના જ નાશ થાય તે. એટલે અન્નમયકોશ (સ્થૂલ દેહ) વડે જે કંઈ પુણ્યપાપરૂપી કર્મો કર્યાં હોય, તેનો આ દેહમાં ભોગ થયા વિના જ દેહનો નાશ થતાં નાશ થાય છે એમ માનવું પડે.

અકૃતાભ્યાગમ એટલે ન કરેલાં પુણ્યપાપ કર્મનાં સુખદુઃખરૂપી ફળની પ્રાપ્તિ થવી તે. એટલે નવીન ઉત્પન્ન થયેલા દેહે કંઈ

પણ પુણ્યપાપ કરેલું ન હોવા છતાં જન્મકાલથી જ માંડીને સુખ-દુઃખરૂપ ફળની પ્રાપ્તિ થાય તે. નહિ કરેલાં કર્મનાં ફળની પ્રાપ્તિ શાસ્ત્રવિરુદ્ધ છે.

'હું સ્થૂલ છું,' 'હું કૃશ છું,' 'હું મનુષ્ય છું' એ પ્રતીતિમાં 'હું' શબ્દથી આત્માને બદલે દેહમાં જે પ્રતીતિ થાય છે, તે 'રક્ત–સ્ફટિક'ની પેઠે ભ્રાંતિથી જ થાય છે. જેમ 'શ્વેત સ્ફટિક'ની નીચે લાલ પુષ્પ રાખેલું હોય, તેની લાલાશ સ્ફટિકમાં દેખાતાં 'સ્ફટિક લાલ છે' એવી ભ્રાંતિ થાય છે, તેવી રીતે 'સ્થૂલત્વ,' 'કૃશત્વ,' 'મનુષ્યત્વ' વગેરે દેહમાં ભ્રાંતિથી ભાસે છે.

વળી 'મારો દેહ રોગી છે,' 'મારો દેહ નીરોગી છે' વગેરે અનુભવ સર્વને થાય છે. તે અનુભવથી દેહનો દ્રષ્ટા સાક્ષી આત્મા તો દેહથી ભિન્ન જ સિદ્ધ થાય છે. તેમ જ શ્રુતિ, યુક્તિ, અનુભવ વગેરે સર્વ પ્રમાણોથી પણ 'આત્મા સ્થૂલ દેહથી ભિન્ન છે,' એમ સિદ્ધ થાય છે.

## પ્રાણમયકોશ

लिंगे तु राजसैः प्राणैः प्राणः कर्मेन्द्रियैः सह ॥

લિંગદેહમાં રાજસ પ્રાણો અને કર્મેંદ્રિયો મળીને પ્રાણમય-કોશ કહેવાય છે.

અપંચીકૃત પંચમહાભૂતના રજોગુણથી ઉત્પન્ન થયેલા પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાંચ પ્રાણો; અને વાણી, હાથ, પગ, ગુદા અને લિંગ એ પાંચ કર્મેંદ્રિયોનો સમાવેશ પ્રાણ-મયકોશમાં થાય છે. પ્રાણમયકોશના સ્વરૂપ વિષે શ્રી વિદ્યારણ્ય સ્વામી કહે છે:

पूर्णो देहे बलं यच्छन्नक्षाणां य प्रवर्तकः ।
वायुः प्राणमयो नासावात्मा चैतन्यवर्जनात ॥

દેહમાં પૂર્ણ (વ્યાપક) બળને આપનારા ઇંદ્રિયોના પ્રવર્તક

વાયુને પ્રાણમયકોશ કહે છે. તે ચૈતન્યરહિત હોવાથી આત્મા નથી.

પ્રાણના ક્રિયાભેદે કરીને પાંચ જુદાંજુદાં નામ પડેલાં છેઃ

૧. હૃદય જેનું સ્થાન છે તથા ભૂખ–તરસની ઇચ્છારૂપ ક્રિયાવાળો છે તે પ્રાણ કહેવાય છે.

૨. જેનું સ્થાન ગુદા છે તથા મળમૂત્રને નીચે લઈ જવાની જે ક્રિયા કરનાર છે તે અપાન કહેવાય છે.

૩. જે નાભિમાં રહી ખાધેલપીધેલ અન્નજળને પાચન યોગ્ય કરે છે તે સમાન કહેવાય છે,.

૪. કંઠસ્થાનમાં રહી શ્વસનક્રિયા કરનાર ઉદાન કહેવાય છે.

૫. આખા શરીરમાં રહી રસ એકઠા કરવાની ક્રિયા કરનાર વ્યાન કહેવાય છે.

આ પાંચ પ્રાણો ઉપરાંત પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચેના રજોગુણ અંશથી ઉદ્દગાર, નિમેષ, છીંક, બગાસું અને મૃત શરીરને ફુલાવવાની ક્રિયા કરનાર અનુક્રમે નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત ને ધનંજય એ પાંચ ઉપપ્રાણ છે.

શરીરમાં વધારે–ઓછું બળ પ્રાણને લીધે હોય છે. તેમ જ પ્રાણમયકોશને લીધે જ નેત્રમાં રૂપગ્રહણની, શ્રોત્રમાં શબ્દગ્રહણની, ત્વચામાં સ્પર્શગ્રહણની, જિહ્વામાં રસગ્રહણની અને નાસિકામાં ગંધગ્રહણની શક્તિ છે. તેવી જ રીતે પ્રાણમયકોશ વડે જ હાથમાં ગ્રહણ કરવાની, પગમાં ચાલવાની વગેરે પાંચ કર્મેંદ્રિયોમાં પણ પોતપોતાનાં કાર્ય કરવાની શક્તિ રહેલી છે.

પરંતુ પ્રાણ તથા કર્મેંદ્રિયોની રજોગુણથી ઉત્પત્તિ માનેલી છે, જ્યારે આત્મા અજન્મા છે. પ્રાણમયકોશ ક્રિયાશક્તિવાળો છે. આત્મા નિષ્ક્રિય છે. પ્રાણ જે ચેષ્ટા કરે છે, તે આત્માની શક્તિને લીધે કરે છે. આત્મા ચિત્સ્વરૂપ ચેતન છે. પ્રાણવાયુનો વિકાર હોવાથી બાહ્ય વાયુ જેમ આત્મા નથી, તેમ પ્રાણ પણ આત્મા નથી. હું ક્ષુધાપિપાસાવાળો છું, એ અનુભવ 'રક્ત–સ્ફટિક' અનુ-

ભવની પેઠે ભ્રમરૂપ હોવાથી તે અનુભવથી પ્રાણની આત્મરૂપતા સિદ્ધ થતી નથી. શરીરમાંથી 'પ્રાણ નીકળી ગયો' અથવા 'જીવ નીકળી ગયો' એવો જે વ્યવહાર થાય છે, તે પણ આત્માનું પ્રાણમયકોશમાં તાદાત્મ્યાભિમાન થવાથી થાય છે, પરંતુ પ્રાણમયકોશ આત્મા નથી.

## મનોમયકોશ

**सात्त्विकैर्धीन्द्रियैः साकं विमर्शात्मा मनोमयः ।**

સંશયવાળું મન અને જ્ઞાનેંદ્રિયો મળીને મનોમયકોશ કહેવાય છે. વિમર્શાત્મા એટલે પંચમહાભૂતોના સાત્ત્વિક અંશના કાર્યરૂપ સંકલ્પવિકલ્પવાળું મન તથા અપંચીકૃત પંચમહાભૂતોના સત્ત્વગુણથી ઉત્પન્ન થયેલી પાંચ જ્ઞાનેંદ્રિયો શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસના તથા ઘ્રાણેંદ્રિય, એ છ મળીને મનોમયકોશ કહેવાય છે. વળી પંચદશીમાં કહ્યું છે :

**अहंतां ममतां देहे गेहादौ च करोति यः ।**
**कामाद्यवस्थया भ्रान्तो नासावात्मा मनोमयः ॥**

જે દેહમાં 'દેહ જ હું છું' એવી અહંતા તથા સ્ત્રી, પુત્ર, ધન, ગૃહાદિમાં 'મારાં છે' એવી મમતા કરે છે, તથા કામાદિ અવસ્થાએ કરી ભ્રાંત એટલે વિકારી છે, તે મનોમયકોશ છે. તે પણ દેહની પેઠે વિકારી અને ઉત્પત્તિવાળો હોવાથી આત્મા નથી.

## વિજ્ઞાનમયકોશ

**तैरेव साकं विज्ञानमयो धीर्निश्चयात्मिका ।**

પંચમહાભૂતના સત્ત્વગુણથી ઉત્પન્ન થયેલી નિશ્ચયાત્મિકા બુદ્ધિ તથા જ્ઞાનેંદ્રિયો મળીને વિજ્ઞાનમયકોશ કહેવાય છે. વળી કહ્યું છે :

**लीना सुप्तौ वपुर्बोधे व्याप्नुयादानखाग्रगा ।**
**चिच्छायोपेत धीर्नात्मा विज्ञानमयशब्दभाक् ॥**

સુષુપ્તિ અવસ્થામાં લીન થયેલી અને જાગ્રતાવસ્થામાં નખના અગ્ર ભાગ સુધી આખા શરીરમાં વ્યાપીને રહેનારી તથા ચિદની છાયા( આભાસ )વાળી બુદ્ધિ વિજ્ઞાનમયકોશ કહેવાય છે.

આ વિજ્ઞાનમયકોશ આત્મા નથી; કારણકે તેનો સુષુપ્તિ અવસ્થામાં અજ્ઞાનમાં લય થાય છે, પરંતુ આત્મા તો અવિનાશી અને સદા પ્રકાશમાન છે.

મનોમયકોશ તથા વિજ્ઞાનમયકોશ એક જ અંતઃકરણના વિભાગ છે; છતાં મનને અંતરનું કરણ એટલે ઇંદ્રિય કહેવાય છે. તે બાહ્ય વૃત્તિવાળું છે. જ્યારે વિજ્ઞાનાત્મા ( બુદ્ધિ ) કર્તા કહેવાય છે અને તે બાહ્ય વૃત્તિવાળો છે. આમ કરણપણા અને કર્તાપણાના ભેદથી તથા બાહ્યપણા અને આંતરપણાના ભેદથી એક જ અંતઃકરણનાં મનોમય અને વિજ્ઞાનમય એમ ભિન્નભિન્ન નામો છે. સત્ત્વગુણ અને રજોગુણની અવસ્થાઓના ભેદથી લિંગદેહમાં પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય એમ ત્રણ કોશો જુદા જુદા કહ્યા છે. રજોગુણની અવસ્થા પ્રાણમયકોશ કહેવાય છે. સત્ત્વ તથા રજોગુણની મિશ્ર અવસ્થા મનોમય કોશ કહેવાય છે તથા કેવળ સત્ત્વગુણની અવસ્થા વિજ્ઞાનમય કોશ કહેવાય છે.

### આનંદમયકોશ

**कारणे सत्त्वमानन्दमयो मोदादिवृत्तिभिः ।**

કારણ શરીરમાં અવિદ્યામાં સત્ત્વગુણ મોદ ( હર્ષ ) આદિ વૃત્તિઓની સાથે મળીને આનંદમયકોશ કહેવાય છે.

અવિદ્યા, પ્રિય, મોદ અને પ્રમોદ વૃત્તિઓનો આનંદમયકોશમાં સમાવેશ થાય છે. ઇચ્છિત વસ્તુના દર્શનથી જે સુખ થાય, તે પ્રિય કહેવાય છે. ઇચ્છિત વિષયની પ્રાપ્તિથી જે આનંદ થાય તે મોદસુખ અને ભોગવવાથી જે સુખ થાય, તેને પ્રમોદસુખ કહે છે.

વળી કહ્યું છે:

**काचिदन्तर्मुखा वृत्तिरानन्दप्रतिबिंबभाक्।**
**पुण्यभोगे भोगशान्तौ निद्रारूपेण लीयते।**

પુણ્યના ઉપભોગ સમયે કોઈ અંતર્મુખવૃત્તિ આનંદના પ્રતિબિંબને ભોગવનારી થાય છે અને તે જ અંતર્મુખવૃત્તિ ભોગની શાંતિ સમયે નિદ્રારૂપે વિલીન થાય છે તેને આનંદમયકોશ કહે છે.

આ આનંદમયકોશ આત્મા નથી; કારણ કે તેમાં રહેલો આનંદ કોઈ કાળમાં જ એટલે પુણ્યના ઉપભોગ સમયે તેમ જ ગાઢ નિદ્રામાં જ રહે છે. વીજળીના ચમકારા પેઠે તે ક્ષણિક હોઈ, સુખાનુભવમાં સુખદાયી વિષયોનો જ્યાં સુધી સંયોગ હોય ત્યાંસુધી જ રહે છે. તે પદાર્થોનો વિયોગ થતાં નાશ પામે છે. જ્યારે આત્માનંદ નિત્ય હોઈ, સદા એકસરખો જ રહે છે.

આ પ્રમાણે અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશો આત્મજ્ઞાન થવામાં આવરણરૂપ છે. તેઓ પૈકી એકેયના ગુણ આત્મામાં સંભવતા નથી; માટે આત્મા આ બધાયથી જુદો છે, એમ અન્વયવ્યતિરેકથી જાણવું.

પંચદશીમાં કહ્યું છે:

**अन्वयव्यतिरेकाभ्यां पञ्चकोशविवेकतः।**
**स्वात्मानं तत उद्धृत्य परं ब्रह्म प्रपद्यते॥**

અન્વયવ્યતિરેકથી પંચકોશનો વિવેક કરી, તેમાંથી આત્માનો ઉદ્ધાર કરી, (અધિકારી જીવ) પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે.

સર્વમાં અનુવૃત્તિ થવી (સર્વમાં રહેવું) તેનું નામ અન્વય છે અને વ્યાવૃત્તિ થવી (જુદા પડવું) તેનું નામ વ્યતિરેક છે.

આત્મા વ્યાપક હોવાથી જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને સમાધિ એ ચારે અવસ્થામાં તેનું ભાન થાય છે. માટે ચારે અવસ્થામાં આત્માનો અન્વય છે. અન્નમયાદિ કોશ દેશ, કાળ તથા વસ્તુ

એ ત્રિવિધ પરિચ્છેદવાળા હોવાથી ચારે અવસ્થામાં તેમનું ભાન થતું નથી.

સ્થૂલ દેહનું સ્વપ્ન કે સુષુપ્તિ અવસ્થામાં ભાન હોતું નથી. માટે તે અવસ્થાઓમાં તેનો વ્યતિરેક છે અને આત્માનો તો અન્વય હોવાથી તે અન્નમયકોશરૂપ સ્થૂલ દેહથી ભિન્ન છે.

જાગૃત અવસ્થામાં સ્થૂલ દેહ તથા આત્મા-બંનેનું ભાન હોય છે. સ્વપ્નાવસ્થામાં અનુભવેલા સ્વપ્નનું જાગૃત થયા પછી પણ સ્મરણ થતું હોવાથી 'સ્વપ્નમાં આત્મા છે,' એ સિદ્ધ થાય છે. સુષુપ્તિ અવસ્થામાં પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય કોશરૂપ સૂક્ષ્મ શરીરનું ભાન થતું નથી. તેમાં મન, બુદ્ધિ આદિ સર્વનો લય થાય છે, પરંતુ જાગૃત થયા પછી 'હું નિરાંતે સૂતો હતો,' અને 'નિદ્રામાં મને કંઈ ખબર નહોતી' એમ સુષુપ્તિ અવસ્થાના સુખનું અને અજ્ઞાનનું સ્મરણ રહે છે. તેનો અનુભવ કરનારો આત્મા છે. તેનું સાક્ષીરૂપે ભાન સ્ફુરતું હોવાથી સુષુપ્તિ અવસ્થામાં આત્માનો અન્વય તથા પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય કોશનો (લિંગ દેહનો) અભાવ હોવાથી તેમનો વ્યતિરેક છે.

સમાધિમાં પણ આત્માનું સ્ફુરણ હોવાથી તેમાં તેનો અન્વય છે અને સુષુપ્તિમાં ભાસતા અજ્ઞાનનું સ્ફુરણ ન હોવાથી આનંદમયકોશરૂપ કારણ અજ્ઞાનનો તેમાં વ્યતિરેક છે.

આ પ્રમાણે આત્મા અન્નમયાદિ કોશથી ભિન્ન છે. તૈત્તિરિયોપનિષદમાં 'स वा एष पुरुषोऽन्नरसमयः। તે આ પુરુષ અન્નરસમય છે,' ત્યાંથી આરંભીને 'तस्माद्वा एतस्मादन्नरसमयादन्योऽन्तरात्मा प्राणमयः। તેથી તે અન્નરસમયથી પણ અંતરાત્મા પ્રાણમય છે.' 'अन्योऽन्तरात्मा मनोमयः। તેનાથી પણ અંતરાત્મા મનોમય છે.' 'अन्योऽन्तरात्मा विज्ञानमयः। તેનાથી પણ અંતરાત્મા વિજ્ઞાનમય છે.' 'अन्योऽन्तरात्माऽऽनंदमयः। તેનાથી પણ અંતરાત્મા આનંદમય છે.' આ શ્રુતિ કહેલી છે. તેનું તાત્પર્ય અન્નમય, પ્રાણ-

મય, મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય કોશને આત્મા માનવામાં નથી, પરંતુ જિજ્ઞાસુને અનુક્રમે શુદ્ધ આત્મા બતાવવાનું જ છે.

આત્મા કોને માનવો તે સંબંધી આ પ્રમાણે ઘણા મતમતાંતર છે.

વિરોચન મતવાળા સ્થૂલ શરીરને જ આત્મા માની યુક્તિ બતાવે છે કે જેમાં અહંબુદ્ધિ અને વધારે પ્રીતિ હોય, તે જ આત્મા છે. 'હું મનુષ્ય છુ,' 'હું બ્રાહ્મણ છું' વગેરે પ્રીતિમાં 'મનુષ્યત્વ,' 'બ્રાહ્મણત્વ' સ્થૂલ શરીરમાં જ ભાસતું હોવાથી તે સ્થૂલ શરીર જ અહંબુદ્ધિનો વિષય છે. સ્ત્રી, પુત્ર, ધનાદિ સ્થૂલ શરીર સાથે જ સંબંધ ધરાવતાં હોવાથી તેમાં પ્રીતિ હોય છે. જેના નિમિત્તે અન્ય પદાર્થમાં પ્રીતિ થાય, તે સ્થૂલ દેહમાં સૌથી વધારે પ્રીતિ હોવાને લીધે તે (સ્થૂલ દેહ) જ આત્મા છે; માટે તેને જ અનેક પ્રકારનાં ભોજન તથા શૃંગારથી 'પુષ્ટ રાખવું' અને 'શણગારવું' એ પુરુષાર્થ છે; કારણકે તે સિવાય કોઈ અન્ય આત્મા નથી.

કોઈ સ્થૂલ દેહને નહિ, પણ ઇંદ્રિયોને આત્મા માની કહે છે કે 'જેના હોવાથી જીવનવ્યવહાર ચાલુ રહે અને ન હોવાથી જીવનવ્યવહાર અટકી પડે, તે ઇંદ્રિયો જ આત્મા છે.' 'હું જોઉં છું,' 'બોલું છું,' 'સાંભળું છું' વગેરે અહંબુદ્ધિ ઇંદ્રિયોમાં હોવાથી ઇંદ્રિયો જ આત્મા છે.

કેટલાક ઇંદ્રિયને નહિ પણ પ્રાણને જ આત્મા માને છે. તેઓ કહે છેઃ મરણ સમયે જો દેહમાં પ્રાણ હોય, તો 'જીવન છે,' એમ કહેવાય છે અને પ્રાણ ન હોય તો 'મરણ થયું' એમ મનાય છે. ઇંદ્રિયોનો નાશ થવાથી મનુષ્ય જે તે ઇંદ્રિયની ખોડ-વાળો ગણાય છે, એટલે નેત્ર વિના આંધળો, શ્રોત્ર વિના બહેરો વગેરે. પરંતુ પ્રાણ નીકળી જતાં તો દેહ અમંગળ, ભયંકર બનીને પડી જાય છે. વળી જો ઇંદ્રિયોને આત્મા માનવામાં આવે તો 'નેત્રસ્વરૂપ હું દેખું છું,' 'શ્રવણસ્વરૂપ હું સાંભળું છું' એવી

પ્રતીતિ થાય, પરંતુ તેમ ન થતાં 'હું નેત્રવાળો દેખું છું,' 'શ્રોત્રવાળો સાંભળું છું' એવી પ્રતીતિ થતી હોવાથી આત્મા ઇંદ્રિયોથી ભિન્ન છે, એમ સિદ્ધ થાય છે અને તે આત્મા પ્રાણને જ માનવો જોઈએ.

કોઈ પ્રાણને જડ તથા અનાત્મા માની મનને આત્મા માને છે અને કહે છે કે મન જ ઇંદ્રિયજ્ઞાનનો, સર્વવ્યવહારનો તથા બંધમોક્ષનો હેતુ હોવાથી આત્મા છે, તેથી અન્ય આત્મા નથી.

ક્ષણિક વિજ્ઞાનવાદી બૌદ્ધો બુદ્ધિને આત્મા માને છે. તેઓ કહે છે: 'સર્વ પદાર્થ વિજ્ઞાનના જ આકાર છે. તે વિજ્ઞાન પ્રકાશરૂપ છે અને ક્ષણ ક્ષણમાં વિજ્ઞાનની ઉત્પત્તિ ને નાશ થાય છે. પ્રથમ વિજ્ઞાનની સમાન બીજા વિજ્ઞાનની ઉત્પત્તિ થતાં પ્રથમ વિજ્ઞાનનો નાશ થાય છે, તેમ ત્રીજા વિજ્ઞાનની ઉત્પત્તિ અને બીજા વિજ્ઞાનનો નાશ થાય છે, ચોથા વિજ્ઞાનની ઉત્પત્તિ થતાં ત્રીજા વિજ્ઞાનનો નાશ થાય છે. એ રીતે નદીના પ્રવાહની પેઠે વિજ્ઞાનની ધારા ચાલે છે. તે વિજ્ઞાનની ધારા આલયવિજ્ઞાનધારા અને પ્રવૃત્તિવિજ્ઞાનધારા એમ બે પ્રકારની છે. 'अहं' 'अहं' એવું જે જ્ઞાન રહે છે તેને આલયવિજ્ઞાનધારા અને 'આ ઘટ છે,' 'આ પટ છે,' એવા જ્ઞાનને પ્રવૃત્તિવિજ્ઞાનધારા કહે છે. આલયવિજ્ઞાનધારાથી પ્રવૃત્તિવિજ્ઞાનધારાની ઉત્પત્તિ થાય છે. મનનું સ્વરૂપ પ્રવૃત્તિવિજ્ઞાનધારામાં છે. તેથી મન એ આલયવિજ્ઞાનધારારૂપ બુદ્ધિનું કાર્ય છે. તે બુદ્ધિ જ આત્મા છે.' આ પ્રમાણે વિજ્ઞાનવાદી બુદ્ધિને જ ક્ષણિક રૂપ અને સ્વયંપ્રકાશરૂપ માની આત્મા કહે છે.

પૂર્વ મીમાંસાના વાર્તિકકાર ભટ્ટના મતમાં આનંદમયકોશ આત્મા છે. તે કહે છે: વિદ્યુતની પેઠે આત્મા ક્ષણિક સ્વરૂપ નથી, પણ સ્થિર સ્વરૂપ છે. તે જડ તથા ચેતનરૂપ છે. સુષુપ્તિમાંથી જાગેલો પુરુષ 'હું જડ થઈને સૂતો હતો' એમ કહે છે; તેથી આત્મા જડરૂપ છે અને જાગેલાને પોતાની અવસ્થાના જ્ઞાનની

સ્મૃતિ થાય છે. આત્મસ્વરૂપ વિના સુષુપ્તિમાં અન્ય જ્ઞાનનાં સાધન નથી. તેથી સુષુપ્તિમાં સ્મૃતિનો હેતુ જ્ઞાન છે અને તે જ્ઞાન જ આત્માનું સ્વરૂપ છે. આ પ્રમાણે આગિયાની પેઠે આત્મા પ્રકાશ અને અપ્રકાશરૂપ છે. આનંદમયકોશ પણ પ્રકાશ અને અપ્રકાશરૂપ છે; કારણકે સુષુપ્તિમાં ચેતનના આભાસ સહિત અજ્ઞાન એ આનંદમય-કોશ છે. તેમાં આભાસ પ્રકાશરૂપ અને અજ્ઞાન અપ્રકાશરૂપ છે, તેથી આનંદમયકોશ તે જ આત્મા છે.

શૂન્યવાદી માધ્યમિક બૌદ્ધ શૂન્યને જ આત્મા માને છે. તેઓ કહે છે: 'આત્મા નિરંશ છે. તે પ્રકાશ અને અપ્રકાશ એ બે સ્વરૂપે હોઈ શકે નહિ. આત્માને જો પ્રકાશ અને અપ્રકાશ બંને રૂપવાળો કહે તો તેને અંશવાળો કહેવો પડે. જે જે અંશવાળા ઘટાદિક પદાર્થ જોવામાં આવે છે, તે ઉત્પત્તિ–નાશવાળા હોય છે. તેથી આત્માને પણ ઉત્પત્તિ–નાશવાળો માનવો પડશે. જે ઉત્પત્તિ–નાશવાળા પદાર્થો છે, તેની ઉત્પત્તિ પહેલાં અને નાશ પછી સત્તા (અસ્તિત્વ) હોતી નથી; માટે તે પદાર્થો અસત્ કહેવાય છે. જે આદિ ને અંતમાં અસત્ હોય, તે મધ્યમાં પણ અસત્ હોય છે. આમ જગતના બધા પદાર્થો અસત્ છે. તેવી જ રીતે આત્મા પણ પ્રકાશ અને અપ્રકાશરૂપ હોવાથી અંશવાળો છે. તેથી ઉત્પત્તિ–નાશવાળો છે અને અસત્ છે. આમ આત્મા, અનાત્મા સર્વ વસ્તુ અસતરૂપ હોવાથી શૂન્ય જ પરમ તત્ત્વ છે.

વળી તેઓ અજ્ઞાનરૂપ આનંદમયકોશનું પ્રતિપાદન કરતાં અજ્ઞાન ત્રણરૂપે પ્રતીત થાય છે, એમ માને છે:

૧. અદ્વૈતશાસ્ત્રના સંસ્કારરહિત પુરુષો અજ્ઞાન જગતરૂપ પરિણામને પ્રાપ્ત થયેલું માને છે.

૨. અદ્વૈતશાસ્ત્ર જાણનાર વિદ્વાનોને અને તેનું કાર્ય જગત સતઅસતથી વિલક્ષણ અનિર્વચનીયરૂપ પ્રતીત થાય છે.

૩. જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત જીવન્મુક્ત વિદ્વાનને કાર્ય સહિત અજ્ઞાન

તુચ્છરૂપે પ્રતીત થાય છે.

આ તુચ્છ, અસત્ તથા શૂન્ય એ એકસરખા અર્થને કહેનારા શબ્દો છે, એમ કહેનારા શૂન્યવાદીઓ જીવન્મુક્તોને તુચ્છરૂપે અજ્ઞાનની પ્રતીતિ થવામાં જે પરમપુરુષાર્થ છે, તેને જાણ્યા વિના અજ્ઞાનરૂપ આનંદમયકોશની અજ્ઞાનરૂપતા તથા શૂન્યતાને મહત્ત્વ આપી શૂન્યને જ આત્મા માને છે.

પૂર્વ મીમાંસક પ્રભાકર અને નૈયાયિક શૂન્યને નહિ પણ આનંદમયકોશને આત્મા માને છે. તેઓ કહે છે, કે 'શૂન્યનો અનુભવ થતો હોવાથી આત્મા શૂન્યથી વિલક્ષણ છે. તેમાં મનના સંયોગથી જ્ઞાન થાય છે. તે જ્ઞાન ગુણને લીધે આત્મસ્વરૂપે જડ હોવા છતાં ચેતન કહેવાય છે. વિજ્ઞાનમયકોશમાં જે બુદ્ધિ છે તે જ આત્માનો જ્ઞાન ગુણ છે.'

વળી તેઓ માને છે, કે 'આનંદમયકોશમાં ચેતન ગુપ્ત છે. તે વિવેકહીનને પ્રતીત થતું નથી, કારણ સુષુપ્તિમાં જ્ઞાનહીન હોવાથી આત્મા જડ છે, પરંતુ તે ગૂઢ ચેતનવાળો આનંદમયકોશ તે જ આત્મા છે અને બુદ્ધિ તેનો ગુણ છે.'

આ સર્વ મતમતાંતરો જિજ્ઞાસુને ગૂંચવણમાં નાખે તેવા હોવાથી વિવેકી પુરુષોએ તેનો ત્યાગ કરવો તથા શ્રુતિ, યુક્તિ અને અનુભવનું આલંબન કરી આત્મતત્ત્વ પંચકોશથી ભિન્ન છે, એવા નિશ્ચયથી તેને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો.

ભિક્ષા લીધા પછી સ્વામીજીને એક વાગ્યે ગડીમાં જવા તૈયાર થયેલા જોઈને મહારાજા સાહેબે સ્વામીજીને કહ્યું :

ચાલો! હું પણ આપની સાથે આવું છું.

સ્વામીજી : આપને તકલીફ લેવાની શી જરૂર છે?

મહારાજા સાહેબ : મારે રસ્તામાં થોડું કામ છે, કેમકે ગઈકાલે એક ભીલનું મકાન બળી ગયું છે, તે મારે જોવા જવું છે.

તે પછી સ્વામીજી અને મહારાજા સાહેબ મોટરમાં ગડી

તરફ જવા નીકળ્યા.

ભીલના બળેલા મકાન પાસે મહારાજા સાહેબ ગયા, ત્યારે ભીલની માતા ખૂબ રડવા લાગી. તેણે મહારાજા સાહેબને કહ્યું, કે 'અમારું તો સર્વસ્વ બળી ગયું. અન્નવસ્ત્રાદિ અમારી પાસે હવે કંઈજ નથી!'

મહારાજા સાહેબે જાતે તપાસ કરીને વૃદ્ધ ડોસીને આશ્વાસન આપી કહ્યું, કે 'ચિંતા કરશો નહિ, તમારું જે કંઈ બળી ગયુ છે તે બધું તમને મળી રહેશે.'

સ્વામીજી સાથે મહારાજા સાહેબે ત્યાંથી આવીને સ્વામીજીને કહ્યું, કે 'આવાં દુઃખી માણસોનું દુઃખ મારાથી જોઈ શકાતું નથી. મારાથી બને એટલી બધી ફરજો હું બજાવું છું.'

સ્વામી પ્રકાશાનંદઃ એ તો રાજાનો ધર્મ છે. રાજાનો અધિકાર મેળવ્યા પછી જો પ્રજાનું પાલન કરાય તો જ 'રાજા' શબ્દ સાર્થક કહેવાય.

रञ्जिताश्च प्रजा येन तस्माद्राजेति शब्द्यते। પ્રજાને અન્ન, વસ્ત્ર, વિદ્યા અને વિનય આપીને જે પ્રસન્ન કરે તે જ રાજા કહેવાય.

પ્રજા જો રોગથી પીડિત હોય તો રોગને દૂર કરવા માટે ઔષધાલયની સગવડ કરવી અને પ્રજા નીરોગી રહે તેવા બીજા ઉપાયો રચવા. પ્રજાની સારી તંદુરસ્તી રહે એ રાજા અને રાજ્યને માટે હિતકારક છે. તંદુરસ્ત પ્રજા ઉત્સાહી બને છે. ઉત્સાહથી સંપૂર્ણ રાજ્યસમૃદ્ધિની વૃદ્ધિ થાય છે; માટે ગરીબ પ્રજાની તંદુરસ્તી તરફ યોગ્ય લક્ષ્ય રાખવું એ રાજાની મુખ્ય ફરજ છે.

અનાથાલય દ્વારા ગરીબ પ્રજાનું રક્ષણ કરવું. નાનાં ગરીબડાં બાળકો કે વૃદ્ધો જેઓ સર્વદા તજાયેલાં હોય, કોઈ તેમનું સગું હોય નહિ તેમ જ તેમને આશ્વાસન આપનારું પણ હોય નહિ તેવાં બાળકો કે ગરીબોને અનાથાલયમાં રાખીને તેમનું પોષણ

કરવું કે જેથી આગળ જતાં તે બાળકો હમેશાં પોતાની પ્રજા તરીકેની ફરજ યાદ કરે.

ગરીબોને શિયાળામાં પહેરવા પૂરાં કપડાં ન હોવાથી ટાઢમાં હેરાન થતાં હોય, શરીરે કંપતાં હોય અને અસહ્ય ટાઢના ભયંકર પંજામાં સપડાઈ જાય તેવાં દુઃખી ગરીબોને યથાયોગ્ય વસ્ત્રદાન આપવામાં આવે, તો ક્ષત્રિય શબ્દ યથાર્થ કહેવાય.

અન્નક્ષેત્ર કરાવીને તેમાં ગરીબ પ્રજાને અન્નદાન અપાય તો ભૂખથી પીડાતી ગરીબ પ્રજા તેનો લાભ લઈને આશીર્વાદ આપે. આવી રીતે ક્ષત્રિયોનો મુખ્ય ધર્મ છે કે પ્રજાનું પાલન કરવું.

क्षत्रियस्य परो धर्मः प्रजानां परिपालनम् ।
तस्मात्सर्वप्रयत्नेन रक्षयेन्नृपति प्रजाः ॥

પ્રજાનું પાલન કરવું એ ક્ષત્રિયનો શ્રેષ્ઠ ધર્મ છે. માટે સર્વ પ્રયત્નો વડે રાજાએ પ્રજાનું રક્ષણ કરવું.

જે ક્ષત્રિય આ જગતમાં ગરીબોનાં દુઃખો દૂર કરે છે, તે જ સાચો રાજા છે, એટલું નહિ પણ બે ભુજાવાળો પરમેશ્વર છે.

જે રાજા પરમ ધાર્મિક હોય, પોતાની પ્રજાનું પોષણ કરતો હોય, તેમ જ દુષ્ટ લોકોના પંજામાં સપડાયેલી પ્રજાને છોડાવીને અભયદાન દેતો હોય, તેવા રાજાને પ્રજા સાક્ષાત્ બ્રહ્મા તુલ્ય ગણે છે. માટે પ્રજાનું પાલન અને ગરીબોને સહાયતા કરવી એ રાજધર્મ છે.

જે રાજા પોતાની પ્રજાનું મનોરંજન કરે છે તે રાજા શબ્દનો બરાબર ભાવ ધારણ કરે છે. જેમકે લોકોમાં તાપ ફેલાવતો હોય, પૃથ્વીનું જળ શોષી લેતો હોય, પૃથ્વીને અતિશય ગરમ કરતો હોય તો ચંદ્ર ચંદ્ર ન કહેવાય, પણ લોકોને આનંદ આપે છે, પૃથ્વીનું શોષણ કરવાને બદલે શીતળ કરે છે, પોતાનાં કિરણો દ્વારા અત્યંત દુઃખી લોકોને પણ સુખ આપે છે, તેથી ચંદ્રને લોકો ચંદ્ર કહે છે. તેમ રાજા જો પોતાની ગરીબ પ્રજાનું

મનોરંજન કરતો હોય, દયાભાવ રાખતો હોય તો જ તે રાજા કહેવાય છે.

यथा प्रह्लादनाच्चन्द्रः प्रतापात्तपनो यथा ।
तथैव सोऽभूदन्वर्थो राजा प्रकृतिरञ्जनात् ॥

જેમ (લોકોને) આનંદ પમાડનાર ચંદ્ર કહેવાય છે, તપાવનાર સૂર્ય કહેવાય છે, તેમ પ્રજાનું રંજન કરનાર તે જ યથાર્થ રાજા કહેવાય છે.

રાજાએ ચોર વગેરેથી પીડા પામતાં નિરાધાર મનુષ્યોનાં આંસુ લૂછવાં, એટલે કે દુઃખીઓનાં દુઃખો દૂર કરવાં. રાજા ઘણું-ખરું ક્ષત્રિયો જ હોય છે, એટલે (દીનનો) ગરીબોનો ઉદ્ધાર કરવો એ તેમનું મોટું વ્રત હોય છે. ગરીબોનું પોષણ કરનારા પુરુષો કરતાં બીજો કોઈ માણસ ઉત્તમ નથી.

આ શરીર માંસ, હાડકાં તથા મળમૂત્રથી ભરેલું છે, તેથી તે સ્વાભાવિક રીતે મલિન તથા અરુચિ ઉત્પન્ન કરનારું છે; અને છાયાની પેઠે અથવા પાણીના બિંદુની પેઠે એક ક્ષણમાં નાશ પામે છે, તેમ જાણીને રાજાએ નાશવંત શરીર માટે ગરીબ પ્રજાને પીડવી નહિ.

સદાચરણ વડે જો પ્રજાનું રક્ષણ કરવામાં આવે તો પ્રજા રાજાથી કોઈ દિવસ વિરુદ્ધ થતી નથી, પરંતુ રાજાને સંકટના સમયમાં સહાયતા કરે છે. માટે રાજાએ સદાચારસંપન્ન થઈને પ્રજાને સહાયતા આપવી.

રાજા ગરીબને પોષણ આપીને, યોગ્યને માન આપીને અને અનાથનું રક્ષણ કરીને તથા નિરાધારને આશ્રય આપીને બધાંની આજીવિકાનો હેતુ થાય છે, તો જ પ્રજા તેની સેવા કરે છે. પણ જો રાજા તેવું નથી કરતો તો શુષ્ક સરોવરને જેમ પક્ષીઓ તજી દે છે તેમ પ્રજા તેનો ત્યાગ કરે છે.

## પ્રસંગ ૬ઠ્ઠો

એક વખત મહારાજા સાહેબે સ્વામીજીને પત્ર લખ્યો હતો, કે ચિ. લાલુને ઉપવીત સંસ્કાર કરવાનો હોવાથી ગાયત્રીનો ઉપદેશ આપે જ આપવાનો છે, તો આપ જરૂરથી પધારશો. એટલે સ્વામી પ્રકાશાનંદજી વાંસદા પધાર્યા હતા. ગડીમાં એમનો મુકામ હતો. મહારાજા સાહેબ ચિ. લાલજી સાહેબને તેડીને ગડીમાં આવીને બેઠા તથા કુશળ સમાચાર પૂછ્યા. તે પછી સ્વામી પ્રકાશાનંદજીએ ચિ. લાલજી સાહેબને ઉદ્દેશીને કહ્યું: 'હું બે અક્ષર કહું તો તે આચરણમાં મૂકશે ને?'

મહારાજા સાહેબ: આપ એને જ પૂછી લો!

સ્વામી પ્રકાશાનંદ: (ચિ. લાલજી સાહેબને ઉદ્દેશીને) પહેલાં તો તમારે સદાચાર શીખવાનો છે, પછી ધર્મ. મનુ ભગવાન કહે છે:

आचारः प्रथमो धर्मः श्रुत्युक्तः स्मार्त एव च ।
तस्मादस्मिन्सदा युक्तो नित्यं स्यादात्मवान्द्विजः ॥

શ્રુતિ અને સ્મૃતિમાં આચાર બતાવ્યો છે. માટે એ સદાચારમાં સ્થિર રહેનારને પોતાનો હિતેચ્છુ કહી શકાય. ધર્મની રક્ષા સદાચારથી જ થાય છે તે કારણથી આચારને પ્રથમ ધર્મ કહ્યો છે.

ભગવતી શ્રુતિ આજ્ઞા કરે છે:

मातृदेवो भव। માતાને દેવ તરીકે પૂજનાર તું થા.
पितृदेवो भव। પિતાને દેવ તરીકે પૂજનાર તું થા.
आचार्यदेवो भव। ગુરુને દેવ તરીકે પૂજનાર તું થા.

નારદ ભક્તિસૂત્રમાં કહ્યું છે, કે 'त्रयः पुरुषस्य गुरवो भवन्ति। माता पिता आचार्यश्च॥ પુરુષનાં માતા, પિતા અને આચાર્ય એ ત્રણ મોટા ગુરુ છે.' માતા કૌશલ્યા, પિતા દશરથ તથા ગુરુ વસિષ્ઠ આદિ જ્યારે સાથે બેઠા હોય, ત્યારે રામચંદ્રજી પહેલાં કૌશલ્યા માતાને પ્રણામ કરતા. પછી દશરથ રાજાને પ્રણામ કરતા અને તે પછી વસિષ્ઠ ગુરુને પ્રણામ કરતા. આ સદાચાર કહેવાય છે.

તૈત્તિરીય ઉપનિષદમાં કહે છે:

**यान्यवद्यानि कर्माणि तानि सेवितव्यानि नो इतराणि।**
**यान्यस्माकं सुचरितानि त्वयोपास्यानि नो इतराणि॥**

નિંદારહિત જે કર્મો છે તે કરવા યોગ્ય છે, બીજાં નહિ. જે અમારાં શુભ ચારિત્ર છે તે તારે કરવા યોગ્ય છે. તેનાથી ભિન્ન હોય તે કર્મો તારે ન કરવાં. (એમ આચાર્ય શિષ્યને ઉપદેશ કરે છે.)

ભક્તિસૂત્રમાં નારદજી લખે છે:

**अहिंसासत्यशौचदयास्तिक्यादि चारित्र्याणि परिपालनीयानि।**

અહિંસા, સત્ય, શૌચ, દયા, આસ્તિકતા, ચારિત્ર્યાદિનું ચારે તરફથી રક્ષણ કરવું જોઈએ.

## અહિંસાનું સ્વરૂપ

**सर्वेषामेव भूतानामक्लेशजननं हि यत्।**
**अहिंसा कथिता सद्भिर्योगसिद्धिप्रदायिनी॥**

કોઈ પણ પ્રાણીને મન, વચન અને કાયાથી દુઃખ ઉત્પન્ન ન કરવું તેને સત્પુરુષોએ અહિંસા કહી છે.

આ પ્રમાણે નારદજીએ પ્રભુભક્તોને માટે અહિંસા બતાવી છે. પ્રભુભક્તિ કરવાવાળા બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થી અને સંન્યાસી એ પ્રમાણે ચાર આશ્રમીઓ છે. સંસારના સમસ્ત વ્યવહાર મૂકી કેવળ ઈશ્વરપરાયણ થયેલા બધા આશ્રમના વિરક્તો

માટે અહિંસાનું સ્વરૂપ યોગદર્શનમાં મહાવ્રત તરીકે વર્ણવેલું છે.

**एते जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमा महाव्रतम् ।**

(અહિંસા, સત્ય, અસ્તેય, અપરિગ્રહ તથા બ્રહ્મચર્યને યમ કહે છે.) આ સર્વ જાતિ, દેશકાળ કે સમય પરત્વે પણ (સર્વ અવસ્થામાં) સ્થિર રહે તો તે મહાવ્રત કહેવાય છે.

બ્રાહ્મણત્વ વગેરે જાતિ તથા તીર્થ વગેરે દેશ તથા ચતુર્દશી આદિ કાળ અને બ્રાહ્મણ પ્રયોજનાદિ (પ્રસંગ) આ ચાર પ્રકારના પરિચ્છેદરહિત, ચિત્તની વિક્ષિપ્તાદિ સર્વ અવસ્થામાં હોનાર આ યમનિયમાદિ મહાવ્રત કહેવાય છે; અર્થાત્ 'બ્રાહ્મણને નહિ મારું' એ નિયમનો ભાવ પ્રયોજન અનુસાર બીજાને મારીશ એવો થાય છે. આ જાતિ પરિચ્છેદવાળો નિયમ કહેવાય છે અને 'તીર્થમાં નહિ મારું' એવા નિયમનો ભાવ તીર્થને છોડી બીજા સ્થાનમાં પ્રયોજન અનુસાર હિંસા કરીશ એવો થાય છે. આ દેશ પરિચ્છેદવાળો નિયમ કહેવાય છે. 'ચતુર્દશીને દિવસે હિંસા નહિ કરું,' એટલે ચતુર્દશી સિવાયના દિવસોમાં પ્રયોજન અનુસાર હિંસા કરીશ એમ થાય. આ કાળ પરિચ્છેદવાળો નિયમ કહેવાય છે અને બ્રાહ્મણ પ્રયોજનાદિક વિના હિંસા નહિ કરું એવા નિયમનો ભાવ બ્રાહ્મણ પ્રયોજનાદિક માટે હિંસા કરીશ એવો થાય છે.

આ ચારે પ્રકારના પરિચ્છેદથી રહિત એટલે કોઈ પણ જાતની, કોઈ પણ દેશમાં, કોઈ પણ કાળમાં, કોઈ પણ સમયે હું હિંસા નહિ કરું એવો જે નિયમ તે મહાવ્રત કહેવાય છે.

## હિંસાનાં લક્ષણ

ભક્તિ કરવા છતાં જે ગૃહસ્થાશ્રમીઓ વ્યવહારમાં રચ્યા-પચ્યા રહે છે તેમને માટે આવી જાતની અહિંસાનું પાલન કઠણ છે. અપરાધીને દંડ દેવો અને સજ્જનનો સત્કાર કરવો એ ધર્મ-નીતિનું તત્ત્વ હોવાથી રાજા તથા રાજકીય પુરુષોએ પણ પ્રજાહિત

માટે હંમેશાં દંડ દેવો પડે છે. અન્ય સંસારી લોકોને પણ સમયાનુસાર દંડની આવશ્યકતા પડે છે. માટે શાસ્ત્રકારે સંસારી લોકોને દંડ દેવા બાબત સંકેત કર્યો છે.

**नखिनां दंष्ट्रिणां चैव शृङ्गिणामाततायिनाम् ।**
**हस्त्यश्वानां तथान्येषां वधे हन्ता न दोषभाक् ॥**

નખ વડે તથા દાઢથી તથા શિંગડાથી મનુષ્યને મારનાર વાઘ, રીંછ આદિ તથા અત્યંત તોફાની, તથા ગાંડા થયેલા હાથી, ઘોડા તથા મનુષ્ય આદિ પ્રાણીનો તથા આતતાયી મનુષ્યનો પણ વધ કરવાથી વધ કરનાર રાજા વગેરે દોષના ભાગી થતા નથી. બાકી કોઈ પણ પ્રાણીને વ્યર્થ સ્વાર્થને માટે મારવું તે યોગ્ય નથી.

કોઈ ઘરને અથવા જંગલમાં પશુને ખાવાને ઉપયોગી અથવા ખેતરમાંનું અગર તો ઘાસમાં સંગ્રહ કરીને રાખેલું ઘાસ, અન્ન વગેરેને અગ્નિ લગાડનારા, કોઈને મારવા માટે ઝેર દેનારા, કોઈને મારવા માટે હાથમાં હથિયાર લઈને ધનનું હરણ કરનારા, અન્યાયથી કોઈ ખેતર પચાવી પાડનારા તથા સ્ત્રીનું હરણ કરનારા, એ છ આતતાયી કહેવાય છે. આ શ્લોકમાં કહેલા પ્રાણી આદિનો વધ કેવળ લોકોની રક્ષા માટે છે. માટે ધર્મનું તત્ત્વ સમજ્યા વગર માત્ર કીડી-મંકોડીની રક્ષા કરવાથી અહિંસાનું પાલન થતું નથી. ગાયની પાછળ પડેલા વાઘનો વધ કરી ગાયને બચાવવી એ જ ખરો ધર્મ છે. પણ હિંસાના ખોટા ડરથી ગાયને વાઘના મુખમાંથી ન છોડાવવી તે ધર્મ નથી, એટલું જ નહિ, પણ તેમ કરનાર દોષભાગી થાય છે. ચોર, ડાકુ વગેરે દુરાચારી માણસને દંડ દેવો તે પ્રજારક્ષણ માટે હોઈ ધર્મરૂપ છે. દંડનો ભય ન હોય તો કોઈ પણ મનુષ્ય નીતિથી ચાલે નહિ. અપરાધી ન હોય તેને દંડ દેવો, કોઈનું મનથી બૂરું ઇચ્છવું અને કઠોર વાણીથી કોઈને પીડવું એ બધાં હિંસાનાં લક્ષણો છે. પોતાનું હિત ઇચ્છનારે ધર્મની આ આજ્ઞાઓ તજવા યોગ્ય નથી.

## સત્ય

यस्त्वदुष्टेन्द्रियैर्दृष्टं श्रुतं वेदविदां वर।
तस्यैवोक्तिर्भवेद्विप्र सत्यता नान्यथा भवेत् ॥

હે વેદને જાણવામાં શ્રેષ્ઠ ! દોષરહિત ઇંદ્રિયોથી જોયેલું હોય કે સાંભળેલુ હોય તે કહેવું તે સત્ય કહેવાય છે. સત્યનો બીજો પ્રકાર નથી.

કોઈએ કોઈનું ખૂન કર્યું હોય અને તે બાબતમાં આપણે સાક્ષી આપવાનો વખત આવે તો જો આપણે તે દૃશ્ય નજરે જોયુ હોય અને તે માણસે ખૂન કર્યું છે તેમ સાક્ષી આપીએ તો તે જગ્યાએ તે સત્ય બરોબર છે. પરંતુ આપણા સત્યથી જો કોઈ નિરપરાધી માર્યો જતો હોય તો તે સત્ય પણ અસત્યરૂપ છે, કેમકે શાસ્ત્રમાં કહ્યું છે:

उक्तेऽनृते भवेद् यत्र प्राणिनां प्राणरक्षणम् ।
अनृतं तत्र सत्यं स्यात् सत्यमप्यनृतं भवेत् ॥

ખોટું બોલવાથી જો પ્રાણીના જીવનનું રક્ષણ થતું હોય તો તે પ્રસંગમાં અસત્ય સત્ય થાય છે તેમ જ સત્ય પણ અસત્ય થાય છે.

આ ઉપર એક દૃષ્ટાંત છે: એક કસાઈ એક ગાયની પાછળ દોડતો હતો. ગાય અને કસાઈ દોડતાં હતાં તે રસ્તાની આગળ જતાં બે ફાંટા પડતા હતા. કસાઈ જરા પાછળ રહી ગયો. એટલે ગાય કઈ બાજુ ગઈ તે તેને ખબર પડી નહિ. જ્યાં આગળ રસ્તાના બે ફાંટા પડતા હતા, ત્યાં એક સાધુ ઝાડની નીચે બેઠો હતો. કસાઈએ સાધુને પૂછ્યું, 'એ મહારાજ, અહીથી હમણાં એક ગાય ગઈ તે કઈ બાજુ ગઈ?' સાધુએ કહ્યું, કે 'દેખનેવાલા બોલતા નહિ ઔર બોલનેવાલાને દેખા નહિ હૈ, ઔર દોનોકો મિલાનેવાલા ગુરુચરણમેં બેઠા હૈ.' કસાઈને લાગ્યું કે

આ કોઈ ગાંડો છે. એમ કરી ત્યાંથી ચાલ્યો ગયો. સાધુએ તો સત્ય જ કહ્યું હતું, કે 'દેખનેવાલા બોલતા નહિ હૈ' એટલે આંખ કે જેણે જોયું છે તે બોલી નથી શકતી અને 'બોલનેવાલાને દેખા નહિ હૈ' એટલે જીભ કે જે બોલે છે તેણે જોયું નથી અને 'દોનોંકો મિલાનેવાલા ગુરુકે ચરણુમેં બેઠા હૈ' એટલે બુદ્ધિ કે જે નેત્ર વડે જુએ છે અને જીભ વડે બોલે છે તે તો ગુરુના ચરણમાં છે. પણ કસાઈ તે સમજી શક્યો નહિ અને તેને ગાંડો માની ચાલ્યો ગયો. ગાયના જીવની રક્ષા માટે સાધુ આ પ્રમાણે બોલ્યો.

આ ઉપર એક બીજું દૃષ્ટાંત છે: દુર્યોધન ગદાના ઘાવથી મૃત્યુશય્યા ઊપર પડ્યો હતો, પણ તે બહુ અકળાતો હતો અને તેનો જીવ જતો ન હતો. ત્યારે અશ્વત્થામાએ કહ્યું: 'હે દુર્યોધન! તમારો જીવ કેમ જતો નથી?' ત્યારે દુર્યોધને કહ્યું: 'મારી પાસે જો કોઈ પાંડવોનાં મસ્તક લઈ આવે તો મારો જીવ જાય.' એટલે અશ્વત્થામાએ કહ્યું: 'બની શકશે તો લાવીશ.' કૃષ્ણ પરમાત્માને ખબર પડી કે અશ્વત્થામા પાંડવોનાં મસ્તક લેવા આવે છે, એટલે પાંડવોને બચાવવા તેમણે યુક્તિ કરી. તેઓ પાંડવોને દુર્વાસા મુનિ પાસે આશ્રમમાં લઈ જઈને મુનિને કહ્યું: 'અશ્વત્થામા આમને મારવા આવે છે; માટે આ લોકોનું રક્ષણ કરવું જોઈએ.' દુર્વાસા મુનિએ કહ્યુ: 'કેવી રીતે થાય? હું અસત્ય તો બોલું નહિ એટલે અશ્વત્થામાને પાંડવો વિષે પૂછે તો મારે 'હા' જ કહેવી પડે. પરમાત્માએ કહ્યું, 'હું આપને યુક્તિ દેખાડું.' એમ કહી એક મોટો ખાડો ખોદાવ્યો અને તેમાં પાંડવોને સંતાડ્યા અને પછી, તેના ઉપર પાટિયાં રખાવ્યાં અને તેના ઉપર દુર્વાસા મુનિને બેસાડ્યા. એટલામાં અશ્વત્થામા ફરતા ફરતા દુર્વાસા મુનિ પાસે આવ્યા અને પૂછ્યુ' 'હે મહારાજ, આપે પાંડવોને જોયા છે?' દુર્વાસા મુનિએ તો કૃષ્ણ પરમાત્માના શીખવ્યા પ્રમાણે એકદમ અતિ ક્રોધાવેશમાં આવી જઈ પોતાના આસનની નીચે આંગળી બતાવી બીભત્સ

ચન્દ્ર બોલી કહ્યું : ' નીચે બેઠા છે. ' ત્યારે અશ્વત્થામાએ કહ્યું : ' મહારાજ હું તો સ્વાભાવિક આપને પૂછતો હતો તેમાં આટલો બધો ક્રોધ કેમ કરો છો ? ' એમ કહી ત્યાંથી ચાલ્યા ગયા. માટે કોઈ વાર અસત્ય પણ બોલવું પડે અને કોઈ વાર યુક્તિ પણ કરવી પડે છે, તોપણ તેને મિથ્યા વચનનો દોષ લાગતો નથી.

કોઈ મનુષ્ય પોતાના કાર્યની સિદ્ધિ માટે કોઈને, ધન આપી તેની પાસે મિથ્યા ભાષણ કરાવવા ચાહે તોપણ તે મનુષ્ય ધનના લોભથી બીજા પૂછે ત્યારે વાત છુપાવે નહિ પણ યથાર્થ વાત જણાવી દે તે જ સત્યનું લક્ષણ છે. જે મનુષ્ય મિથ્યા ભાષણ કરે છે તેને પુણ્યકર્મ કરતાં છતાં યોગ્ય ફળ મળતું નથી. યોગદર્શનમાં કહ્યું છે :

सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ॥

સત્યને વળગી રહેનારને સંપૂર્ણ પુણ્યકર્મનું ફળ—સ્વર્ગાદિ અવશ્ય મળે છે અને સત્યવક્તાની વાણી મિથ્યા હોતી નથી. તેથી તેના વચનથી બીજાને પણ સ્વર્ગાદિકની પ્રાપ્તિ થાય છે. ભગવાન પતંજલિ ઋષિ પણ સંપૂર્ણ સત્કર્મનું ફળ સત્ય ભાષણ કરનારને જ મળે છે એમ કહે છે.

## શૌચનું સ્વરૂપ

### शौचम्

शौचं तु द्विविधं प्रोक्तं बाह्यमाभ्यन्तरं तथा।
मृज्जलाभ्यां स्मृतं बाह्यं मनश्शुद्धिस्तथान्तरम् ॥

શૌચ બે પ્રકારનાં કહ્યાં છે : બાહ્ય અને આભ્યંતર. માટી અને જળથી જે શૌચ થાય તે બાહ્ય શૌચ અને મનઃશુદ્ધિ એ આભ્યંતર શૌચ છે.

આભ્યંતર સંબંધમાં યોગસૂત્રમાં કહ્યું છે :

मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम् ॥

સુખી પ્રાણી સાથે મૈત્રી, દુઃખી પ્રાણી પર દયા, પુણ્યવાનથી હર્ષ અને પાપીની ઉપેક્ષા કરવાથી ચિત્તશુદ્ધિ થાય છે.

સુખને પ્રાપ્ત થયેલાં તમામ પ્રાણીઓમાં, 'આ મારા બધા મિત્રો સુખી છે એ બહુ સારું છે' એવી ભાવના કરવી, પણ ઈર્ષ્યા કરવી નહિ. દુઃખને પ્રાપ્ત થયેલાં તમામ પ્રાણીઓમાં. 'આ બધાનાં દુઃખની નિવૃત્તિ કેમ થાય,' એવી કૃપા પ્રકટ કરવી, ઉપેક્ષા અથવા હર્ષ કરવો નહિ. પુણ્યશાળી પુરુષોના પુણ્યમાં સંમતિ આપીને હર્ષ કરવો, ઉદ્વેગ કે ઉપેક્ષા કરવી નહિ અને પાપાચરણ કરનારાઓમાં ઉદાસીનપણું લાવવું, તેમાં સંમતિ ન આપવી તેમ દ્વેષ પણ ન કરવો.

૧. મૈત્રી ભાવનાથી રાગ, અસૂયા, ઈર્ષ્યા વગેરે દૂર થાય છે.

૨. કરુણા ભાવનાથી દ્વેષ તથા ગર્વ પણ દૂર થાય છે.

૩. મુદિતા ભાવનાથી પુણ્ય ન કરવાના કારણથી થયેલો પશ્ચાત્તાપ દૂર થાય છે.

૪. ઉપેક્ષા ભાવનાથી આગળ કરેલા પાપાચરણના નિમિત્તથી થયેલો પશ્ચાત્તાપ દૂર થાય છે.

ઘણું કરીને સંસારમાં મનુષ્યનું અંતઃકરણ રાગ, દ્વેષ, નહીં મેળવેલાં પુણ્ય અને કરેલાં પાપ એટલાથી મલિન થઈ રહ્યું છે. જે સુખમાં મોહ થાય છે, તે સુખના અનુભવ પછી રજોગુણના પરિણામરૂપ 'આવા પ્રકારનાં સુખ મને હમેશાં મળો,' એવા પ્રકારની બુદ્ધિવૃત્તિ રાગ કહેવાય છે. એ મનોરથ દૃષ્ટ–અદૃષ્ટ સામગ્રી વિના થઈ શકતો નથી, તેથી તે રાગ હમેશાં ચિત્તને મલિન કરે છે. પણ જ્યારે બધા પુરુષોમાં 'આ સુખી જનો બધા મારા મિત્રો છે,' એવી ભાવના કરે છે, ત્યારે તેઓનું સુખ પોતાનું જ થઈ જાય છે. જેમ પોતાનું રાજ્ય મટી જાય, તોપણ પુત્રનું રાજ્ય હોય તો તે પોતાનું જ થાય છે, કારણકે તેમાં વ્યવહારી જનોની એવી ભાવના સિદ્ધ છે, કે પુત્રનું રાજ્ય પોતાનું જ છે. એ

રાજ્યમાં (પોતાનું જ છે) એવી ભાવના સિદ્ધ હોવાથી એમાં રાગ થતો નથી. તેમ પુત્ર રાજ્ય કરતો હોવાથી પુત્રમાં અસૂયા કે ઈર્ષ્યા થતી નથી. તેમ જો મનુષ્ય બીજા મનુષ્યોમાં પણ 'મારાં છે,' એવી ભાવના કરે તો તેવાં સુખ મેળવવામાં રાગ પણ ન રહે અને સુખ ભોગવનારાઓમાં ઈર્ષ્યા તથા અસૂયા પણ ન થાય. બીજાઓના ગુણોમાં દોષોનો આરોપ કરવો તેનું નામ અસૂયા અને બીજાના ગુણો સહન ન થાય એનું નામ ઈર્ષ્યા. એ પ્રમાણે મૈત્રીભાવનાથી રાગ, ઈર્ષ્યા, અસૂયા વગેરે નિવૃત્ત થવાથી વર્ષાઋતુ ગયા બાદ જેમ જળ નિર્મળ થાય છે તેમ ચિત્ત નિર્મળ થાય છે.

દુઃખનું દર્શન થવાથી તેમાં દ્વેષ થાય છે અને તમોગુણથી યુક્ત રજોગુણના પરિણામવિશેષ એક પ્રકારની બુદ્ધિની વૃત્તિરૂપ 'દુઃખ મને ન થાય,' એ દ્વેષનો આકાર છે, પણ તે દ્વેષનું કારણભૂત દુઃખ, સંસારમાં શત્રુ–વ્યાઘ્રાદિક અસંખ્ય હોવાથી દૂર થઈ શકતું નથી. એટલા માટે એ દ્વેષ મનુષ્યના હૃદયને હમેશાં બાળ્યા કરે છે, પણ 'પોતાની પેઠે બીજા કોઈને પણ દુઃખ ન થાઓ,' એમ દુઃખી પ્રાણીઓ ઉપર કરુણાની ભાવના કરે છે, ત્યારે વેરી વગેરેમાંથી દ્વેષ દૂર થવાથી ચિત્ત પ્રસન્ન થાય છે. તેમ કરુણા ભાવનાથી 'હું સુખી છું,' એવા પ્રકારનો ગર્વ પણ થતો નથી. મનુષ્ય સ્વભાવથી પુણ્યના અનુષ્ઠાન વગરનો અને પાપના અનુષ્ઠાનવાળો જ હોય છે. એથી કરીને બીજાઓને સુખી થતા જોઈને મનુષ્યને પશ્ચાત્તાપ થાય છે, કે મેં આવાં સુખને આપનાર પુણ્યકર્મ કેમ ન કર્યાં અથવા દુઃખ ભોગવવા વખતે એમ પશ્ચાત્તાપ થાય છે, કે આ દુઃખનું સાધન ક્યાંથી પ્રાપ્ત કર્યું ? પણ જો પુણ્યશાળી પુરુષોમાં મુદિતાની ભાવના કરે તો તે પુરુષ પુણ્યકર્મની વાસનાવાળો થઈ સ્વયં અશુક્લાકૃષ્ણ નામના યોગીના પુણ્યમાં અથવા જ્ઞાનના પુણ્યમાં પ્રવૃત્ત થાય છે અને તેવા અશુક્લાકૃષ્ણ નામના ઉત્તમ પુણ્યમાં પ્રવૃત્ત થવાથી એને પુણ્ય ન કરવાના નિમિત્તે

થતો પશ્ચાત્તાપ કરવાનો વખત રહેતો નથી.

તેમ જ પાપાચરણ કરનારા મનુષ્યોમાં ઉપેક્ષાની ભાવના કરવાથી એટલે ઔદાસીન્ય ભાવના કરવાથી પોતાની પણ પાપાચરણમાં ઉદાસીન વાસના સિદ્ધ થાય છે. એથી પોતાની પાપમાંથી નિવૃત્તિ થવાથી પાપકર્મ કરવાના નિમિત્તે થતો પશ્ચાત્તાપ એને ભોગવવો પડતો નથી. આ પ્રમાણે મૈત્રી ભાવનાથી અંતઃકરણમાં રાગદ્વેષ નિવૃત્ત થઈને ચિત્ત નિર્મળ થાય છે. શંકા થાય છે, કે—

### બાહ્યશૌચ ને અંતઃશૌચ કરવાનું ફળ શું?

યોગસૂત્રમાં કહે છે:

शौचात्स्वाङ्गजुगुप्सा परैरसंसर्गः । બાહ્યશૌચથી પોતાના શરીરમાં તિરસ્કાર થાય છે ને બીજાં (સ્ત્રીપુત્રાદિક)ના સંસર્ગથી રહિત થઈ જાય છે. એટલે, જળ, માટી, સાબુ વગેરેથી દરરોજ કેટલી યે વાર શરીર સાફ કરવા નાહતા-ધોતા હો એવી રીતે પચાસ પચાસ કે સાઠ સાઠ વરસ સુધી શૌચ કર્યા કરતા હો અને દુર્ગંધ દૂર કરવા માટે રોજ તેલ, અત્તર વગેરે લગાડતા હો—તોપણ દેહમાંથી દુર્ગંધ દૂર થતી નથી, તેનો અનુભવ કરવાથી શરીર પર વિવેકપૂર્વક તિરસ્કાર થાય છે, એટલે 'શરીર મળમૂત્ર ભરેલું નિંદવાયોગ્ય મહા મલિનમાં મલિન છે.' એવો તેના પર તિરસ્કાર આવે છે. જ્યારે પોતાના શરીર પર તિરસ્કાર આવે, ત્યારે સ્ત્રીપુત્રાદિકની સાથે સંસર્ગ રાખવામાં પણ વૈરાગ્ય આવી જાય છે, તેથી તેઓના સંસર્ગથી રહિત થઈ જવાય છે. આ બાહ્યશૌચનું ફળ છે.

અંતઃશૌચના ફળ સંબંધી યોગસૂત્રમાં કહે છે:

सत्त्वशुद्धिसौमनस्यैकाग्र्येंद्रियजयात्मदर्शनयोग्यत्वानि च। અંતઃશૌચથી સત્ત્વશુદ્ધિ, મનની પ્રસન્નતા, ચિત્તની સ્થિરતા, ઇંદ્રિયોનો જય તથા આત્મદર્શનની યોગ્યતા થાય છે. 'સુખ અને ધર્મવાળા સત્ત્વગુણનો રજોગુણ તમોગુણથી પરાભવ ન

તે સત્ત્વશુદ્ધિ છે. સત્ત્વશુદ્ધિ થયા પછી સૌમનસ્ય થાય છે, એટલે કે દુઃખનો અનુભવ નહિ થતાં ચિત્તની પ્રસન્નતા રહે છે. સૌમનસ્ય થવાથી ચિત્તની એકાગ્રતા થાય છે. ચિત્તની એકાગ્રતાથી ઇંદ્રિયો પર જય મેળવાય છે અને ઇંદ્રિયોને જીતવાથી આત્મદર્શનની યોગ્યતા પ્રાપ્ત થાય છે. આ બધું આંતરશૌચનું ફળ છે.

વર્તમાનકાળમાં આંતરશૌચ તો તદ્દન લોપ થઈ ગયેલું છે. થોડાંઘણાં બાહ્યશૌચ છે. એટલે કે 'આ અપવિત્ર દેહ ઉપર તિરસ્કાર કરવાને બદલે અમે પવિત્ર છીએ,' એમ માનીએ છીએ. ભાગવતમાં કલિયુગના પ્રસંગમાં કહેલું છે, કે स्नानमेव प्रसादनम् । 'કલિયુગમાં ફક્ત બાહ્ય સ્નાન કરવું' એ જ પવિત્રતા મનાશે.

## દયાનાં લક્ષણ

आत्मवत्सर्वभूतेषु कायेन मनसा गिरा ।
अनुकंपा दया सैव प्रोक्ता वेदान्तवादिभिः ॥

મન, વાણી અને શરીરથી સર્વ પ્રાણીઓ તરફ પોતાની માફક અનુકંપા રાખવી તેને જ વેદાંતવાદીઓએ દયા કહેલી છે.

વળી પોતાને અનુકૂળ કુટુંબીજનો, મિત્રો કે અન્ય વ્યક્તિઓ પર જ દયા રાખવામાં દયાની સમાપ્તિ થતી નથી, પરંતુ પ્રતિકૂળ અને વિલક્ષણ સ્વભાવની વ્યક્તિઓ પ્રત્યે પણ દયા રાખવામાં જ તેની પરિપૂર્ણતા છે. આ સંબંધી કહ્યું છે:

परे वा बन्धुवर्गे वा मित्रे द्वेष्टरि वा सदा ।
आपन्ने रक्षितव्यं तु दयैषा परिकीर्तिता ॥

બંધુવર્ગમાં કે પારકામાં, મિત્રમાં કે શત્રુમાં પણ હમેશાં દયા રાખી તેઓનું મુશ્કેલીના વખતમાં રક્ષણ કરવું તે જ દયા કહેવાય છે.

જે આપણી સાથે મિત્રતા રાખી અનુકૂળ થાય તેની સેવા કરવી તેમાં નવાઈ નથી. પણ જે આપણા પર શત્રુતા રાખે

તોપણ મુશ્કેલીના પ્રસંગે તેનું શત્રુતાભર્યું વલણ ભૂલી જવું તથા ‘एको देवस्सर्वभूतेषु गूढः। એક જ પરમાત્મા પ્રાણીમાત્રમાં છુપાયેલો છે,’ એ શ્રુતિવાક્ય યાદ કરી તન, મન ને ધનથી તેની મુશ્કેલી દૂર કરવા પ્રયત્ન કરવો તેમાં જ દયાની પરાકાષ્ઠા અને સત્સંગ તથા શાસ્ત્ર વગેરેના વિચારની સફળતા છે.

મનુષ્યો માટે આવી જીવદયા એ પરમ કર્તવ્ય છે, તેથી જ શાસ્ત્રમાં પણ તેને શ્રેષ્ઠ ધર્મ તરીકે વર્ણવે છે:

धर्मो जीवदयातुल्यो न कोऽपि जगतीतले।
तस्मात्सर्वप्रयत्नेन कार्या जीवदया नृभिः॥

આ જગતમાં જીવદયા સમાન બીજો કોઈ ધર્મ નથી, માટે દરેક પ્રકારે જીવદયા રાખવી એ મનુષ્યનું કર્તવ્ય છે.

આ સંબંધમાં શ્રીમદ્ ભાગવતમાં ભરતરાજાના વંશજ રંતિદેવની કથા છે: રંતિદેવના વખતમાં મોટો દુષ્કાળ પડવાથી તેમણે પોતાનું સર્વસ્વ પ્રજાને વહેંચી દીધું હતું. પછી પણ જે મળતું તે પોતે ભૂખ્યા છતાં યાચકોને આપી દેતા. આવી રીતે એમના અડતાલીસ દિવસ અન્નપાણી વિના ગયા અને તે પછી અન્નજળ વગેરે મળ્યું. હવે તે જમવાની તૈયારી કરતા હતા તેટલામાં એક બ્રાહ્મણ અતિથિ થઈને આવ્યો. સર્વમાં ભગવાનને જોનારા આ રાજાએ શ્રદ્ધાથી આનંદપૂર્વક તે બ્રાહ્મણને જમાડ્યો. એ જમીને જતાં બાકી રહેલું અન્ન રાજા જમવાની તૈયારીમાં હતા તેટલામાં એક શૂદ્ર આવી ચડતાં, ભગવાનનું સ્મરણ કરીને તેને પણ પોતાના અન્નમાંથી થોડો ભાગ આપ્યો. શૂદ્ર ગયા પછી કૂતરાઓથી વીંટાયેલો એક બીજો અતિથિ આવ્યો અને તેણે કહ્યું: ‘હે રાજા! હું અને આ કૂતરા ભૂખ્યા છીએ, માટે અમને ખાવાનું આપો.’ ઉદાર મનવાળા તેમણે જે અન્ન રહ્યું હતું તે પણ ઘણા માનથી આપી દઈને તેના માલિકને પ્રણામ કર્યા. પછી એક જ

પૂરું થાય એટલું પાણી બાકી રહ્યું હતું, તે પીવાની તૈયારી કરતા હતા એટલામાં એક ચંડાળે આવીને કહ્યું, કે 'હું નીચ છું, મને પાણી પીવા આપો.' તે સાંભળી ધર્માત્મા રાજા અમૃત સરખું વચન બોલ્યા:

न कामयेऽहं गतिमीश्वरात्परामष्टर्द्धियुक्तामपुनर्भवं वा।
आर्तिं प्रपद्येऽखिलदेहभाजामन्तःस्थितो येन भवन्त्यदुःखाः॥

'હું ઈશ્વર પાસેથી આઠ સિદ્ધિઓવાળું ઐશ્વર્ય કે મોક્ષ પણ માગતો નથી, પરતુ સર્વ પ્રાણીઓની અંદર રહીને સર્વની પીડાને હું ભોગવું, જેથી તેઓ દુઃખરહિત થાય; એટલું જ હું માગું છું.' એમ બોલીને દયાળુ સ્વભાવના એ ધીર રાજાએ પોતે તરસથી પીડાવા છતાં પણ પાણી ચંડાળને આપ્યું. આથી રતિદેવ પર પરમેશ્વર પ્રસન્ન થયા અને તેમને છેવટે મોક્ષપદ આપ્યું.

## આસ્તિકતા

'પરમાત્માનું અસ્તિત્વ, વેદ વગેરે ઈશ્વરપ્રણીત છે. સ્વર્ગ, નરક, બંધ, મોક્ષ તથા પુનર્જન્મ વગેરે વેદમાં જે લખેલું છે તે સાચું છે.' એમ માનવું તેને આસ્તિકતા કહે છે.

આજકાલ કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓનો ઘણો ભાગ નાસ્તિક હોય છે. 'પરમાત્માનું અસ્તિત્વ,' 'વેદ ઈશ્વરપ્રણીત છે,' 'પુનર્જન્મ વગેરે સત્ય છે,' એ બાબતમાં તેઓ માનતા નથી. વિજ્ઞાનથી આ બધું પુરવાર થતું નથી એમ તેઓ દલીલ કરે છે અને તેથી તેઓમાં આસ્તિક બુદ્ધિનો અભાવ છે.

આસ્તિકતાના અભાવે તેઓમાં અહિંસા, સત્ય, શૌચાદિ ગુણો પણ હોતા નથી; કારણકે હિંસાદિ દુષ્કર્મનો બદલો મળશે એમ તેઓ માનતા નથી. માટે તમારે આસ્તિક બુદ્ધિ રાખતાં શીખવું જોઈએ. આસ્તિકતા એ સદાચારનું મુખ્ય લક્ષણ છે.

आस्तिक्यम्—આસ્તિકતા: 'પરમાત્મા સત્ય છે અને સ્વર્ગ,

નરક, બંધ, મોક્ષ એ બધું સત્ય છે, તથા વેદ ઈશ્વરકૃત છે,' એવી બુદ્ધિ હોવી તેને આસ્તિકતા કહે છે. જેમનામાં એ પ્રકારની આસ્તિક બુદ્ધિ હોય છે અને જે કર્મ–ઉપાસના કરે છે તેને જ પરમાત્માની સ્ફુરણા થાય છે. આ સંબંધમાં શ્રુતિ કહે છે:

> नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा ।
> अस्तीति ब्रुवतोऽन्यत्र कथं तदुपलभ्यते ॥

આત્મતત્ત્વ વાણીથી, મનથી કે ચક્ષુઇંદ્રિયથી પ્રાપ્ત કરવું શક્ય નથી. 'આત્મતત્ત્વ છે' એવું કહેનાર આસ્તિક સિવાય બીજા નાસ્તિકોથી તે કેવી રીતે પ્રાપ્ત કરી શકાય?

> अस्तीत्येवोपलब्धव्यस्तत्त्वभावेन चोभयोः ।
> अस्तीत्येवोपलब्धस्य तत्त्वभावः प्रसीदति ॥

અસ્તિત્વના વિચારથી આત્મા જાણવા યોગ્ય થાય છે તેમ જ તત્ત્વભાવથી તે મેળવવા યોગ્ય થઈ શકે છે. આ બને ઉપાયોમાં-થી પ્રથમ આત્માનું અસ્તિત્વ છે એમ જાણનારને આત્માના સત્ય સ્વરૂપનો અનુભવ થાય છે.

બીજે દિવસે યજ્ઞોપવીત હતું; ત્યાં દરબારમાં મહારાજા સાહેબ સ્વામીજીને તેડી લાવ્યા અને કહ્યું: 'ગાયત્રીનો ઉપદેશ આપે જ આપવાનો છે.'

સ્વામી પ્રકાશાનંદ: શાસ્ત્રની આજ્ઞા છે, કે પિતાએ જ ઉપદેશ આપવો. એમ કરો હું પણ બોલું અને સાથે સાથે આપ પણ બોલો.

ત્યાર પછી બધા બ્રાહ્મણો પણ સાથે સાથે બોલવા લાગ્યા.

બીજે દિવસે સ્વામીજીએ આવીને ચિ. લાલજી સાહેબને કહ્યું: 'યજ્ઞોપવીત એટલે માત્ર દોરો ગળામાં નાખ્યો છે એમ ન' સમજવું. યજ્ઞ–ઉપ–વિ–ઇત(યજ્ઞ શબ્દમાં યજ્ ધાતુ છે)

સમીપ આવવું, યજ્ઞના અધિકારી થવું. આવી રીતે 'યજ્ઞોપવીત સંસ્કાર યજ્ઞના અધિકારી બનવાનાં સકામ તથા નિષ્કામ કર્મોનું વ્રત ધારણ કરવાની કરેલી પ્રતિજ્ઞાનું ચિહ્ન છે.' જનોઈ ધારણ કર્યા પછી દરેક ધાર્મિક કાર્ય કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે.

ચારે વેદમાં જનોઈ ધારણ કરવાના મંત્રો આ પ્રમાણે છે:

૧. ઋગ્વેદ:

ॐ यज्ञोपवीतं परमं पवित्रं प्रजापतेर्यत् सहजं पुरस्तात् ।
आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं यज्ञोपवीतं बलमस्तु तेजः ॥

યજ્ઞોપવીત પરમ પવિત્ર છે, જે (જ્ઞાનરૂપ યજ્ઞોપવીત) પૂર્વે પ્રજાપતિની સાથે ઉત્પન્ન થયું છે. આયુ, બલ, તેજ તથા સર્વમાં શ્રેષ્ઠતા આપનાર, અંતઃકરણને નિર્મળ કરનાર યજ્ઞોપવીતને હું ધારણ કરું છું.

૨. યજુર્વેદ:

ॐ यज्ञोपवीतं परमं पवित्रं बृहस्पतेर्यत् सहजं पुरस्तात् ।
आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं यज्ञोपवीतं बलमस्तु तेजः ॥

આ મંત્રનો અર્થ ઋગ્વેદના મંત્ર જેવો જ છે. ઋગ્વેદમાં 'પ્રજાપતિ' શબ્દને બદલે યજુર્વેદમાં 'બૃહસ્પતિ' શબ્દ વપરાયેલો છે.

૩. સામવેદ:

ॐ यज्ञोपवीतमसि यज्ञस्य यज्ञोपवीतेनोपनह्यामि ।

આ યજ્ઞોપવીત છે અને તે યજ્ઞોપવીત દ્વારા તને યજ્ઞની પાસે લઈ જાઉં છું.

૪. અથર્વવેદ:

ॐ यज्ञोपवीतमसि यज्ञस्य यज्ञोपवीतेनोपनह्यामि ।

અર્થ સામવેદના મંત્ર જેવો છે.

'પરાપ્રકૃતિ અથવા માયાએ બ્રહ્મથી અભિન્ન જીવને પોતાના સત્ત્વ, રજ, તમ એ ત્રણ ગુણોથી અને તે ત્રણ ગુણોનાં કાર્યોથી બંધનમાં જકડી રાખ્યો છે, એવું યજ્ઞોપવીત સૂચવે છે. માયાના સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણને રજસ્તમોમિશ્રિત અધિક સત્ત્વ, સત્ત્વસ્તમોમિશ્રિત અધિક રજસ અને રજસ્સત્ત્વમિશ્રિત અધિક તમસ્, આમ ભિન્નભિન્ન કરવામાં આવે એટલે નવ થાય છે. આ નવેનું નવ તંતુમાં પ્રતીક માની પુનઃ શુદ્ધ રજસ્તમસ્સત્ત્વરૂપ ત્રિગુણ અવિદ્યાને બ્રહ્મગ્રંથિરૂપ માની બ્રહ્મગ્રંથિ ઉપર બાંધવામાં અને ધારણ કરવામાં આવે છે. આથી સાધકને હમેશાં ભાન રહે છે, કે 'હું નવતંતુવાળા માયાના પાશથી બંધાયેલો છું. યજ્ઞાદિ અનુષ્ઠાનથી ચિત્તશુદ્ધિ કરી મારે આ પાશને છેદવો જોઈએ.' આમ અવિદ્યાના બંધનનું હમેશાં સ્મરણ રહેવા માટે તે બંધનના પ્રતીકરૂપે સાધકે જનોઈ પહેરવું. અને વેદોમાં કહેલાં યજ્ઞાનુષ્ઠાનો દ્વારા બંધનમાંથી છૂટવા પ્રયત્નશીલ રહેવું.

યજ્ઞોપાવીત ધારણ કરવાનો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ત્રણે વર્ણને અધિકાર છે. મનુસ્મૃતિમાં લખે છે :

> गर्भाष्टमेऽब्दे कुर्वीत ब्राह्मणस्योपनयनम् ।
> गर्भादेकादशे राज्ञो गर्भात्तु द्वादशे विशः ॥
> ब्रह्मवर्चसकामाय कार्यं विप्रस्य पंचमे ।
> राज्ञो बलार्थिनः षष्ठे वैश्यायेहार्थिनोऽष्टमे ॥

ગર્ભથી આઠમે વર્ષે બ્રાહ્મણને, અગિયારમે વર્ષે ક્ષત્રિયને, બારમે વર્ષે વૈશ્યને યજ્ઞોપવીત આપવું. પણ બ્રહ્મવર્ચસ (તેજની) કામનાવાળા બ્રાહ્મણે (પોતાના બાળકને) પાંચમે વર્ષે, બળની ઇચ્છાવાળા ક્ષત્રિય બાળકને છઠ્ઠે વર્ષે અને આ લોકના સુખની પ્રાપ્તિવાળા વૈશ્ય બાળકને આઠમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવા.

' પહેલાં સ્ત્રી-પુરુષ બધાંને ઉપવીત સંસ્કાર આપવામાં આવતા.'

શાસ્ત્રમાં કહ્યું છે:

पुराकल्पे कुमारीणां मौञ्जीबन्धनमिष्यते ।
अध्यापनं च वेदानां सावित्रीवचनं तथा ॥

પ્રાચીનકાળમાં કન્યાને પણ મૌંજીબંધન સંસ્કાર (ઉપનયન સંસ્કાર) કરવામાં આવતા તથા વેદનું અધ્યયન અને ગાયત્રીનો ઉપદેશ પણ થતો હતો.

પરંતુ જનોઈ પહેરવું એટલે માત્ર સૂતરના ત્રાગડા ગળામાં નાખવા એટલું જ નથી, પણ એ વડે તો હમેશાં યજ્ઞાનુષ્ઠાન કરવાનું છે. આ કાર્ય સ્ત્રી સંતાનવાળી થતાં કરી શકતી નહિ. અથવા જ્યારે અને જે પ્રમાણે યજ્ઞાનુષ્ઠાન કરવું જોઈએ, ત્યારે તે પ્રમાણે કરવામાં હરકત આવતી. બાળક રડે, પડેઆખડે, તો માતાએ તરત દોડવું પડે એટલે કર્મમાં વિઘ્ન થવા લાગ્યાં. તેથી 'સ્ત્રીઓ યજ્ઞાનુષ્ઠાનાદિ કર્મો નહિ કરી શકે,' એમ જાણી પુરુષોએ સ્ત્રીઓને કહ્યું: 'આપણે કાર્યની વહેંચણી કરીએ. તમે ઘરનું કામ તથા બાળકોને સંભાળો અમે યજ્ઞકાર્ય કરીશું અને તેમાંથી જે અપૂર્વ (પુણ્ય) ઉત્પન્ન થશે, તેમાં અડધો ભાગ તમને આપીશું.' તે પછી સ્ત્રીઓએ પહેરવાનું ઉપવીત પુરુષોએ પોતે પહેર્યું, ત્યારથી સ્ત્રીઓનું વેદાધ્યયન બંધ થયું, છતાં યજ્ઞાનુષ્ઠાનમાં સહધર્મચારિણી તરીકેનું સ્થાન કાયમ રહ્યું.

જ્યાં સુધી અવિદ્યાનું બંધન છૂટી ચિત્તશુદ્ધિ ન થાય ત્યાં સુધી યજ્ઞોપવીત ધારણ કરવું જોઈએ. 'હું શા માટે અવિદ્યાના પ્રતીકરૂપી જનોઈ પહેરું,' એમ કહેવામાત્રથી કોઈ અવિદ્યાથી મુક્ત થઈ શકતું નથી. જેમ ન્યાયાધીશે જેટલી મુદતની મજૂરીની શિક્ષા ફરમાવી હોય તેટલી મુદત પૂરી થતા પહેલાં કોઈ કેદી લાગ મળતાં બેડી તોડીને સ્વેચ્છાથી નાસી જાય, તો તે છૂટવાને બદલે વધારે શિક્ષાને પાત્ર થાય છે. તેવી રીતે કર્માનુષ્ઠાન દ્વારા ચિત્તશુદ્ધિ થયા

પહેલાં જનોઈને તોડીને ફેંકી દેવાથી અવિદ્યાબંધનમાંથી છૂટવાને બદલે વિશેષ બંધનકર્તા થવાય છે. માટે વાનપ્રસ્થાશ્રમ સુધી ઉપવીત ધારણ કરવું જોઈએ.

કાલીદાસે રઘુવંશમાં કહ્યું છે :

> **कामं कर्णान्तविश्रान्ते विशाले तस्य लोचने ।**
> **चक्षुष्मत्ता तु शास्त्रेण सूक्ष्मकार्यार्थदर्शिना ॥**

તેની આંખો ખરેખર કાન સુધી પહોંચેલી, ઘણી મોટી હતી, છતાં તે ચક્ષુવાળો ન હતો કહેવાતો, પરંતુ સૂક્ષ્મકાર્યાર્થને બતાવનારાં શાસ્ત્ર વડે જ તે ચક્ષુવાળો કહેવાતો.

બીજી અનેક જગ્યાએ કહ્યું છે, કે सर्वस्य लोचनं शास्त्रं यस्य नास्त्यंध एव सः । જેને શાસ્ત્રજ્ઞાનરૂપી આંખ નથી તે છતી આંખે આંધળો છે. આવી રીતે શાસ્ત્ર એટલે વેદ અને વેદ ભણવાના અધિકારી તરીકેના ચિહ્નરૂપ યજ્ઞોપવીત થયુ.

પહેલાના સમયમાં ઉપનયન પછી વિદ્યાર્થી ગુરુને ઘેર વાસ કરતો અને એને વેદવેદાંગનું અધ્યયન કરાવાતું. પરંતુ આજે હવે એ પ્રથા લગભગ નષ્ટ થઈ ગઈ છે અને પાશ્ચાત્ય ઢબ પ્રમાણે, કૉલેજો વગેરેમાં અધ્યયન કરાવવામાં આવે છે. તેથી બીજું તો કશું બની શકે તેવું નથી, પરતુ તમને હું શ્રીમદ્ ભગવદ્‌ગીતા આપું છું, તેનો અભ્યાસ કરશો તો તેમાંથી તમને કર્મ–ઉપાસના અને જ્ઞાન જે મનુષ્યોના મલ–વિક્ષેપ અને આવરણ દોષોને દૂર કરવાનાં સાધનો છે, તેનું યથાર્થ જ્ઞાન થશે. તે પછી કર્મ–ઉપાસના કરતાં કરતાં અમુક અવસ્થા થાય ત્યારે જ્ઞાન પ્રાપ્ત થવાનો સંભવ રહે. આમ કહીને સ્વામીજીએ ચિ. લાલજી સાહેબને એક શ્રીમદ્ ભગવદ્‌ગીતા આપી.

બીજે દિવસે સવારે મહારાજા સાહેબ જ્યારે ગડીમાં પધાર્યા ત્યારે આ પ્રમાણે વાતચીત થઈ:

મહારાજા સાહેબ : કર્મ-ઉપાસના કરતાં કરતાં અમુક અવસ્થાએ જ્ઞાનપ્રાપ્તિનો સંભવ રહે છે એમ આપ ગઈ કાલે કહેતા હતા, તો જ્ઞાનપ્રાપ્તિ માટે મુખ્ય સાધન શું?

સ્વામી પ્રકાશાનંદ: કર્મ-ઉપાસનાથી મળ-વિક્ષેપ દોષો દૂર થાય છે: પછી મિશ્રસત્ત્વ દૈવી સંપત્તિ પ્રાપ્ત થાય છે. પછી નિદિધ્યાસન કરતાં કરતાં શુદ્ધ સત્ત્વ પ્રાપ્ત થાય છે. આ સંબધમાં ભગવાન ગીતામાં કહે છે:

> सत्त्वात् सञ्जायते ज्ञानं रजसो लोभ एव च।
> प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च॥

સત્ત્વગુણથી જ્ઞાન ઉદ્‌ભવે છે, રજોગુણથી લોભ થાય છે અને તમોગુણથી પ્રમાદ તથા મોહ ઊપજે છે, તેમ જ અજ્ઞાન પણ તેથી જ થાય છે. આવી રીતે જ્ઞાનની ઉત્પત્તિનું મુખ્ય સાધન સત્ત્વગુણ છે.

## જ્ઞાનના પ્રકાર

ન્યાયશાસ્ત્રમાં સ્મૃતિ અને અનુભવભેદથી જ્ઞાન બે પ્રકારનું કહેલું છે: સંસ્કારમાત્રથી જ જે જ્ઞાન ઉત્પન્ન થયું હોય તે જ્ઞાનને સ્મૃતિજ્ઞાન કહેવામાં આવે છે. સ્મૃતિજ્ઞાન યથાર્થ અને અયથાર્થ ભેદથી બે પ્રકારનું છે. યથાર્થ અનુભવજન્ય (ઉત્પન્ન થયેલા) સંસ્કાર દ્વારા થયેલા જ્ઞાનને યથાર્થ સ્મૃતિજ્ઞાન કહેવામાં આવે છે અને અયથાર્થ અનુભવજન્ય જ્ઞાનને અયથાર્થ સ્મરણ કહે છે.

અનુભવજ્ઞાન પણ યથાર્થ અને અયથાર્થ ભેદ વડે બે પ્રકારનું છે: યથાર્થજ્ઞાન પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ, શાબ્દ, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ ભેદથી છ પ્રકારનું છે અને તેનાં પ્રમાણો પણ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શાબ્દ, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ ભેદથી છ છે. આવી રીતે છ પ્રમાણોથી ઉત્પન્ન થયેલા જ્ઞાનને યથાર્થજ્ઞાન કિંવા પ્રમાણ કહે છે. પ્રત્યક્ષ જ્ઞાનનાં કારણો નેત્ર,

ત્વચા, જીભ, ઘ્રાણ અને શ્રોત્ર ભેદથી પાંચ છે. પાંચ કારણોથી ઉત્પન્ન થતા જ્ઞાનને પ્રત્યક્ષજ્ઞાન કહે છે. અદ્વૈત સિદ્ધાંતમાં તેને વૃત્તિજ્ઞાન કહે છે. અયથાર્થ જ્ઞાન સંશય, વિપર્યય અને તર્કભેદથી ત્રણ પ્રકારનું કહેલું છે. બીજું એક પ્રત્યભિજ્ઞાત્મક જ્ઞાન છે, તે જ્ઞાન પ્રમાત્મક છે. આવી રીતે છ પ્રમા, બે પ્રકારનું સ્મૃતિજ્ઞાન અને ત્રણ અયથાર્થ જ્ઞાન મળી, જ્ઞાન અગિયાર પ્રકારનાં કહેલાં છે. તેમાં સત્ત્વથી યથાર્થ જ્ઞાન પ્રકટે છે.

વેદાંતશાસ્ત્રમાં પણ જ્ઞાન બે પ્રકારનું કહ્યું છે: એક વૃત્તિજ્ઞાન અને બીજું સ્વરૂપજ્ઞાન. વૃત્તિજ્ઞાન ઇંદ્રિયો અને અંતઃકરણ દ્વારા ઊપજે છે અને તે અનિત્ય છે. બીજું સ્વરૂપજ્ઞાન છે અને તેને આત્મજ્ઞાન કહેવામાં આવે છે અને એ જ્ઞાન નિત્યજ્ઞાન છે.

આત્મજ્ઞાન કિંવા સ્વરૂપજ્ઞાનનું અસાધારણ કારણ 'तत्त्वमसि' આદિ મહાવાક્યોનો વિચાર છે, સાધારણ કારણ નિષ્કામ કર્માદિક કહેલાં છે. અંતઃકરણમાં મલ, વિક્ષેપ અને આવરણ એમ ત્રણ પ્રકારના દોષો રહેલા છે. નિષ્કામ કર્મથી મલદોષ દૂર થાય છે, ભગવાનની ઉપાસનાથી વિક્ષેપદોષ દૂર થાય છે અને જ્ઞાનથી આવરણ દૂર થાય છે.

વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્ સંપત્તિ અને મુમુક્ષુતા આ ચાર સાધનોથી યુક્ત પુરુષ વેદાંતશાસ્ત્રના શ્રવણનો અધિકારી છે. શ્રવણ એ પ્રમાણગત અસંભાવનાને દૂર કરી વેદવાક્યોનો બ્રહ્મમાં તાત્પર્ય-નિશ્ચય કરાવે છે. મનન પ્રમેયગત અસંભાવનાને મટાડે છે અને નિદિધ્યાસન જીવબ્રહ્મનું ભેદવિષયક વિપરીત જ્ઞાન નિવૃત્ત કરી જીવ-બ્રહ્મનો અભેદ દેખાડે છે. આ ત્રણ દોષથી રહિત થયેલો મુમુક્ષુ 'तत्त्वमसि' આદિ મહાવાક્યોના વિચાર વડે આત્મજ્ઞાની થાય છે. અર્થાત્ આવરણનો પરાજય કરી સ્વરૂપસાક્ષાત્કાર મેળવી શકે છે. આત્મા જ્ઞાનરૂપ છે અને એ જ્ઞાનરૂપ આત્મા નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, આનંદૈકરસ ચિદ્દ્ઘન છે.

## રજોગુણથી ઉદ્ભવતો અનર્થકારી લોભ

રજોગુણથી લોભ નામનો અનર્થ કરનારો દોષ ઉત્પન્ન થાય છે. તેનું સ્વરૂપ ગ્રંથકારોએ અનેક પ્રકારે વર્ણવ્યું છે. પદાર્થની જોઈતા પ્રમાણમાં વસ્તુઓ મળતી હોવા છતાં વિચાર કર્યા સિવાય જુદાજુદા પદાર્થો મેળવવામાં રહેનારી અંતઃકરણની વૃત્તિને લોભ કહેવામાં આવે છે. આવો લોભી મનુષ્ય પદાર્થોને ભેગા કરવામાં પુણ્ય કે પાપ જોતો નથી અને એકઠા કરેલા પદાર્થોનો ઉપયોગ લોકકલ્યાણાર્થે કે પોતાના રક્ષણ માટે પણ કરતો નથી; તે અપ્રાપ્ત પદાર્થોની પ્રાપ્તિ માટે પુનઃ પુનઃ ઇચ્છાઓ કરે છે. એ લોભ સઘળા અનર્થોનું આદિ કારણ છે. શાસ્ત્રકાર કહે છે:

> लोभात् क्रोधः प्रभवति क्रोधाद् द्रोहः प्रवर्तते ।
> द्रोहेण नरकं याति शास्त्रज्ञोऽपि विचक्षणः ॥

લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે, ક્રોધથી દ્રોહ ઊપજે છે અને દ્રોહથી નરક મળે છે; શાસ્ત્રનિષ્ણાત પંડિત હોય છે તોપણ પ્રાણી માત્રનો દ્રોહ કરવાથી તે નરક મેળવે છે.

## મૃત્યુ સમ પ્રમાદ

તમોગુણથી પ્રમાદ, મોહ અને અજ્ઞાન ઉત્પન્ન થાય છે. પ્રમાદ એટલે બ્રહ્મપ્રાપ્તિ માટે મનુષ્યોને આજ્ઞા કરાયેલ શ્રુતિ-સ્મૃતિ વગેરેનાં વચનો સાંભળ્યા છતાં તેને ભૂલી જઈ અયોગ્ય આચરણ કરવું એ પ્રમાદનું સ્વરૂપ છે. આવો પ્રમાદ કોઈ રીતે યોગ્ય નથી. ભગવતી શ્રુતિ ઉપદેશે છે:

> प्रमादो ब्रह्मविद्यायां न कर्तव्यः कदाचन ।
> प्रमादो मृत्युरित्याहुर्विद्यायां ब्रह्मवादिनः ॥

બ્રહ્મવિદ્યાના અભ્યાસમાં કદી પણ પ્રમાદ કરવો ઉચિત નથી; કેમકે બ્રહ્મવાદી સત્ પુરુષો કહે છે, કે બ્રહ્મવિદ્યા મેળવવામાં

પ્રમાદ કરવો એ મૃત્યુ છે.

મોહ એટલે પોતાના હિતાહિતને સમજવામાં બુદ્ધિનું અસમર્થપણું. મોહમાં પડેલો પુરુષ હિતાહિતનો નિશ્ચય કરી શકે નહિ. મોહમાં જે સાધનભૂત પદાર્થ હોય તે હિત કહેવાય અને તેમાં પ્રતિબંધક માયાનાં કાર્યો અહિત કહેવાય. હિતાહિતમાં શું લેવું શું ન લેવું એના અવિચારને મોહ કહેવામાં આવે છે. માયાનાં કાર્યો જે સર્વ વિષયો છે, તે દુઃખદાયી અને અહિત કરનારાં છે. તેની પ્રાપ્તિ માટે વિવેકરહિત બની પ્રયત્નપૂર્વક પુરુષાર્થ કરવો તેનું નામ મોહ છે.

## મદિરારૂપ મોહ

ભર્તૃહરિ મહારાજ જ્યારે બધે ફરતા હતા, ત્યારે તેમણે જગતના લોકોની સત્ય વસ્તુને ભૂલીને કેવળ માયામાં જ રહેલી પ્રવૃત્તિ જોઈને કહ્યું :

आदित्यस्य गतागतैरहरहः सङ्क्षीयते जीवितं
व्यापारैर्बहुकार्यभारगुरुभिः कालो न विज्ञायते ।
दृष्ट्वा जन्मजराविपत्तिमरणं त्रासश्च नोत्पद्यते
पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत् ॥

સૂર્યના વારવાર આવાગમનથી જીવન ક્ષય પામે છે અને વેપાર તથા મોટાં કામકાજને લઈને સમય જાણી શકાતો નથી; તથા જન્મ, જરા, વિપત્તિઓ અને મરણને જોવા છતાં લેશ માત્ર ત્રાસ ઉત્પન્ન થતો નથી; કારણ કે મોહમયી પ્રમાદરૂપ મદિરાનું પાન કરી જગત ઉન્મત્ત થયુ છે. મોહ ઉપર ભર્તૃહરિ મહારાજનું દૃષ્ટાંત છે :

કોઈ એક ગામમાં ઢેઢવાડામાં ઓચ્છવ હતો. રસોઈ માટે ચૂલ બનાવી હતી. લોક જમી રહ્યા પછી ચૂલનો દેવતા ઓલવાઈ જઈ ફક્ત રાખ રહી હતી. સંધ્યાકાળ પછી અકસ્માત્ ત્યાં ભર્તૃહરિ

મહારાજ આવી પહોંચ્યા. શિયાળાની ઋતુ અને રાતનો વખત હોઈ પોતાની પાસે ઓઢવાનું સાધન ન હોવાથી ચૂલની રાખ ઊની હોઈ તેમાં જ તે સૂઈ ગયા. પાસે ઢેઢવાડામાં એક ઢેઢ દારૂ પી નશામાં ગમે ત્યાં પડી રહ્યો હતો, તેને મધ્યરાત્રે ટાઢ વાતાં તેનો નશો ઊતર્યો ને પોતાને ઘેર આવ્યો અને બારણું ઠોક્યું. સ્ત્રી બોલીઃ 'તું દરરોજ મોડો આવે છે, દારૂ પીએ છે, કમાતો નથી, તેથી આજે બારણું ઉઘાડવાની નથી. ભર્તૃહરિ રાજા સિવાય તેની રાણીઓને ચાલ્યું તો શું તારા વિના મારે નહિ ચાલે?' આમ તિરસ્કારનાં વાક્યો સાંભળતાં છતાં આખી રાત ઢેઢે વારંવાર તેને બારણાં ઉઘાડવા આજીજી કરી. આખર સુધી સ્ત્રીએ બારણું ન ઉઘાડ્યું. તે સાંભળી ભર્તૃહરિ મહારાજે વિચાર કર્યો, કે '.અરેરે મોહ! તને ધિક્કાર છે કે તુચ્છ સ્ત્રીનાં આટલાં મહેણાં છતાં એક ઢેઢ તેની હજી આજીજી કરે છે!'

**पाषाणखण्डेष्वपि रत्नबुद्धिः कान्तेति धीः शोणितमांसपिण्डे।**
**पञ्चात्मके चर्मणि चात्मभावो जयत्यसौ काचन मोहलीला॥**

પાષાણના ટુકડામાં રત્નબુદ્ધિ થવી, લોહી–માંસના પિંડમાં કાંતા એવી બુદ્ધિ થવી અને પંચભૂતના દેહમાં આત્મબુદ્ધિ થવી, આવી કોઈ અનિર્વચનીય મહામોહની લીલા (સર્વ જગતમાં) જય કરી રહી છે.

## સર્વ દુઃખનું કારણભૂત અજ્ઞાન

અજ્ઞાન એટલે પ્રકાશરહિતપણું. પોતે પ્રકાશરહિત બની પોતાના આશ્રયે રહેલાને અપ્રકાશિત બનાવે તેનું નામ અજ્ઞાન. જેમ ઘરનું અંધારું પોતે અપ્રકાશિત રહી ઘરમાં રહેલા સઘળા પદાર્થોને તથા ઘરને પ્રકાશરહિત કરે છે તેમ. કેટલેક સ્થળે અજ્ઞાન પોતે અપ્રકાશિત રહીને સ્વાશ્રયમાં અન્યરૂપે ફેરફાર લાવે છે. જેમ રજ્જુયુક્ત ચેતનમાં રહેલું અજ્ઞાન રજ્જુયુક્ત ચેતનને ઢાંકી

દઈ સર્પરૂપ ફેરફારને પામે છે, તેમ પોતાના સ્વરૂપ વિષેનું અજ્ઞાન સાક્ષીના આશ્રયે રહી સાક્ષીને ઢાંકી દઈને પ્રપંચરૂપ જગતના આકારે ફેરફાર પામે છે. આ અજ્ઞાન 'अहं अज्ञोऽस्मि । હું અજ્ઞાની છું,' 'अहं न जानामि । હું જાણતો નથી,' આવી પ્રતીતિ વડે જણાય છે. એ અજ્ઞાન વસ્તુતઃ તુચ્છ છે, તેની વાસ્તવિક કોઈ પણ સત્તા નથી; અર્થાત્ અધિષ્ઠાન જ્ઞાન થયા પછી તેની સ્થિતિ રહેતી નથી, તથાપિ સ્વાધિષ્ઠાન સાક્ષાત્કાર પહેલાં એ અજ્ઞાન સઘળાં દુઃખોનું કારણ છે; માટે સત્પુરુષોને શરણે જઈ સદ્બોધ દ્વારા એ અજ્ઞાન દૂર કરવું જોઈએ. કઠોપનિષદમાં કહ્યું છે:

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत् कवयो वदन्ति ॥

અજ્ઞાનરૂપી નિદ્રામાં ઊંઘનારા હે મનુષ્યો ! તમે ઊઠો, જાગો અને શ્રેષ્ઠ સદ્ગુરુને પ્રાપ્ત કરીને આત્માને જાણો. અસ્ત્રાની તીક્ષ્ણ ધારની પેઠે જ્ઞાન અતિ કઠિન છે; તેને જ્ઞાની પુરુષો દુર્ગમ માર્ગ કહે છે.

## સર્વ ભક્ષણહારી માયા

જ્યારે નળરાજા દમયંતીને વનમાં એકલી મૂકીને ચાલ્યા ગયા, ત્યારે દમયંતી વણજારાની પોઠની સંગાથે પોતાના પિયરને રસ્તે જતી હતી. એક વખત રાત્રિને સમયે પોઠે ઝાડ નીચે પડાવ નાખેલો હતો અને બધા લોકો ગાઢ નિદ્રામાં સૂતા હતા. પરંતુ માત્ર દમયંતી પતિવિયોગના દુઃખે એકલી જાગતી હતી. તેવામાં એક જંગલી હાથીએ મદોન્મત્ત થઈને ધસારો કર્યો. આ જોઈ દમયંતીએ પોઠના માણસોને જગાડ્યા, કે 'એ ભાઈઓ ! ઊઠો, ઊઠો,' એમ બૂમબરાડા કરી મૂક્યા. પરંતુ કોઈ જાગ્યા નહિ, તેથી હાથી બધાને કચરી નાખીને ચાલ્યો ગયો.

આવી રીતે શ્રુતિ ભગવતી પોકારી પોકારીને જગાડે છે,

તોપણ આપણે જાગતા નથી અને તેથી માયા બધાનું ભક્ષણ કરી નાખે છે.

માટે શ્રુતિમાં 'उत्तिष्ठत' અને 'जाग्रत' એમ બે પદ છે. 'उत्तिष्ठत' એટલે 'ઊઠો,' અર્થાત્ 'બ્રહ્મની સન્મુખ થાઓ' અને 'जाग्रत' એટલે 'જાગો' અર્થાત્ 'આવરણ દૂર કરો.' જગતમાં ચાર પ્રકારના મનુષ્યો હોય છે: પામર, વિષયી, જિજ્ઞાસુ અને જ્ઞાની. તેમાં પામર તો નાસ્તિક હોવાથી શ્રુતિની આજ્ઞા માનતા નથી. તે રજોગુણ તથા તમોગુણ પ્રધાન હોવાથી ઇહલોકનાં વિષયસુખોને જ સત્ય માને છે. વિષયી રજોગુણપ્રધાન હોય છે અને પરલોકના સુખને શ્રેય માને છે. જિજ્ઞાસુ મિશ્રસત્ત્વગુણ પ્રધાન હોય છે અને આ લોક તથા પરલોક–બન્ને લોકના સુખને ત્યજી દઈ, મોક્ષસુખની ઇચ્છા રાખે છે. જ્ઞાનીએ તો આવરણ દૂર કરી મોક્ષસુખની પ્રાપ્તિ કરેલી હોય છે. આ ચાર કોટિના મનુષ્યોમાંથી શ્રુતિમાં પામર તથા જ્ઞાની કોટિના મનુષ્યોને ઉદ્દેશીને આજ્ઞા કરી નથી પણ જિજ્ઞાસુ કોટિના મનુષ્યોને આજ્ઞા કરી છે. તેમાં યે उत्तिष्ठत जाग्रत–એ શ્રુતિ ભગવતીની આજ્ઞા તો જિજ્ઞાસુને ઉદ્દેશીને છે.

મહારાજા સાહેબ: આવરણ દૂર કરવા માટે કયું સાધન છે?

સ્વામી પ્રકાશાનંદ: તે સાધન ભગવતી શ્રુતિ માતાએ સ્પષ્ટ કહ્યું છે:

श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः । આત્મા શ્રવણ કરવા યોગ્ય, મનન કરવા યોગ્ય તથા નિદિધ્યાસન કરવા યોગ્ય છે. ઉપક્રમ વગેરે છ લિંગો વડે વૈદિક શબ્દોનું અદ્વિતીય બ્રહ્મમાં જ તાત્પર્ય છે એમ નિશ્ચય કરીને સમજવું તેનું નામ શ્રવણ કહેવાય છે. જે પ્રકરણમાં જે વસ્તુનું પ્રતિપાદન કરવામાં આવે તે (૧) ઉપક્રમ-ઉપસંહાર કહેવાય છે. જે પ્રકરણમાં જે વસ્તુનું પ્રતિપાદન

કરવાનું હોય એ વસ્તુનું જ પ્રકરણના મધ્યભાગમાં વારંવાર પ્રતિપાદન કરવું તે (૨) અભ્યાસ કહેવાય છે. છાંદોગ્યના છઠ્ઠા અધ્યાયમાં જ જેવી રીતે तत्त्वमसि । એ વાક્યથી અદ્વિતીય બ્રહ્મ વસ્તુને નવ વાર જણાવવામાં આવી છે. જે પ્રકરણમાં વસ્તુનું પ્રતિપાદન જે પ્રમાણથી કર્યું હોય તેનાથી (પ્રતિપાદન કરનાર શબ્દપ્રમાણથી) અતિરિક્ત પ્રમાણનો અભાવ બતાવવો તેનું નામ (૩) અપૂર્વતા કહેવાય છે. જેમ છાંદોગ્યના છઠ્ઠા પ્રપાઠકમાં કેવળ ઉપનિષદ પ્રમાણથી અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદન કર્યું છે અને બ્રહ્મના ગ્રહણમાં અન્ય પ્રમાણનું અસામર્થ્ય બતાવ્યું છે. જે પ્રકરણમાં જે વસ્તુનું આત્મજ્ઞાન કે તેના અનુષ્ઠાનનું પ્રતિપાદન કર્યું હોય તે પ્રકરણમાં તે બતાવેલી વસ્તુનું જે પ્રયોજન કહેવામાં આવ્યું હોય તે (૪) ફળ કહેવાય છે; જેમકે છાંદોગ્યના છઠ્ઠા અધ્યાયમાં आचार्यवान् पुरुषो वेद तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्ये अथ सम्पत्स्ये । આચાર્યની ઉપાસના કરનાર પુરુષ બ્રહ્મને જાણવામાં સમર્થ થાય છે. તે જ્ઞાની પુરુષ વિમુક્તિ પર્યંત પ્રતીક્ષા કરે છે, એટલે કે પ્રારબ્ધક્ષયની જ પ્રતીક્ષા કરે છે. પ્રારબ્ધનો ક્ષય થયેથી પરબ્રહ્મમાં લીન થઈ જાય છે. એ પ્રમાણે અદ્વિતીય બ્રહ્મજ્ઞાનનું બ્રહ્મપ્રાપ્તિરૂપ પરમ પ્રયોજન છે. જે પ્રકરણમાં જે વસ્તુનું પ્રતિપાદન કર્યું હોય, તે વસ્તુની પ્રશંસાને (૫) અર્થવાદ કહેવામાં આવે છે. જેવી રીતે છાંદોગ્યના છઠ્ઠા અધ્યાયમાં ઉદ્દાલક-ઋષિએ શ્વેતકેતુ પ્રત્યે કહ્યું, કે उततमादेशमप्राक्ष्यो येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातं भवति । હે પુત્ર! ગુરુ પાસે એ પ્રશ્ન કર્યો હતો, કે જેનું શ્રવણ કરવાથી શ્રવણનો અવિષય પણ શ્રવણનો વિષય થઈ જાય છે, મનનો અવિષય પણ મનનો વિષય થઈ જાય છે, બુદ્ધિનો અવિષય પણ બુદ્ધિનો વિષય થઈ જાય છે, અર્થાત્ જાણી શકાય છે. તે આત્મતત્ત્વ સમજવા માટે તમે ગુરુ પાસે જિજ્ઞાસા કરી હતી ? એ પ્રમાણે અદ્વિતીય બ્રહ્મવસ્તુની પ્રશંસા

કરી છે. જે પ્રકરણમાં જે વસ્તુનું પ્રતિપાદન કર્યું હોય તે પ્રકરણમાં તે વસ્તુનું જ પ્રતિપાદન કરવા માટે કહેલી યુક્તિને (૬) ઉપપત્તિ કહેવામાં આવે છે; જેમકે છાંદોગ્યના છઠ્ઠા અધ્યાયમાં યથા सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्यात् वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्। હે સૌમ્ય, જેમ માટીના પિંડનું જ્ઞાન થયેથી તમામ માટીથી બનેલાં પાત્રોનું (વાસણોનું) જ્ઞાન થઈ જાય છે; માટીના ઘટ વગેરે વિકૃતિઓ (વિકાર) અને નામ અર્થાત્ રૂપ અને સંજ્ઞા કહેવા માત્ર છે, વાસ્તવમાં સત્યરૂપ એક માટી જ છે; તેમ અદ્વિતીય વસ્તુનું પ્રતિપાદન કરવામાં વિકાર (સાંસારિક પદાર્થો)ની યુક્તિઓ કહેવા માત્ર સમજવી; વાસ્તવિક નહિ. વાસ્તવમાં તો અદ્વિતીય બ્રહ્મ સિવાય કાંઈ પણ બીજી વસ્તુ છે જ નહિ.

આ પ્રમાણેનાં ઉપર કહેલાં છ લિંગોથી ઉપનિષદાદિ દ્વારા બ્રહ્મ સંબંધી સર્વ પ્રમાણનો સંશય મટતાં સુધી જે અભ્યાસ કરવો તેનું નામ શ્રવણ છે અને તે શ્રવણ ગુરુના ઉપદેશથી તેમ જ શાસ્ત્ર દ્વારા સંપાદન કરી શકાય છે.

### મનન

શ્રવણ કરેલા અદ્વિતીય બ્રહ્મરૂપ અર્થનું શ્રુતિ અનુકૂળ અનુમાનાદિ યુક્તિઓ વડે ચિંતન કરવું તે મનન કહેવાય છે. જેમ ગાય ચારો ચર્યા પછી કોઈ વૃક્ષની છાયા નીચે બેસી વાગોળીને તૃપ્તિ મેળવે છે, તેમ વેદાંતશાસ્ત્રનું શ્રવણ કર્યા પછી એકાંતમાં બેસી તેનું મનન કરવાથી દૃઢ બોધની પ્રાપ્તિ થાય છે. પંચદશીમાં મનનનું લક્ષણ આ પ્રમાણે આપેલું છે:

युक्त्या संभावितत्त्वानुसंधानं मननं तु तत्।

ગુરુના સાંભળેલા અભિપ્રાય ને યુક્તિઓથી આ સાંભળેલું

સંભવિત છે એમ નિશ્ચય કરવો તે મનન કહેવાય છે.

શ્વેતકેતુને એમના પિતાએ तत्त्वमसि એમ નવ વાર ઉપદેશ કરેલો છે, અને તે જ ઉપદેશ એટલે 'જીવ બ્રહ્મ છે' એમ આપણને બધાને શ્રુતિ કહે છે, પણ 'જીવ બ્રહ્મ છે' એવું જ્ઞાન મનનના અભાવે કોઈ વ્યાવહારિક અધિકાર વગરના જીવને થતું નથી; માટે જીવબ્રહ્મના ઐક્યનું જ્ઞાન મેળવવા માટે तत्त्वमसिના तत् અને त्वम् શબ્દોના શબ્દાર્થમાં ભાગત્યાગલક્ષણા કરી જીવબ્રહ્મનો અભેદ નિશ્ચય કરવાનો છે. तत्નો વાચ્યાર્થ ઈશ્વર છે અને તે સર્વજ્ઞત્વાદિ ધર્મવિશિષ્ટ છે. त्वम्નો વાચ્યાર્થ જીવ છે અને તે અલ્પજ્ઞત્વાદિ ધર્મવિશિષ્ટ છે. સર્વજ્ઞત્વ અને અલ્પજ્ઞત્વ એ બે વિરુદ્ધ ધર્મ છે, પરંતુ જેણે ઉપનિષદાદિનો અભ્યાસ કર્યો છે તેને ખબર છે, કે તે ધર્મો કેવળ ઉપાધિ છે અને ઉપહિત જીવ ચૈતન્ય અને ઈશ્વર ચૈતન્ય એક જ ચિદેકરસ બ્રહ્મ જ છે. આવી રીતે જીવ બ્રહ્મ છે એમ સાધકે નિશ્ચય કરવો. વળી જેમ એક જ આકાશ ઘટ અને મઠની ભિન્ન ભિન્ન ઉપાધિથી ઘટાકાશ તરીકે નાનું અને મહાકાશ તરીકે મોટું જણાય છે, તેમ એક જ (બ્રહ્મ) ચૈતન્ય, અવિદ્યા અને માયાની ભિન્ન ભિન્ન ઉપાધિથી જીવ તરીકે અલ્પજ્ઞ અને ઈશ્વર તરીકે સર્વજ્ઞ પ્રતીત થાય છે. આવી યુક્તિઓ 'હું શુદ્ધ સ્વરૂપ છું,' એમ અભેદ નિશ્ચય કરવામાં ઉપકારક છે અને અભેદજ્ઞાન કરવામાં આવી યુક્તિઓનો ઉપયોગ કરવો તેનું નામ મનન કહેવાય છે.

આ કારણે જે યુક્તિ વડે ભેદજ્ઞાન વધે તે કુતર્ક છે, પણ મનન નથી.

બ્રહ્મવિદ્યા મેળવવા માટે વિનય, માહાત્મ્યજ્ઞાન, શ્રદ્ધા તથા બ્રહ્મચર્યાદિ જોઈએ અને તે ન હોય છતાં બ્રહ્મવિદ્યા મેળવવા યત્ન કરે તો તે કુતર્કમાં પડે છે. મનનમાં યુક્તિનો ઉપયોગ છે, પણ કુયુક્તિ ન કરવી જોઈએ.

## નિદિધ્યાસન

વિજાતીય વૃત્તિઓના તિરસ્કારપૂર્વક સજાતીય વૃત્તિઓનો પ્રવાહ ચલાવવો તે નિદિધ્યાસન કહેવાય છે 'હુ સત્, ચિત, આનદ, કૂટસ્થ, અક્રિય, અજર, અમર, પૂર્ણ, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વરૂપ આત્મા છુ, એવા જ્ઞાનરૂપ વૃત્તિનો પ્રવાહ' તે સજાતીય વૃત્તિનો પ્રવાહ કહેવાય છે અને 'હુ બ્રાહ્મણ આદિ ચાર વર્ણ નથી, બ્રહ્મચર્યાદિ ચાર આશ્રમ નથી તથા પુરુષ, સ્ત્રી, બાળક વગેરે હુ નથી, એવા જ્ઞાનરૂપ વૃત્તિનો પ્રવાહ' તે વિજાતીય જ્ઞાનનો તિરસ્કાર કહેવાય છે નિદિધ્યાસન એ જ્ઞાનનુ સાક્ષાત્ કારણ છે અને તેના પરિપાક વિના અવિદ્યાનો ક્ષય થતો નથી શ્રુતિમા કહ્યુ છે

निदिध्यासनशून्यस्य नास्त्यविद्यापरिक्षय । નિદિધ્યાસન રહિત જે હોય તેની અવિદ્યાનો નાશ થતો નથી

આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ માટે શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવા જોઈએ નિદિધ્યાસન પછીની અવસ્થા અતરાયરહિત અનુભવની છે સજાતીય વૃત્તિ એકાગ્રતા પર લાવે છે ત્યા બ્રહ્મદર્શન (બ્રહ્માનુભવ) થતા વૃત્તિનુ વિસ્મરણ થાય છે અને રસ અચિત્ય જણાઈ રહે છે

નિદિધ્યાસનની પરિપક્વ અવસ્થાને સવિકલ્પ સમાધિ કહે છે સવિકલ્પ સમાધિની પરિપક્વ અવસ્થાને નિર્વિકલ્પ સમાધિ કહે છે નિર્વિકલ્પ સમાધિ દ્વારા જ્ઞાન થાય છે અને જ્ઞાનથી સર્વ પ્રકારના દુખની નિવૃત્તિ થાય છે માટે જ શ્રુતિ કહે છે

> आत्मा वारे द्रष्टव्य । હે મૈત્રેયી ! આત્મા દર્શન કરવા યોગ્ય છે
>
> આ તો પૂર્ણ વૈરાગ્ય હોય તો જ એને જ્ઞાન થાય છે
>
> મહારાજા સાહેબ તીવ્ર વૈરાગ્ય શી રીતે થાય ?
>
> સ્વામી પ્રકાશાનદ અનેક જન્મોના ધર્મના સસ્કારો એટલે

કે કર્મ-ઉપાસના દ્વારા મળ-વિક્ષેપ દોષો દૂર થયા હોય એવા લોકોના અંતઃકરણમા વિચાર દ્વારા વૈરાગ્યાદિ દૈવી ગુણો ઉત્પન્ન થાય છે. આ સંબંધમાં બુદ્ધદેવનું દૃષ્ટાંત છે:

## સિદ્ધાર્થનો વિવેક

બુદ્ધદેવનો જન્મ ઈ. પૂ. ૫૫૮માં હિમાલયની તળેટી આગળ ચંપારણ્યની ઉત્તરે નેપાળની તરાઈમાં કપિલવસ્તુ નામે નગરીમાં થયો હતો.

સિદ્ધાર્થ જ્યારે પોતાની જુવાનીમાં સુખોપભોગ કરતા હતા, ત્યારે બહુ વિચાર કરતા હતા; કારણ કે તે બાળપણથી વિચારશીલ અને એકાગ્રચિત્તવાળા હતા. જે નજરે પડે તેનું બારીકાઈથી નિરીક્ષણ કરવું અને એના ઉપર અત્યંત વિચાર કરવો એ તેમનો સહજ સ્વભાવ હતો. તે જુવાની ભોગવતા હતા એટલું જ નહિ પણ તે સાથે જુવાની એટલે શું, એ પણ વિચારતા હતા; તે એશઆરામ ભોગવતા હતા, પણ તે સાથે એશઆરામ એટલે શું, એનું સુખ કેટલું, દુઃખ કેટલું, એ ભોગનો સમય કેટલો, એનો પણ એ વિચાર કરતા હતા; તે વિચારતા કે અવિદ્વાન મનુષ્યો તો ઘરડા મનુષ્યોને કે વ્યાધિગ્રસ્ત મનુષ્યોને જોઈ કંટાળે છે ને તેમનો તિરસ્કાર કરે છે, પરંતુ હું જો તેમના પ્રમાણે વિચાર કરું તો તે મને શોભે નહિ. વળી અજ્ઞાની મનુષ્યો મૃત શરીર જોઈને કંટાળે છે અને તેઓ ભૂલી જાય છે કે તેઓ પણ એક વખત મરવાના છે, પણ મારાથી તેમ ન વર્તી શકાય. આવા વિચારોથી તેમનો જુવાનીનો મદ, આરોગ્યમદ અને જીવનમદ તદ્દન ગળી ગયા.

જેની પાસે ઘર, ગાડી, ઘોડા, પશુ, ધન, સ્ત્રી, પુત્ર, દાસ-દાસીઓ વગેરે હોય તે આ જગતમાં સુખી મનાય છે અને ઘણા લોકો પણ એમ માને છે, કે મનુષ્યનું સુખ આ વસ્તુઓને આધારે છે. પણ બુદ્ધદેવ વિચારવા લાગ્યા, કે 'હું પોતે મરણધર્મી

વ્યાધિધર્મી છતાં, શોકધર્મી છતાં, જરા, વ્યાધ, મરણ અને શોકથી સંબંધ રાખનારી વસ્તુઓ ઉપર મારા સુખનો આધાર માની બેઠો છું એ ઠીક નથી. જે પોતે દુઃખરહિત નથી તે બીજાને સુખ કેમ આપી શકે ? માટે જ્યાં જરા, વ્યાધિ, મરણ કે શોક ન હોય એવી વસ્તુની ખોળ કરવી યોગ્ય છે અને એનો જ આશ્રય લેવો જોઈએ.

### વૈરાગ્યવૃત્તિ

આવા આવા વિચારમાં જે પડે તેને સંસારનાં સુખોમાં શો રસ લાગે ? જે સુખ નાશવંત છે, જેનો ભોગ એક ક્ષણ પછી જ કેવળ ભૂતકાળની સ્મૃતિરૂપ થઈ રહે છે, જે ઘડપણ, રોગ અને મરણને નજીક ખેંચી લાવે છે, જેનો વિયોગ શોકને કરાવવાવાળો છે, એ સુખ અને ભોગમાંથી એનું મન ઉદાસ થઈ ગયું. જેના ઘરમાં કોઈ પ્રિય મનુષ્ય દિવાળીને દહાડે 'હમણાં મરશે' એવી સ્થિતિમાં હોય તેને તે દિવસે પકવાન્ન વહાલાં લાગે, કે રાત્રે દીપાવલી જોવા જવાની ઇચ્છા થાય ? તેમ સિદ્ધાર્થને દેહનું જરા, વ્યાધિ અને મરણનું થનારું આવશ્યક રૂપાંતર ક્ષણે ક્ષણે દેખાતું હોવાથી સુખોપભોગ તરફ કંટાળો આવી ગયો. એ જ્યાં ત્યાં એ વસ્તુઓને નજીક આવતી જોવા લાગ્યા અને તેથી પોતાનાં સગાંવહાલાં, દાસદાસીઓ વગેરેને એ સુખની પાછળ જ વલખાં મારતાં જોઈ એમનું હૃદય કરુણાથી ભરાઈ જવા લાગ્યું. લોકો આવા જડ કેમ હશે ? વિચાર કેમ કરતા નહિ હોય ? આવા ઇહલોક ને પરલોકના તુચ્છ સુખ માટે કેમ આતુર થતા હશે ? પણ આ વિચારો ક્યારે કહી શકાય ? એ સુખને બદલે બીજું કોઈક અવિનાશી સુખ બતાવી શકાય તો જ એ વાતો કરવી કામની છે. એ સુખ શોધ્યે જ છૂટકો. પોતાના હિત માટે એ સુખ જ મેળવવું જોઈએ અને પ્રિય જનો ઉપર ખરું હેત બતાવવું હોય તોપણ અવિનાશી સુખ જ શોધવું જોઈએ.

આવા આવા વિચારો કરતાં કેટલોક કાળ ગયા પછી ભર-જુવાનીમાં માતાપિતાની ઇચ્છા ન હોવા છતાં, તે મસ્તક મુંડાવી ભગવાં પહેરી, નિત્ય સુખની શોધ માટે ઘરમાંથી બહાર નીકળી ગયા.

તપશ્ચર્યા

ઘર છોડી સિદ્ધાર્થ દૂર નીકળી ગયા. ચમારથી તે બ્રાહ્મણ પર્યંત સર્વ જાતિના માણસો પાસેથી મેળવેલી ભિક્ષાને એક પાત્રમાં ભેગી કરી તે ખાવા લાગ્યા. પહેલવહેલાં એમને એમ કરવું બહુ જ આકરું લાગ્યું, પણ એમણે વિચાર કર્યો, કે 'અરે જીવ ! તને કોઈએ સંન્યાસ લેવાની જબરજસ્તી કરી નહોતી. રાજીખુશીથી તેં આ વેશ લીધો છે. રાજ–સંપત્તિનો ત્યાગ આનંદથી કર્યો છે. હવે તને આ ભિક્ષાન્ન ખાવામાં શાનો કંટાળો આવે છે? મનુષ્ય મનુષ્ય વચ્ચે ભેદભાવ જોઈ તારું હૃદય ચિરાઈ જતું, પણ હવે તારી પોતાની ઉપર હીન જાતિના માણસનું અન્ન ખાવાનો પ્રસંગ આવતાં જ તારા મનમાં એ લોકો વિષે અનુકંપા ન આવતાં કંટાળો ઉત્પન્ન થયો ! સિદ્ધાર્થ, છોડી દે આ નબળાઈ! સુગંધી ભાતમાં અને હીન લોકોએ આપેલા આ અન્નમાં તને ભેદભાવ ન લાગવો જોઈએ. આ સ્થિતિ તું પ્રાપ્ત કરીશ તો જ તારી પ્રવ્રજ્યા સફળ થશે.

એવી રીતે જે પૂર્ણ વૈરાગ્યવાન હોય તેને ધ્યાનયોગ દ્વારા પહેલાં સવિકલ્પ સમાધિ થાય છે અને પછી નિર્વિકલ્પ સમાધિ થતાં વખત લાગતો નથી.

## પ્રસંગ ૭મો

એક વખત સ્વામી પ્રકાશાનંદજી મોરબી હતા, ત્યારે મહારાજા સાહેબે પત્ર લખ્યો હતો, કે 'ચિરંજીવી લાલુનાં લગ્ન છે માટે આપ જરૂર પધારશો.' તે મુજબ સ્વામીજી વાંસદા પધાર્યા. નજીકના બંગલામાં ઊતર્યા હતા, ત્યાં મહારાજા સાહેબ ચિરંજીવી લાલજી સાહેબની સાથે પધાર્યા. કુશળ સમાચાર પૂછ્યા બાદ પ્રસગ નીકળતાં સ્વામીજીએ હસતાં હસતાં ચિરંજીવી લાલજી સાહેબને ઉદ્દેશીને આ પ્રમાણે કહ્યું:

સ્વામી પ્રકાશાનંદ: જ્યાં સુધી લગ્ન ન કર્યું હોય ત્યાં સુધી મનુષ્ય તરીકે અર્ધો જ કહેવાય.

यावन्न विन्दते जायां तावदर्धो भवेत् पुमान् ।
यन्न बालैः परिवृत्तं श्मशानमिव तद् गृहम् ॥

જ્યાં સુધી મનુષ્ય પત્નીને પ્રાપ્ત કરે નહિ ત્યાં સુધી તે અર્ધો (અસંપૂર્ણ) રહે છે. જે ઘર બાળકોથી વીંટળાયેલું ન હોય તે શ્મશાન સરખું જ છે.

જગતની ઉત્પત્તિના પ્રથમ સંકલ્પથી પ્રજાપતિના મનુ તથા શતરૂપા રૂપે વિભાગ કરવામાં આવ્યા અને તે પુરુષે પોતે એકલો હોવાથી સૃષ્ટિ આગળ ન વધારી શકવાથી બીજાની ઇચ્છા કરી. આવી રીતે પતિપત્નીરૂપે જગતની ઉત્પત્તિ વિષે બૃહદારણ્યકોપનિષદમાં શ્રુતિ છે:

स वै नैव रेमे तस्मादेकाकी न रमते स द्वितीयमैच्छत् । स है
तावानास यथा स्त्रीपुमांसौ संपरिष्वक्तौ ॥ स इममेवात्मानं द्वेधा
पातयत्ततः पतिश्च पत्नी चाभवतां तस्मादिदमर्धबृगलमिव स्व
इति ह स्माऽह याज्ञवल्क्यस्तस्मादयमाकाशः स्त्रिया पूर्यत एव
तां समभवत्ततो मनुष्या अजायन्त ।

આ પ્રમાણે તે પ્રજાપતિને કોઈ પણ પ્રકારે આનંદ થયો નહિ. જેવી રીતે કોઈ પણ મનુષ્ય એકલો હોય તો તેને આનંદ થતો નથી, તેને કોઈ બીજાની (સ્ત્રીની) ઇચ્છા થઈ. જેમ પતિ તથા પત્ની એકબીજા સાથે આલિંગન અવસ્થાવાળાં હોય છે, તેવી જ રીતે પ્રજાપતિ તે અવસ્થાવાળા થયા. તેમણે પોતાને જ બે વિભાગવાળા કર્યા. આથી પતિ તથા પત્ની બન્ને ઉત્પન્ન થયાં. જેમ દાળનો અર્ધો દાણો એક આખા દાળના ભાવરૂપે છે, તેમ તેઓ આ સમયે પોતાના અર્ધરૂપે હતા. યાજ્ઞવલ્ક્ય ઋષિએ આ પ્રમાણે પ્રજાપતિના સંબંધમાં જણાવ્યું છે. આ ખોટ પત્નીના અસ્તિત્વથી પૂર્ણ થઈ, જેથી તે મનુ તે સ્ત્રી શતરૂપાની પાસે ગયા અને તેઓથી મનુષ્યોનો જન્મ થયો.

આવા જ પ્રકારનું બાઈબલમાંથી વૃત્તાંત મળી આવે છે, કે પરમાત્માએ કહ્યું: 'માણસ એકલો જ રહે તે સારું નથી. હું એને માટે મદદગાર બનાવીશ.' ત્યારબાદ પ્રભુએ જમીનમાંથી વન-વગડાનાં દરેક પશુને બનાવ્યાં અને હવામાં ઊડતાં દરેક નાનાં નાનાં જંતુઓને બનાવ્યાં. પછી તે બધાંને પોતે આદમને લાવીને બતાવ્યાં અને પૂછ્યું, કે 'તમો આ બધાંને શું કહેશો?' અને ત્યારબાદ આદમે જેને જેને જે નામ આપ્યું તે નામ કાયમ રાખ્યું.

અને આદમે બધાં ઢોરો, પશુઓ અને જીવજંતુઓનાં નામ આપ્યાં, પણ આદમ સિવાય તેનો મદદગાર તેને કોઈ મળ્યો નહિ. ત્યારબાદ પરમાત્માએ આદમને ગાઢ નિદ્રા આપી અને તે

સૂઈ ગયો. તે વખતે તેનું એક પાંસળું પ્રભુએ કાઢી લીધું તથા તે જગ્યાએથી માંસ કાઢી લઈને તે ભાગ તેના વડે ઢાંકી દીધો.

તે માણસની પાંસળીમાંથી પ્રભુએ સ્ત્રીને ઘડી કાઢી અને તેને મનુષ્ય પાસે લાવીને મૂકી દીધી.

અને આદમે કહ્યું : 'આ મારા પાંસળામાંનું એક પાંસળું છે અને પાંસળાનું માંસ છે તેને સ્ત્રી કહેવામાં આવશે; કારણ કે તેને માણસમાંથી ઉત્પન્ન કરવામાં આવી છે.' આ સ્ત્રી જ ઈવ કહેવાય છે.

તેથી મનુષ્યજાત પોતાના મા અને બાપને છોડી દઈને પોતાની સ્ત્રીને વળગી રહેશે અને તેઓ એકબીજામાં મગ્ન થઈને રહેશે.

ધર્મશાસ્ત્રમાં લખ્યુ છે: सर्वावयवसंपूर्णां सुवृत्तामुद्वहेन्नरः। સમસ્ત સંપૂર્ણ અવયવોવાળી અને સારાં આચરણવાળી કન્યાની સાથે મનુષ્ય વિવાહ કરે. વિવાહ કરતી વખતે કન્યાના કુળનો પણ વિચાર કરવા શાસ્ત્ર કહે છે:

**सा साध्वी कुलजाया च पतिसेवासु तत्परा।**

જે કન્યા ઉત્તમ કુળમાં ઉત્પન્ન થઈ હોય તે સદાચારિણી તથા પતિની સેવામાં તત્પર રહેનારી છે.

પ્રાચીન સમયમાં જે લોકો કુલીન ગણાતા તે લોકો કન્યા-વિક્રય ન કરતા. એટલું જ નહિ પણ તેઓ વ્યવહારમાં પણ શુદ્ધ ચારિત્ર અને સાદી સરળ રહેણીકરણી, લેવડદેવડમાં પણ પ્રામાણિકતા તથા શાસ્ત્રમાં કહેલી સત્યનિષ્ઠા આદિનું પાલન કરતા; જ્યારે વર્તમાન કાળમાં તો કુળ અને કુલીનતા કેવળ વંશપરંપરાગત ચાલતી આવેલી રૂઢિ ઉપર જ અવલંબે છે. ઘણે ભાગે જોવામાં આવે છે, કે આવા કહેવાતા કુલીન, અકુલીન ગણાતા પુરુષો કરતાં પણ હલકાં કામો કરે છે.

જ્યારે લગ્ન જેવી પ્રથા ન હતી, ત્યારે ગમે તે પુરુષ ગમે

તે સ્ત્રીનો પોતાના આનંદ ખાતર સહવાસ કરતો અને પછી મતલબ પૂરી થયા બાદ અથવા તો અભાવ થઈ જાય એટલે બિચારીને નિરાધાર રખડતી મૂકી દેતો. આ અવ્યવસ્થા અને દુરાચારને અટકાવવા માટે પ્રાચીન ઋષિ-મુનિઓએ લગ્ન જેવી પ્રથા નક્કી કરી; કે જેથી દેવ, અગ્નિ, સગાં, કુટુંબ, નાતજાત તથા ગામના પ્રતિષ્ઠિત પુરુષોની સાક્ષીમાં કન્યાદાન થાય એટલે બન્ને એકબીજાના ધર્મબંધનમાં રહે અને તે મુજબ પતિ, પત્નીનું અને બચ્ચાંઓનું પાલનપોષણ કરે. અને પત્ની પતિની અને કુટુંબની સેવામાં તત્પર રહી એકબીજાની જિંદગી સુખથી વિતાવે; આટલો સુધારો થયો. ત્યારબાદ એવી પ્રથા દાખલ થઈ, કે છોકરાઓ પોતે ભલે લાયક હોય કે ન હોય, તોપણ પોતાની પસંદગીની કન્યાને પરણતા, એટલે કે મોટેભાગે ફસાવતા. આમ નાલાયક પતિ લાયક દીકરીઓને પરણીને તેના જીવનમાં સુખ આપી શકતો નહિ, પરિણામે દીકરીઓ દુઃખી થવા લાગી. એટલે પછી માબાપોએ જ વરની પસંદગી કરવા માંડી અને કન્યાની પણ તે મુજબ પસંદગી થવા માંડી અને તે પ્રમાણે જાતિ, વય, કુળ, વિદ્યા, રૂપ વગેરે જોઈને વરને કન્યાદાન કરવા માંડ્યું, આટલો સુધારો થયો. આ બધો સામાજિક ધર્મ છે, સનાતન ધર્મ નથી, એટલે હમેશાં કાળાંતરે ફેરફાર થતો જાય.

તૈત્તિરીય શિક્ષામાં આચાર્ય શિષ્યને ઉપદેશ આપે છે:

आचार्याय प्रियं धनमाहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः ।

આચાર્યને ગુરુદક્ષિણામાં પ્રિય ધન આપી, સંતોષી, તેમની આજ્ઞા લઈ પછી ગૃહસ્થાશ્રમ કરજે, પણ નૈષ્ઠિક બ્રહ્મચારી તરીકે ગુરુગૃહે વાસ કરી પ્રજાતંતુનો ઉચ્છેદ ન કરીશ.

મનુ ભગવાન તો ખાસ ગૃહસ્થાશ્રમનો આગ્રહ રાખે છે:

ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत् ।
अनपाकृत्य मोक्षं तु सेवमानो व्रजत्यधः ॥

ત્રણ ઋણને અદા કર્યા પછી જ મનને મોક્ષમાં જોડવું જોઈએ; જો ત્રણ ઋણ દૂર કર્યા વિના મોક્ષને સેવે તો તેનો અધઃપાત થાય છે.

अनधीत्य द्विजो वेदाननुत्पाद्य तथात्मजान् ।
अनिष्ट्वा चैव यज्ञैश्च मोक्षमिच्छन्पतत्यधः ॥

જો કોઈ પણ દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય) વેદ ભણ્યા વિના, પુત્ર-પ્રજા ઉત્પન્ન કર્યા વિના અને યજ્ઞાદિથી દેવતાઓને સંતોષ્યા વિના મોક્ષની ઇચ્છા કરે છે તો તેનો અધઃપાત થાય છે.

यथा वायुं समाश्रित्य वर्तन्ते सर्वजन्तवः ।
तथा गृहस्थमाश्रित्य वर्तन्ते सर्वे आश्रमाः ॥

જેમ સર્વ પ્રાણીઓ વાયુને આશ્રયે જીવે છે તેમ જ બધા આશ્રમો ગૃહસ્થાશ્રમને આશ્રયે નભે છે.

यथा नदीनदाः सर्वे समुद्रे यान्ति संस्थितिम् ।
तथैवाश्रमिणः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् ॥

જેમ નાનીમોટી બધી નદીઓ સમુદ્રમાં જઈ ઠરે છે, તેમ જ બધા આશ્રમો ગૃહસ્થાશ્રમનો આશ્રય કરે છે.

શ્રીમદ્ ભાગવતમાં પણ કાશ્યપ દિતિને કહે છેઃ

तस्याः कामं न कः कुर्यात् सिद्धिस्त्रैवर्गिकी यतः ।

જે સ્ત્રીના સાહચર્યથી ધર્મ, અર્થ, કામ, ત્રણ પુરુષાર્થ સિદ્ધ થઈ શકે છે તે સ્ત્રીની ઇચ્છાને કોણ પૂર્ણ ન કરે?

सर्वाश्रमानुपादाय स्वाश्रमेण कलत्रवान् ।
व्यसनार्णवमत्येति जलयानैर्यथार्णवम् ॥

બધા આશ્રમો ન સ્વીકારવા છતાં પણ સ્ત્રીવાળો મનુષ્ય પોતાના આશ્રમથી (ગૃહસ્થાશ્રમથી) નૌકા વડે સમુદ્ર તરાય તે પ્રમાણે દુઃખરૂપી સાગરને તરી જાય છે.

यामाहुरात्मनोह्यर्धं श्रेयस्कामस्य मानिनि ।
यस्यां स्वधुरमध्यस्य पुमाँश्चरति विज्वरः ॥

હે સુંદરી ! જે સ્ત્રીને કલ્યાણની કામનાવાળાઓ પોતાનું અર્ધું શરીર માને છે તે સ્ત્રીના ઉપર ગૃહભાર નાખવાથી પુરુષ નિશ્ચિંત ફરીહરી શકે છે.

यामाश्रित्येंद्रियारातीन् दुर्जयानितराश्रमैः ।
वयं जयेम ह्लेलाभिर्दस्यून्दुर्गपतिर्यथा ॥

જેમ કિલ્લાવાળો રાજા શત્રુઓને જીતી શકે છે તેમ બીજા આશ્રમો (બ્રહ્મચર્ય, સંન્યાસ ઇત્યાદિ) વડે ન જીતી શકાય એવા ઇંદ્રિયોરૂપી શત્રુઓને અમે એક સ્ત્રીના સહકાર વડે રમતમાત્રમાં જીતી શકીએ છીએ; અર્થાત્ ગૃહસ્થાશ્રમ અથવા સ્ત્રી એ કિલ્લો છે; માટે ઇંદ્રિયોને વશ રાખવી હોય તો એનો આશ્રય કરવો જ જોઈએ.

કેટલાક બ્રહ્મચર્યાશ્રમમાંથી જ સંન્યાસ લે છે અને પાછળથી તે પતિત થાય છે. માટે જેમ મેદાનમાં રહીને લડવા કરતાં કિલ્લામાં રહીને લડવાથી બચાવ કરી શકાય છે તેવી રીતે ગૃહસ્થાશ્રમમાં રહીને ગૃહસ્થધર્મ પાળીને જ્ઞાન મેળવવું તે યોગ્ય કહેવાય. ઉત્તરાવસ્થામાં એટલે શ્રુતિમાં કહે છે કે : आश्रमादाश्रमं गच्छेत् । અનુક્રમે એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં જવું. માટે પોણોસો વર્ષે સંન્યાસ લેવો.

બીજે દિવસે લગ્ન માટે વરયાત્રા (જાન) સીતામઉ ગઈ. ત્રણ ચાર દિવસ પછી સીતામઉથી લગ્ન કરીને આવ્યા અને મહારાજા સાહેબ તથા ચિ. લાલજી સાહેબ સ્વામીજી પાસે પધાર્યા અને લગ્ન થયા વિષેની થોડી વાતચીત કરી. પછી સ્વામીજીએ ચિ. લાલજી સાહેબને આ પ્રમાણે કહ્યું :

સ્વામી પ્રકાશાનંદ : હવે તમારે ધર્માચરણ કરવાનું છે. તૈત્તરિય ઉપનિષદમાં કહ્યું છે કે : सत्यं वदाधर्मं चर । ધર્મનાં લક્ષણો કયાં.?

મનુ ભગવાન કહે છે કે–

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धी विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥

ધૈર્ય, ક્ષમા, દમ, અસ્તેય એટલે ચોરી ન કરવી તે, શૌચ, ઇંદ્રિયનિગ્રહ. બુદ્ધિ, વિદ્યા, સત્ય અને અક્રોધ એ દશ ધર્મનાં લક્ષણો છે.

તો શંકા થાય કે ધર્મનાં લક્ષણોમાં સત્ય આવી જાય છે છતાં પણ સત્યને ધર્મ ચરથી सत्यं वद જુદું કેમ લખ્યું ? સમાધાન એ છે કે સત્યના પાલન વગર ધર્મનું આચરણ થઈ શકતું નથી. માટે સત્ય એ તો ધર્માચરણનો મુખ્ય પાયો છે. કણાદમુનિના વૈશેષિક દર્શનની શરૂમાં સૂત્ર છે, કે यतोऽभ्युदयनिश्रेयससिद्धिः स धर्मः । એટલે કે જે વૈદિક આચરણ વિશેષથી આ લોક સંબંધી ભોગો તેમ જ પારલૌકિક, સ્વર્ગાદિ તેમ જ મોક્ષસુખની પ્રાપ્તિ થાય તે ધર્મ; આવું ધર્મનું લક્ષણ બતાવ્યું છે.

આ સૂત્રમા यतः જેનાથી अभ्युदयनिश्रेयससिद्धिः થાય તેમાંથી એટલે કે કર્મ, ઉપાસના અને જ્ઞાનથી એમ સમજવું. એ કર્મ, ઉપાસના અને જ્ઞાનની રક્ષા સત્યથી થાય એટલા માટે શ્રુતિમાં કહે છે, કે सत्येन रक्षितो धर्मः । ભગવાન પતંજલિ પણ કહે છે કે सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् । સત્યની પૂર્ણ દૃઢતા સિદ્ધ થતાં ક્રિયાના ફળની પ્રાપ્તિ થાય છે. અહીં ક્રિયા એટલે કર્મ, ઉપાસના, જ્ઞાન અને ફળ આ પ્રમાણે મળવિક્ષેપ અને આવરણ દોષોનું નિવારણ થાય તે. જેમકે મેલાં કપડાંને ધોવાં હોય તો પહેલાં તેને પાણીમાં પલાળવાં પછી તેને સાબુ નાખી ધોકો મારીને કે છબછબાવીએ એટલે કપડાં સાફ થાય છે. તે પ્રમાણે કર્મની સાથે સાથે પાણીની માફક દરેક ક્રિયામાં ( એટલે કે પહેલેથી અંત સુધી ) સત્યની જરૂર છે. સત્ય વિના જ્ઞાનની પ્રાપ્તિ

કરનાર વ્યક્તિ સૂકા કપડામાં ધોકા મારે છે; એથી કંઈ કપડું સાફ થતું નથી પણ ફાટી જાય છે. આમ કર્મ (પ્રતીક) ઉપાસના કર્યા સિવાય શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરે છે. એ સૂકા કપડામાં ધોકા મારવા જેવું છે અને પરિણામે શુષ્ક જ્ઞાન થઈ જાય છે; છતાં તે સફળ થતું નથી. વૈરાગ્ય અને ઉપરતિ વિના નિદિધ્યાસન ક્યાંથી હોય? તેથી આ કર્મ, ઉપાસના અને જ્ઞાનમાં સત્ય જ હોવું જરૂરી છે; તો જ ફળની પ્રાપ્તિ થાય છે. આ પ્રમાણે સત્ય એ ધર્મનો મૂળ પાયો હોવાથી सत्यं वद। એમ પહેલાં કહ્યું છે, માટે સત્યનું પાલન કરીને ધર્મનું આચરણ કરવું.

મહારાજા સાહેબ: વેદમાં કર્મ, ઉપાસના અને જ્ઞાન છે, પરંતુ અન્ય ધર્મમાં કર્મ, ઉપાસના ક્યાં છે?

સ્વામી પ્રકાશાનંદજી: વિચારદૃષ્ટિથી જુઓ તો દરેક ધર્મમાં કર્મ, ઉપાસના અને જ્ઞાન છે. જેવાં કે બાઈબલ, કુરાને શરીફ વગેરે.

## કર્મ=યજ્ઞ, દાન, તપ

યજ્ઞ: यज्ञानां जपयज्ञोऽस्मि। આ જપયજ્ઞ તો આખા જગતમાં છે. દાન પણ આખા જગતમાં છે અને કાયિક, વાચિક અને માનસિક તપ પણ આખા વિશ્વમાં છે.

કર્મ: કેટલાક લોકો શા કારણથી કર્મ કરવાનું છે તે જાણ્યા સિવાય જ માત્ર સંધ્યાદિક વગેરે કર્મ જ કરે છે તે જડ કર્મ કહેવાય છે.

ઉપાસના: પરમાત્માની ભક્તિ દરેક ધર્મમાં છે. ઇસ્લામ, ખ્રિસ્તી, જરથોસ્ત ધર્મ વગેરેમાં તેમજ ચીન, જાપાન, બર્મા વગેરે અન્ય દેશોમાં પળાતા બુદ્ધ ધર્મમાં પણ છે. ઇસ્લામમાં પણ ખુદા તરફના ઈશ્કને લીધે ઘરબાર તેમ જ સર્વસ્વનો ત્યાગ કરીને સંત પુરુષો થયા છે. એ પ્રમાણે અન્ય ધર્મોમાં પણ છે જ.

કેટલાક લોકો શા કારણથી ઉપાસના કરવી જરૂરી છે તે

જાણ્યા સિવાય જ માત્ર પ્રતીક ઉપાસના જ કરે છે તે જડ ભક્તિ કહેવાય.

જ્ઞાન : ઇસ્લામ ધર્મમાં ઇન્સાનને ઓળખીને ખુદાને ઓળખો એમ જણાવ્યું છે, એ જ પ્રમાણે આત્માને (પોતાને) ઓળખીને પછી પરમાત્માને ઓળખવાનું દરેક ધર્મમાં કહે છે.

કેટલાક લોકો કર્મ, ઉપાસના (ભક્તિ) કર્યા વગર જ જ્ઞાનની પ્રાપ્તિ માટે શ્રવણાદિ કરે છે. પરિણામે તેમને શુષ્ક જ્ઞાન જ થાય છે.

તત્ત્વજ્ઞાન સંબંધી સપૂર્ણ ખુલાસો વેદોમાં જ વધારે કર્યો છે. જ્ઞાનેંદ્રિય, કર્મેંદ્રિય, પંચપ્રાણ, પંચમહાપ્રાણ, વગેરે મહા કારણ, સ્થૂળ, સૂક્ષ્મ કારણ, પંચદોષાદિકનો વિસ્તારથી ખુલાસો કર્યો છે. એટલે કે જ્ઞાન સંબંધી બીજા ધર્મોમાં થોડો ફેરફાર આવે છે, પરંતુ સરવાળે દરેક ધર્મ સરખા છે. આવી રીતે કર્મ, ઉપાસના અને જ્ઞાન તો દરેક ધર્મમાં છે જ.

આ પછી પ્રસંગ નીકળતાં મહારાજા સાહેબે સ્વામીજીને પ્રશ્ન કર્યો: શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે-

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्‌दृढम्।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम्॥
असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते॥

અહીં મનને રોકવું એટલે શું ?

સ્વામી પ્રકાશાનંદ: મનને રોકવું એટલે સ્થૂળતાને દૂર કરી સૂક્ષ્મતાને ધારણ કરવી. સ્થૂળતા સંબંધી યોગવાસિષ્ઠમાં કહ્યું છે :

स्नेहेन धनलोभेन लाभेन मणियोषिताम्।
आपातरमणीयेन चेतो गच्छति पीनताम्॥

अनात्मन्यात्मभावेन देहभावनया तथा।
पुत्रदारैः कुटुम्बैश्च चेतो गच्छति पीनताम् ॥
अहङ्कारविकारेण ममतामललीलया।
इदं ममेति भावेन चेतो गच्छति पीनताम् ॥

કુટુંબ વગેરેમાં તથા અનેક ભોગ્ય પદાર્થોમાં સ્નેહ થવાને કારણે તથા ધનના લોભથી તથા સ્ત્રી આદિ સ્થૂળ પદાર્થોની પ્રાપ્તિ થવાથી ચિત્ત સ્થૂળતાને પ્રાપ્ત થાય છે. અનાત્મ પદાર્થોમાં આત્મત્વ બુદ્ધિ હોવાથી, તેમ જ દેહભાવના અર્થાત્ દેહમાં આત્મબુદ્ધિ હોવાના કારણથી, તેમ જ પુત્ર, સ્ત્રી અને અન્ય કુટુંબીઓમાં થતી મોહમમતાથી મનુષ્યોનું ચિત્ત સ્થૂળતાને પામે છે. અહંકારરૂપ વિકારથી તથા અનેક પ્રકારની વસ્તુમાં થતી મમતાથી અને હું અને મારું એ પ્રકારની ભાવનાથી ચિત્ત સ્થૂળતાને પ્રાપ્ત થાય છે.

એટલે રજોગુણ–તમોગુણ પ્રધાન વૃત્તિઓ સ્થૂળતા કહેવાય. તેને સૂક્ષ્મ કરવું એટલે કે સત્ત્વપ્રધાન કરવું તે નિગ્રહ કહેવાય.

શ્રુતિમાં પણ કહ્યું છે કે–

एषु सर्वेषु भूतेषु गूढात्मा न प्रकाशते।
दृश्यते त्वग्रया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥

આ સૂક્ષ્મદષ્ટિ એટલે જ સત્વપ્રધાન વૃત્તિ.

મહારાજા સાહેબ: નિગ્રહ શી રીતે થાય?

સ્વામી પ્રકાશાનંદ: ભગવાન પતંજલિએ યોગસૂત્રમાં કહ્યું છે, કે अभ्यासवैराग्याभ्यां तन्निरोधः। વિપર્યય, વિકલ્પ, નિદ્રા, સ્મૃતિ વગેરે પાંચ પ્રકારની વૃત્તિઓ અસુરત્વરૂપ વડે ક્લિષ્ટ કહેવાય છે અને દેવત્વરૂપ વડે અક્લિષ્ટ કહેવાય છે. એવી સર્વ વૃત્તિઓનો નિરોધ, અભ્યાસ અને વૈરાગ્ય એ બે ઉપાય વડે થાય છે.

જેમ ઘણા તોફાની વાંદરાને પકડવા માટે તેને ભાંગ વગેરે ખવડાવવાથી નશો ચડે છે, ત્યારે જ સહેલાઈથી તે પકડી શકાય છે. તેવી રીતે અભ્યાસ તથા વૈરાગ્યથી મન પર કાબૂ મેળવી શકાય છે.

## વૈરાગ્યનાં લક્ષણ

વૈરાગ્ય બે પ્રકારનો છે : અપર વૈરાગ્ય અને પર વૈરાગ્ય. એમાં અપર વૈરાગ્યના પણ યતમાન, વ્યતિરેક, એકેંદ્રિય, વશીકાર એવા ચાર પ્રકાર છે. આ સંસારમાં આ વસ્તુ સારરૂપે છે તેમજ આ વસ્તુ અસારરૂપે છે. આ રીતનો જે સારાસારવિવેક તેનું નામ યતમાન વૈરાગ્ય છે. વળી ચિત્તમાં રહેલા રાગદ્વેષાદિ દોષોના મધ્યમાં મારો આટલો દોષ દૂર થયો છે તથા આટલો દોષ બાકી રહ્યો છે; આ રીતના વિચાર વડે રહેલા દોષની નિવૃત્તિ કરવા માટે જે પ્રયત્ન તેનું નામ વ્યતિરેક વૈરાગ્ય છે. વળી મનમાં વિષયની ઇચ્છા હોવા છતાં ઇંદ્રિયોના નિરોધનો જે પ્રયત્ન તેનું નામ એકેંદ્રિય વૈરાગ્ય છે. આ લોકના તથા પરલોકના વિષયને નાશવાન જાણી તેના ત્યાગની જે ઇચ્છા તેનું નામ વશીકાર વૈરાગ્ય છે. આ વશીકાર વૈરાગ્ય પણ મંદ, તીવ્ર અને તીવ્રતર એવા ભેદ વડે ત્રણ પ્રકારનો છે. તેમાં પુત્ર, સ્ત્રી, ધન ઇત્યાદિ પ્રિય પદાર્થોનો વિયોગ થવાથી આ સંસારમાં ધિક્કાર છૂટે. આ રીતની બુદ્ધિથી વિષયના ત્યાગની જે ઇચ્છા થાય તેનું નામ મંદ વૈરાગ્ય છે. આ જન્મમાં મને સ્ત્રી, પુત્ર તથા ધન વગેરે પદાર્થ ન મળો; આ રીતની સ્થિર બુદ્ધિ વડે વિષયના ત્યાગની ઇચ્છા તેનું નામ તીવ્ર વૈરાગ્ય છે. વળી બ્રહ્મલોક પર્યંત સર્વલોક મને પ્રાપ્ત ન થાઓ; આ રીતની સ્થિર બુદ્ધિ વડે સર્વ વિષયના પરિત્યાગની ઇચ્છા કરવી તેનું નામ તીવ્રતર વૈરાગ્ય છે.

મહારાજા સાહેબ : અને અભ્યાસનું લક્ષણ શું ?

સ્વામી પ્રકાશાનંદ : तत्र स्थितौ यत्नोऽभ्यासः । વૃત્તિ વગરનું ચિત્ત સ્વરૂપમાં પરિણામ પામે તેનું નામ સ્થિતિ છે. આ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે યત્ન કરવો અર્થાત્ ઉત્સાહથી વારંવાર ચિત્તને તત્ત્વમાં જોડવું તેનું નામ અભ્યાસ છે.

ગીતામા પણ કહ્યુ છે કે–

**योगी युञ्जीत सततमात्मान रहसि स्थित ।**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रह ॥**

યોગી પુરુષે એકાત દેશમા રહી, એકલા થઈ, અત કરણ તથા ઇદ્રિયરહિત શરીરને કાબૂમા રાખી, આશારહિત થઈ, ભોગ સાધનોના સગ્રહ વિનાના થઈ પોતાના મનને સદા આત્મા સાથે જોડવુ–ધ્યાન કરવુ

હવે તમને આ બધુ ખુલાસા સાથે સમજાવુ

ભગવતિ શ્રુતિ પણ કહે છે

**समे शुचौ शर्करावह्निवालुकाविवर्जिते शब्दजलाशयादिभि ।**
**मनोऽनुकूले न तु चक्षुपीडने गुहानिवाताश्रयणे प्रयोजयेत् ॥**

સમાન, પવિત્ર, કાકરા, અગ્નિ અને રેતીથી રહિત, સુદર શબ્દવાળા જળાશયોથી યુક્ત, મનને અનુકૂળ, નેત્રને પીડા કરનારી વસ્તુઓથી રહિત, વાયુરહિત ગુફામા વાસ કરીને (ચિત્તને બ્રહ્મમા) જોડે

एकाकी। એકલો, પ્રાચીન ઇતિહાસ જોઈએ છીએ તો ઋષિમુનિઓ વ્યાસ, વસિષ્ઠ આદિ કુટુબ મૂકી એકલા ઘણો વખત જગલમા રહી આત્માનુ અનુસધાન કરતા હતા એવા મહર્ષિઓને પણ જ્યારે એકલા રહેવાની જરૂર પડતી હતી, ત્યારે આપણે તો આત્માનુ અનુસધાન કરવુ હોય તો વિક્ષેપ અટકાવવા માટે એકલા રહેવાની ઘણી જરૂર છે

ભગવાન વ્યાસ કહે છે

**अदर्शनमसस्पर्शस्तथाऽसम्भाषण सदा ।**
**यस्य भूतै सह मुने स श्रेयो विन्दते परम् ॥**

હે મુનિ! જે મનુષ્ય પ્રાણીમાત્રની નજર બહાર રહે છે, જે કોઈને પણ સ્પર્શ કરતો નથી અને કોઈની સાથે વાતચીત

પણ કરતો નથી તે પરમ કલ્યાણ પ્રાપ્ત કરે છે.

यतचित्तात्मा । અહીં ચિત્ત વડે અંતઃકરણ સમજવું અને આત્મ શબ્દ વડે ઇંદ્રિયો સહિત શરીર સમજવું. જેનુ અંતઃકરણ, ઇંદ્રિયો અને શરીર યોગના પ્રતિબંધક વ્યાપારોથી રહિત થાય છે તે यतचित्तात्मा કહેવાય છે.

ભગવતિ શ્રુતિ કહે છે :

त्रिरुन्नतं स्थाप्य समं शरीरं हृदीन्द्रियाणि मनसा संनिवेश्य ।
ब्रह्मोडुपेन प्रतरेत विद्वान्स्रोतांसि सर्वाणि भयावहानि ॥

(છાતી, ડોક ને મસ્તક) એ ત્રણ ઊંચાં રહે એમ શરીરને સમ રાખી, હૃદયમા મન ને ઇંદ્રિયોનો સારી રીતે પ્રવેશ કરાવી પ્રણવરૂપ ત્રાપા વડે ભય આપનારી સર્વે (સંસારરૂપ) નદીઓને જ્ઞાનીએ તરવી.

निराशीः । દોષદૃષ્ટિપૂર્વક વૈરાગ્યની દૃઢતાને લીધે સર્વ પદાર્થોમાં તૃષ્ણારહિત થવુ.

ભગવાન શંકરાચાર્ય કહે છે :

येषामाशा निराशा स्याद्दारापुत्रधनादिषु ।
तेषां सिध्यति नान्येषां मोक्षाशाभिमुखी गतिः ॥

જેમની સ્ત્રી, પુત્ર, ધનાદિની આશા નિરાશામાં ફેરવાઈ જાય છે; અર્થાત્ સ્ત્રી, પુત્ર, ધન વગેરે ઉપરની આશા અંતરમાંથી નીકળી જાય છે, તે મનુષ્યની જ મોક્ષની દિશા તરફ ગતિ સફળ થાય છે, બીજાની નહિ.

अपरिग्रहः । ધ્યાનયોગના પ્રતિબંધક પદાર્થોના સંગ્રહ વિનાનો. ઇંદ્રિયો સ્વાભાવિક રીતે બહિર્મુખ હોવાથી માયાના કાર્યરૂપ વિષયાદિક પદાર્થો ગ્રહણ કરે છે અને તેથી જો યોગીનુ ચિત્ત ઇંદ્રિયો દ્વારા માયાના પદાર્થના ગુણદોષ તરફ વળે અને પદાર્થ ગ્રહણ કરે તો તે તે પદાર્થમાં મોહ થવાથી ધ્યાનપરાયણ થઈ શકાતું નથી.

वास्तु क्षेत्रं धनं धान्यं द्विपदाश्च चतुष्पदाः ।
शयनासनयानञ्च कुप्यं भाण्डममी दश ॥

ઘર, ખેતી, ધન, અનાજ, મનુષ્યો, પશુઓ (હાથી, ઘોડા, ગાય વગેરે), સૂવાનાં બિછાનાં, બેસવાનાં સિંહાસન વગેરે વાહન, સોના–ચાંદીનાં વાસણો; આ દશ પરિગ્રહ છે.

આવી યોગ્યતાવાળા પુરુષે ધ્યાનયોગ માટે પવિત્ર જગ્યામાં બેસવાનું છે. પવિત્ર જગ્યા એટલે સ્વભાવથી જ પવિત્ર એવાં તીર્થ, દેવાલય આદિ અથવા તો સંસ્કારથી પવિત્ર કરેલી એટલે માર્જન આદિથી શુદ્ધ કરેલી જગ્યા. આસન ઘણું ઊંચું કે નીચું ન રાખવું અને પહેલાં દર્ભનું આસન, તે ઉપર મૃગચર્મ, તે ઉપર વસ્ત્ર પાથરી આસન કરી બેસવું. શરીર, માથું તથા ગરદન સીધાં રાખી નાસિકાના અગ્ર ભાગ ઉપર દૃષ્ટિ રાખી કાંઈ ન જોતાં મનની વૃત્તિને ભ્રૂકુટી કે હૃદયમાં સ્થિર કરવી અને નેત્રો અર્ધાં ખુલ્લાં રાખવાં. એનું કારણ એ કે નેત્રો અર્ધાં બંધ રાખવાથી વૃત્તિનો નાશ થઈ નિદ્રા આવે છે અને નેત્રો ખુલ્લાં રાખવાથી ચિત્તનો વિક્ષેપ થવા સંભવ છે.

આ પ્રમાણે તૈયારીવાળા યોગી માટે ઉપર બતાવેલા શ્લોકમાં युञ्जीत (જોડે) એટલે ધ્યાનસ્થ થવા આજ્ઞા છે. ત્યાં શંકા થાય છે કે વૃત્તિ દ્વારા બ્રહ્મ સાથે જોડાવાનું તે કેવળ વૃત્તિથી જ બને છે કે કોઈ સાધનની અપેક્ષા છે? તેનું સમાધાન એ છે કે ૐ–રૂપી સાધનની અપેક્ષા છે. ૐ બ્રહ્મનો વાચક છે અને બ્રહ્મ વાચ્ય છે. વાચ્યવાચકનો અભેદ છે. તૈત્તિરીય શ્રુતિ પણ એમ કહે છે ओमिति ब्रह्म। નારાયણ ઉપનિષદમાં કહ્યું છે, કે ओमित्यात्मानं युञ्जीत। આ રીતે ૐનું અવલંબન કરી ધ્યાન કરવાનું છે.

ધ્યાનની વ્યાખ્યા યોગસૂત્રમાં આ પ્રમાણે છેઃ तत्र प्रत्ययैकतानता ध्यानम् । ધારણાના પ્રદેશમાં વૃત્તિની એકતાનતા (સ્થિરતા) તે ધ્યાન કહેવાય છે; માટે એવી સ્થિરતા ઉત્પન્ન થાય તેમ ૐના

અવલંબન દ્વારા યોગીએ ધ્યાનનો યત્ન કરવાનો છે. અહીં શંકા થાય કે અપરોક્ષ વસ્તુનું ધ્યાન થઈ શકે, પણ કોઈ વખત ન જોયેલી પરોક્ષ વસ્તુનું ધ્યાન શી રીતે થઈ શકે? એનું સમાધાન પંચદશીમાં ધ્યાનદીપમાં કર્યું છે, કે ધ્યાન પરોક્ષનું જ થઈ શકે છે. પદાર્થ અપરોક્ષ થયો એટલે જ્ઞાન થઈ ગયું, પછી તે માટે ધ્યાન કરવાનું રહેતું નથી. કેમકે પદાર્થનું જ્ઞાન તો પ્રમાણ–પ્રમેયને આધીન છે અને ધ્યાન તો વિધિ, વિશ્વાસ, ઇચ્છા તથા હઠને આધીન છે. આમ હોવાથી બ્રહ્મનું ધ્યાન પરોક્ષ જ બની શકે છે.

આત્મામાં વૃત્તિ જોડવાની રીત આ પ્રમાણે છે: ૐકાર સાથે વૃત્તિનું ઉત્થાન કરી તે વૃત્તિ આત્મામાં જોડવી. આ રીતે કરવાથી ધ્યાન કેમ બને? તેના સંબંધમાં દૃષ્ટાંત છે:

જ્યારે બાળક ચાલતાં શીખે છે ત્યારે પહેલાં ત્રણ પૈડાંની ગાડીનો આધાર લઈને પોતાના પગ ઉપર ભાર દઈ ઊભું થાય છે અને ગાડીને ધકેલે છે, તથા આગળ ગાડી સાથે ચાલવા પ્રયાસ કરે છે અને પાછળથી ગાડી ઉપરથી હાથ ખસેડી પોતે થોડી વાર ઊભું રહી થોડું થોડુ ચાલવા માડે છે. એમ કરતાં કરતાં બાળક ચાલતાં શીખી જાય છે. સિદ્ધાંતમાં એમ સમજવાનું છે કે જ્યારે જ્યારે સાધક આત્માનુસંધાન કરતાં શીખે છે, ત્યારે અકાર ઉકાર અને મકારવાળી ત્રણ પૈડાંની ૐરૂપી ગાડીનો આધાર લઈ ભક્તિ અને વૈરાગ્યરૂપ બે પગ ઉપર ભાર દઈ ઊભો થાય છે. ૐ શબ્દની સાથે વૃત્તિનું પણ ઉત્થાન થવાથી સાધક આત્માનું ધ્યાન કરી શકે છે અને ગાડી હાથમાંથી છૂટી જાય, છતાં બાળક જરા વાર ઊભું રહી જાય; તેમ ૐશબ્દ શાંત થઈ જાય, તોપણ વૃત્તિ થોડી વાર ટકી પછી શાંત થઈ જાય છે. ફરી ૐદ્વારા વૃત્તિનું ઉત્થાન કરી જેવી રીતે બાળક ગાડીને ઠેલે છે, તેવી રીતે સાધક વૃત્તિ વડે ૐકારને આગળ કરે છે તથા આત્માનું ધ્યાન કરવા પ્રયત્ન કરે છે. ૐશબ્દ શાંત થઈ જાય છે અને વૃત્તિ ટકી રહે છે.

આ પ્રમાણે ૐકાર દ્વારા સહેલાઈથી આત્માનું ધ્યાન થઈ શકતું હોવાથી શ્રુતિ કહે છે, કે एतदालम्बनं श्रेष्ठम्। આ (ૐકાર-રૂપ) આલંબન શ્રેષ્ઠ છે. માટે ૐ દ્વારા જ સાધકે આત્માનુ-સંધાન કરવું.

ૐ દ્વારા ધ્યાન કરવાની રીત મુંડક ઉપનિષદમાં છે:

प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते।
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत्॥

ૐકાર ધનુષ્ય છે, આત્મા બાણ છે અને બ્રહ્મ તેનું લક્ષ્ય કહેવાય છે. તે પ્રમાદથી રહિત ચિત્તવાળા પુરુષથી વિંધવા યોગ્ય છે તેથી તેણે બાણની પેઠે તન્મય થવું.

ધનુષ્ય જેમ બાણને ગતિ આપવાનું સાધન છે, તેમ ૐ એ ધનુષ્ય જીવાત્માની વૃત્તિરૂપ બાણને ગતિ આપવાનું સાધન છે. જેમ બાણ લક્ષ્યથી તન્મય થાય છે, તેમ જીવાત્માની બાણરૂપ વૃત્તિ બ્રહ્મ સાથે ૐકાર દ્વારા તન્મય થાય છે; માટે શ્રુતિમાં કહ્યું છે, કે ओमित्येवं ध्यायथ आत्मानम्। ૐ એમ આત્માનું ધ્યાન કરો.

ૐ શબ્દ સાથે વૃત્તિનું ઉત્થાન કરી આત્માનું ધ્યાન કરવું. ૐકારની સાથે વૃત્તિ પણ ઊઠે છે અને શબ્દ શાંત થતાં વૃત્તિ આત્માકાર થઈ ટકી રહે છે. જ્યાં સુધી ૐકાર સહિત વૃત્તિ છે, ત્યાં સુધી શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ રહે છે અને પછી ક્રમે ક્રમે આલંબન છૂટી જાય છે.

શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિમાં શબ્દવેધી દશરથરાજાનું દૃષ્ટાંત છે:

એક વખત દશરથરાજા શિકાર કરવા સારુ અંધારામાં જળાશય પાસે એક ઝાડ પર બેઠા હતા. લગભગ ચાર વાગતાં શ્રવણ તૂંબડું લઈ પોતાનાં માતાપિતા સારુ પાણી ભરવા આવ્યો.

તે તુંબડામાં પાણી ભરાતાં બુડ્ બુડ્ અવાજ થયો. તે દશરથ-રાજાએ સાંભળ્યો અને તેણે અટકળ કરી કે કોઈ હાથી સૂંઢથી પાણી પીએ છે. તેથી ધનુષ્ય ચડાવી શબ્દ દ્વારા લક્ષ્ય કરી તે તરફ બાણ છોડ્યું અને શ્રવણ વિંધાયો. આ દૃષ્ટાંતમાં બુડ્'બુડ્ શબ્દની સાથે શ્રોત્ર ઇંદ્રિયનો સંબંધ થયો અને શબ્દવાળી વ્યક્તિ-ની સાથે વૃત્તિનો સંબંધ થયો. સિદ્ધાંતમાં પ્રણવરૂપ શબ્દ સાથે શ્રોત્ર ઇંદ્રિયનો સંબંધ છે અને બ્રહ્મ સાથે વૃત્તિનો સંબંધ છે. પ્રણવરૂપ શબ્દથી અનુવિદ્ધ (વિંધાતા) બ્રહ્મરૂપ લક્ષ્યનો વેધ કરવા શ્રુતિ ભગવતી આજ્ઞા કરે છે. જ્યાં સુધી શબ્દાનુવિદ્ધ છે ત્યાં સુધી શબ્દવેધ કહેવાય.

ૐ શબ્દ બંધ પડી જવાથી એકલી વૃત્તિ માત્ર રહે છે, તેને શબ્દ–અનનુવિદ્ધ કહે છે. શબ્દ–અનનુવિદ્ધ વૃત્તિ જેમ જેમ સત્ત્વપ્રધાન થતી જાય છે, તેમ તેમ સૂક્ષ્મ થતી જાય છે. જ્યારે શુદ્ધ સાત્ત્વિક થાય છે ત્યારે આવરણનો ભંગ કરે છે. વૃત્તિની આ ક્રિયાને લક્ષ્યવેધ કહે છે.

મૂળ શ્લોકમાં सततम् એમ કહ્યું છે, તો વૃત્તિને નિરંતર બ્રહ્માકાર કરવાનું થઈ શકે નહિ. વળી આસન નાખીને માત્ર વધારેમાં વધારે બે ત્રણ કલાક બ્રહ્માકાર વૃત્તિ થઈ શકે, માટે બાકીના વખતમાં હરતાંફરતાં વૃત્તિ બ્રહ્માકાર કરવી જોઈએ. તે બ્રહ્માકાર વૃત્તિ દૃશ્યાનુવિદ્ધ રીતિથી કરવી. દૃશ્યાનુવિદ્ધ બે પ્રકારની છે: આંતર તથા બાહ્ય. બાહ્ય દૃશ્યાનુવિદ્ધની રીત માંડૂક્ય ઉપનિષદમાં આપી છે.

ओमित्येतदक्षरमिदं सर्वम् । ૐ [illegible] આ પ્રકારનો આ અક્ષ[illegible] આ બધું છે.

પ્રત્યક્ષ પ્રમાણના વિષયભૂત [illegible] ગત ૐકારરૂપ

છાંદોગ્ય શ્રુતિમાં કહ્યું છે

सर्वं खल्विदं ब्रह्म तज्जलानि [illegible] આ

(નામરૂપાત્મક જગત) નિશ્ચે બ્રહ્મ છે; કારણકે (આ જગત) તેમાંથી ઊપજેલું, તેમાં લય પામનારું ને તેમાં સ્થિત છે, તેથી શમદમાદિ સાધન સંપન્ન કરી તેની ઉપાસના કરવી.

એટલે કે નામરૂપને છોડી દઈને અસ્તિ, ભાતિ, પ્રિય રૂપ જે બ્રહ્મ છે, તેની સાથે વૃત્તિને જોડવી. આ ઉપર મત્સ્યવેધનું દૃષ્ટાંત છેઃ અર્જુને કરેલા મત્સ્યવેધ સમયે એક પાણીના કૂંડમાં વચ્ચોવચ એક થાંભલો હતો અને તે થાંભલાની વચમાં ત્રાજવું હતું. ત્રાજવાના પલ્લામાં ઊભા રહી શરીર સમતોલ રાખવાનું હતું અને થાંભલાના ઉપલા ભાગમાં એક સોનાનું માછલું ટાંગેલું હતું, જે ગોળ ગોળ ફર્યા કરતું હતું. આ ફર્યા કરતા માછલાનું પ્રતિબિંબ પાણીમાં પડતું હતું. તે પ્રતિબિંબ ઉપર લક્ષ રાખીને મત્સ્યવેધ કરવાનો હતો. તે પ્રમાણે શરીર સમતોલ રાખી અર્જુને તીર ફેંક્યું અને એ માછલાનો વેધ કર્યો.

દૃષ્ટાંતમાં નેત્રેંદ્રિયનો સંબંધ પ્રતિબિંબ સાથે થયો અને વૃત્તિનો સંબંધ બિંબ સાથે થયો. સિદ્ધાંતમાં નામરૂપની સાથે નેત્રને જોડીને અસ્તિ, ભાતિ અને પ્રિયરૂપ બ્રહ્મની સાથે વૃત્તિને જોડવી એ બાહ્ય દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ છે અને અંતઃકરણમાં ઊઠતી વૃત્તિઓના સાક્ષીપણા વડે આત્માનું ધ્યાન કરવું તે આંતર દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ છે. અભ્યાસના પરિપાક વડે રૂપના અવલંબન સિવાય પણ વૃત્તિ બ્રહ્માકાર થઈ શકે છે, એટલે કે અસ્તિ, ભાતિ અને પ્રિયરૂપ બ્રહ્મનું ધ્યાન કરી શકે છે. માટે સાધક, જ્યાં સુધી શબ્દાનુવિદ્ધ સિદ્ધ ન થઈ હોય ત્યાં સુધી દૃશ્યાનુવિદ્ધ કરવા જાય તો તે થઈ શકતી નથી. શબ્દાનુવિદ્ધ યત્કિંચિત્ સિદ્ધ થયા પછી સાથે સાથે દૃશ્યાનુવિદ્ધ સિદ્ધ કરીને પછી દૃશ્યાનુવિદ્ધનો અભ્યાસ કરવો.

આવી રીતે પ્રબળ પુરુષાર્થ કરવાથી ધ્યાનની પરિપક્વ અવસ્થા થાય છે. ધ્યાનની પરિપક્વ અવસ્થાને સવિકલ્પ સમાધિ

સુખમાં સ્થિત થયેલો આ યોગી પુરુષ તત્ત્વથી (કદી પણ) ચલાયમાન થતો નથી. (તે સ્થિતિને જ યોગ જાણવો.)

આત્યંતિક સુખ એટલે દેશકાળ વસ્તુપરિચ્છેદથી રહિત નિરતિશય બ્રહ્મરૂપ સુખ.

આ બ્રહ્મસુખ સંબંધી તૈત્તિરીય શ્રુતિમાં કહ્યું છે કે :

પુરુષ રૂપવાળો, યુવાવસ્થાવાળો, શાસ્ત્રજ્ઞ, અત્યંત દૃઢ મનવાળો તથા બળવાન હોય અને જે ધન અને જમીનવાળો હોય, તેનાથી એને જે આનંદ થાય, તેવા એક મનુષ્યનો આનંદ તે મનુષ્યનો શ્રેષ્ઠ આનંદ કહેવાય છે. એવા સો મનુષ્યોનો આનંદ તે મનુષ્યગંધર્વોનો એક આનંદ છે, તે શ્રોત્રિય ને કામનારહિત પુરુષને થાય છે. એવા સો મનુષ્યગંધર્વોનો આનંદ છે તે દેવગંધર્વોનો એક આનંદ છે, તે શ્રોત્રિય અને કામનારહિત પુરુષને થાય છે. એવા સો દેવગંધર્વોનો આનંદ છે તે લાંબા કાળ સુધી રહેનાર લોક-

કહે છે; સવિકલ્પ સમાધિની પરિપક્વ અવસ્થાને નિર્વિકલ્પ સમાધિ કહે છે. નિર્વિકલ્પ સમાધિ પણ બે પ્રકારની છે: આંતર અને બાહ્ય. નિર્વિકલ્પ સમાધિ એ જ્ઞાનનો હેતુ છે.

મૂળ શ્લોકમાં 'निराशीः' તથા 'अपरिग्रहः' શબ્દ વડે આંતર તથા બાહ્ય ત્યાગ કરીને એકાંતમાં બેસીને ધ્યાન કરવાનું કહ્યું છે, તેનું કારણ કે જ્યાં સુધી વૈરાગ્ય હોતો નથી ત્યાં સુધી કોઈ પણ કાળે સમાધિ સિદ્ધ થતી નથી અને જેને તીવ્ર વૈરાગ્ય હોય છે તેને જ સમાધિ થાય છે. યોગસૂત્રમાં કહ્યું છે કે:

तीव्रसंवेगानामासन्नः समाधिलाभः। તીવ્ર વૈરાગ્યવાળાને સમાધિનો લાભ થાય છે.

આ લોક તથા પરલોકના સર્વ વિષયોમાં કાકવિષ્ઠાની માફક રાગનો અત્યંત અભાવ તે તીવ્ર વૈરાગ્ય કહેવાય છે. એવા તીવ્ર વૈરાગ્યવાળાને જ સમાધિનો લાભ થાય છે. માટે તીવ્ર વૈરાગ્ય ધારણ કરીને ધ્યાનયોગ કરવાની જરૂર છે.

શ્રીશંકર ભગવાન કહે છે:

अत्यंतवैराग्यवतः समाधिः समाहितस्यैव दृढप्रबोधः।
प्रबुद्धतत्त्वस्य हि बन्धमुक्तिर्मुक्तात्मनो नित्यसुखानुभूतिः॥

અત્યંત વૈરાગ્યવાળાને સમાધિ થાય છે. જેને સમાધિ થાય છે તેને જ દૃઢ જ્ઞાન થાય છે, જેને તત્ત્વબોધ થયો હોય તેને જ મુક્તિ મળે છે અને મુક્તાત્માને જ નિત્ય સુખનો અનુભવ થાય છે, બીજાને નહિ.

બ્રહ્મસુખ સંબંધમાં ભગવાન ગીતામાં કહે છે:

सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम्।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः॥

ઇંદ્રિયોથી ન જાણી શકાતું, (અને માત્ર બુદ્ધિથી અનુભવી શકાતું નિરતિશય જે બ્રહ્મસુખ છે, તેને જે જાણે છે અને જે

સુખમાં સ્થિત થયેલો આ યોગી પુરુષ તત્ત્વથી (કદી પણ) ચલાયમાન થતો નથી. (તે સ્થિતિને જ યોગ જાણવો.)

આત્યંતિક સુખ એટલે દેશકાળ વસ્તુપરિચ્છેદથી રહિત નિરતિશય બ્રહ્મરૂપ સુખ.

આ બ્રહ્મસુખ સંબંધી તૈત્તિરીય શ્રુતિમાં કહ્યું છે કે:

પુરુષ રૂપવાળો, યુવાવસ્થાવાળો, શાસ્ત્રજ્ઞ, અત્યંત દૃઢ મનવાળો તથા બળવાન હોય અને જે ધન અને જમીનવાળો હોય, તેનાથી એને જે આનંદ થાય, તેવા એક મનુષ્યનો આનંદ તે મનુષ્યનો શ્રેષ્ઠ આનંદ કહેવાય છે. એવા સો મનુષ્યોનો આનંદ તે મનુષ્યગંધર્વોનો એક આનંદ છે, તે શ્રોત્રિય ને કામનારહિત પુરુષને થાય છે. એવા સો મનુષ્યગંધર્વોનો આનંદ છે તે દેવગંધર્વોનો એક આનંદ છે, તે શ્રોત્રિય અને કામનારહિત પુરુષને થાય છે. એવા સો દેવગંધર્વોનો આનંદ છે તે લાંબા કાળ સુધી રહેનાર લોકવાળા પિતૃઓનો એક આનંદ છે, તે પણ શ્રોત્રિય અને કામનારહિત પુરુષને થાય છે. એવા સો લાંબા કાળ સુધી રહેનાર લોકવાળા પિતૃઓનો આનંદ છે તે આજાનજ દેવોનો એક આનંદ છે, તે શ્રોત્રિય અને કામનારહિત પુરુષને થાય છે. એવા સો આજાનજ દેવોનો આનંદ છે તે કર્મ વડે દેવને પામનારા કર્મદેવોનો એક આનંદ છે, તે શ્રોત્રિય અને કામનારહિત પુરુષને થાય છે. એવો સો કર્મદેવોનો આનંદ છે તે મુખ્ય દેવોનો એક આનંદ છે, તે શ્રોત્રિય અને કામનારહિત પુરુષને થાય છે. એવા સો મુખ્ય દેવોનો આનંદ છે તે ઇંદ્રનો એક આનંદ છે, તે શ્રોત્રિય અને કામનારહિત પુરુષને થાય છે. એવા સો ઇદ્રનો આનંદ છે તે બૃહસ્પતિનો એક આનંદ છે, તે શ્રોત્રિય અને કામનારહિત પુરુષને થાય છે. એવા સો બૃહસ્પતિનો આનંદ છે, તે પ્રજાપતિનો એક આનંદ છે, તે શ્રોત્રિય અને કામનારહિત પુરુષને થાય છે. એવા સો પ્રજાપતિનો

આનંદ તે એક બ્રહ્માનો આનંદ છે, તે આનંદ તો પરમાનંદનો એટલે બ્રહ્મસુખનો અંશ માત્ર છે.

છાંદોગ્ય શ્રુતિમાં પણ કહ્યું છે કેઃ

यो वै भूमा तत् सुखम्। જે બ્રહ્મ છે તે જ સુખરૂપ છે.

अतीन्द्रियं એટલે નેત્રાદિ ઇંદ્રિયથી થતો જ્ઞાનનો અવિષય, વિષયથી થતું સુખ ઇંદ્રિયાપેક્ષ છે અને આ બ્રહ્મસુખ અતીંદ્રિય હોવાથી તેના કરતાં ઉત્કૃષ્ટ છે, એમાં પણ સંદેહ નથી.

बुद्धिग्राह्यं એટલે રજતમથી રહિત બુદ્ધિ વડે અનુભવ કરવા યોગ્ય.

આ વિશેષણ એવી રીતના અર્થનો બોધ કરાવે છે કે બ્રહ્મસુખ કેવળ બુદ્ધિગ્રાહ્ય જ છે, એટલે કે સુષુપ્તિના સુખથી પણ તે ભિન્ન છે; કારણકે સુષુપ્તિના સુખના અનુભવ વખતે વૃત્તિ સહિત બુદ્ધિનો લય અજ્ઞાનમાં થઈ જાય છે, તેથી સુષુપ્તિનું સુખ બુદ્ધિગ્રાહ્ય નથી.

અસંપ્રજ્ઞાત સમાધિમાં તો બુદ્ધિની વૃત્તિ માત્ર લીન થઈ જાય છે; પણ બુદ્ધિ લીન થઈ જતી નથી. તેથી આ સુખનો અનુભવ બુદ્ધિથી થઈ શકે છે. માટે બ્રહ્મસુખ બુદ્ધિગ્રાહ્ય છે એ નિઃસંશય છે.

મુંડક ઉપનિષદમાં બ્રહ્મસુખનું બુદ્ધિગ્રાહ્યપણું આ પ્રમાણે સમજાવેલું છેઃ

न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैस्तपसा कर्मणा वा।
ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्ततस्तु तं पश्यति निष्कलं ध्यायमानः॥

તે બ્રહ્મ નેત્રથી ગ્રહણ થઈ શકતું નથી; વાણીથી પણ ગ્રહણ કરી શકાય તેવું નથી, બીજી ઇંદ્રિયોથી પણ નહિ, તપથી પણ નહિ, અથવા કર્મથી પણ નહિ. પરંતુ જ્ઞાનની પ્રાપ્તિ વડે નિર્મળ અંતઃકરણવાળો યોગી નિષ્કલ–કલારહિત અર્થાત્ અપરિચ્છિન્ન બ્રહ્મનું ધ્યાન કરતાં કરતાં તે બ્રહ્મને જોઈ શકે છે.

બ્રહ્મને રૂપ નથી એટલે ચક્ષુ ગ્રહણ કરી શકે નહિ; જાતિ, ગુણ, ક્રિયા કે સંબંધરૂપી નિમિત્ત નથી એટલે પરિચ્છિન્ન નથી, માટે વાણીનો વિષય નથી. એમ સર્વ ઇંદ્રિયોને અગોચર છે. વળી કૃચ્છ્રચાંદ્રાયણાદિ તપથી કે અગ્નિહોત્રાદિના ફળ તરીકે મળે તેવું નથી, કેમકે આત્મસ્વરૂપ છે. માટીમાંથી ઘડો ઉત્પન્ન થાય છે તેમ આત્મસ્વરૂપ મોક્ષ ઉત્પન્ન કરી શકાતો નથી; કેમકે ઉત્પન્ન કરી શકાતો હોય તો તે વિનાશી થાય. તે દૂધથી બનતા દહીંની માફક વિકાર્ય નથી, કેમકે મોક્ષ બ્રહ્મસ્વરૂપ છે અને બ્રહ્મને અવસ્થાન્તરનો અભાવ છે. જેમ પરગામ જનારને તે ગામની પ્રાપ્તિ થાય છે, તેમ મોક્ષ પ્રાપ્ય પણ નથી, કેમકે બ્રહ્મ સર્વવ્યાપક હોવાને લીધે સર્વને બ્રહ્મનું સ્વરૂપ નિત્યપ્રાપ્ત છે. તેમ મોક્ષ સંસ્કાર્ય પણ નથી, કેમકે સંસ્કાર ગુણ ગ્રહણ કરવાથી કે દોષ દૂર કરવાથી થાય. જેમ અમુક ફળઝાડને અમુક ખાતર આપવાથી ફળ મોટાં અને ઘણાં આવે છે તેમાં ગુણાધાન સંસ્કાર થયો અને મેલા દર્પણમાં મુખનું પ્રતિબિંબ ઠીક પડતું નથી અને તેને સાફ કરવાથી પ્રતિબિંબગ્રાહિત્વ આવે છે, તે દોષાપનયન સંસ્કાર થયો. પરંતુ તે બંને ક્રિયાનો બ્રહ્મમાં અસંભવ છે, તેથી એ કર્મથી પ્રાપ્ત થાય નહિ. મળવિક્ષેપ રહિત અને શાંતિવાળી જે બુદ્ધિ, તેનાથી જ બ્રહ્માનુભવ થાય છે. ધ્યાન એ બ્રહ્માનુભવનું પરંપરા કારણ છે, અને સમાધિ સાક્ષાત્ કારણ છે. બ્રહ્માનુભવ એ જ બ્રહ્માનંદ છે અને તે બુદ્ધિગ્રાહ્ય છે.

તે સંબંધમાં શ્રુતિ છે કે–

**समाधिनिर्धूतमलस्य चेतसो निवेशितस्यात्मनि यत्सुखं भवेत् ।**
**न शक्यते वर्णयितुं गिरा तदा स्वयं तदन्तःकरणेन गृह्यते ॥**

જેના (રજોગુણ અને તમોગુણરૂપી) મળ સમાધિ વડે ધોઈ નાખેલા છે, એવા (અને પછી) આત્મામાં પ્રવેશેલા મનવાળા

પુરુષને (સમાધિના સમયમાં) જે સુખ થાય છે તે (સુખ) તે સમયે વાણીથી વર્ણન કરવાને શકય નથી. (પણ) તે (તો) પોતાની મેળે અતઃકરણ વડે જાણી શકાય છે.

શ્લોકમા આ બ્રહ્મસુખને બુદ્ધિગ્રાહ્ય કહ્યુ છે અને તૈત્તિરીય શ્રુતિમાં છે કે—

**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।**

જેનાથી મન સહિત વાણી (બ્રહ્મને) વિષય ન કરીને પાછી વળે છે. આ શ્રુતિમા બ્રહ્મને મનનો અવિષય કહેલ છે. એમ મૂળ શ્લોકનો શ્રુતિ સાથે વિરોધ આવે છે અને યુક્તિથી પણ વિરોધ આવે છે કે અતઃકરણ બ્રહ્મની અપેક્ષાએ તો જડ છે અને ચૈતન્ય જડનો વિષય થઈ શકે નહિ, માટે બ્રહ્મ બુદ્ધિગ્રાહ્ય કહેલુ છે તેમા વ્યાઘાત દોષ નિવારણ કરવા માટે અતકરણ દ્વારા આત્માનુ જ્ઞાન આત્માને જ થાય છે એમ કહેવામા આવે તો આત્માશ્રય દોષ થાય છે. કોઈ શકા કરે કે જેમ દર્પણ દ્વારા પોતાનુ મુખ પોતે જુએ છે, તેમ અતકરણ દ્વારા આત્મા આત્માને જાણી શકે છે, પણ પોતે પોતાનુ મુખ જુએ છે એ વાસ્તવિક નથી, પરંતુ બિબ પ્રતિબિબને જુએ છે અને બિબ બિબને જોઈ શકતું નથી, માટે અતકરણ દ્વારા આત્માનુ જ્ઞાન આત્માને થતુ નથી.

વળી એમ કહેવાય કે આત્માને અતકરણ પરસ્પર જાણે છે, તો તેમા અન્યોન્યાશ્રય દોષ આવે છે. એ દોષનુ નિવારણ કરવા એમ કહેવામા આવે કે આત્મા અને અતઃકરણ એ બન્નેનો જાણનાર ત્રીજો ચિદાભાસ છે, તો ચક્રિકા દોષ આવે છે, કારણ કે ચિદાભાસને પોતાની સ્થિતિ માટે અતકરણની અપેક્ષા છે અને અતકરણ સ્વાધિષ્ઠાન કૂટસ્થની અપેક્ષા છે, અને કૂટસ્થને પોતાના પ્રકાશ માટે ફરીથી ચિદાભાસની અપેક્ષા છે, માટે ચક્રિકા દોષ આવે છે.

હવે જો ચક્રિકા દોષના નિવારણ માટે જાણનારા અન્ય અન્ય કલ્પાય તો અનવસ્થાદોષ આવે છે; માટે બુદ્ધિગ્રાહ્યનો શો અર્થ કરવો ? તેનું સમાધાન કે આવરણભંગરૂપ માત્ર વૃત્તિની વિષયતા બ્રહ્મમાં છે, પણ ચિદાભાસરૂપ ફળનો વિષય બ્રહ્મ નથી. માટે જ્યાં જ્યાં બ્રહ્મમાં મનનો ઉપયોગ કર્યો છે (એટલે કે બ્રહ્મને મનોગોચર–મનથી જાણી શકાય એવું કહેલ છે), ત્યાં ત્યાં એકલી વૃત્તિની જ અપેક્ષા સમજવી; અને જ્યાં જ્યાં મનના ઉપયોગનો નિષેધ છે (એટલે કે બ્રહ્મ મનને અગોચર છે એમ કહેલ છે), ત્યાં ત્યાં ચિદાભાસરૂપ ફળનો નિષેધ છે, એમ સમજવું. બ્રહ્મના જ્ઞાન માટે બુદ્ધિ સિવાય બીજું સાધન નથી એમ પણ શ્રુતિ કહે છે:

दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥

સૂક્ષ્મદર્શીઓથી સૂક્ષ્મ અને એકાગ્રતાવાળી બુદ્ધિ વડે તે (બ્રહ્મ) દેખાય છે.

એ શ્રુતિ પ્રમાણે અતદ્વ્યાવૃત્તિ લક્ષણથી અંતઃકરણ દ્વારા એ બ્રહ્મનો અનુભવ બની શકે છે, તે ઉપર દષ્ટાંત છે:

ભગવાન રામચંદ્રજી વનવાસમાં જંગલમાં ફરતા ફરતા જ્યારે દંડકારણ્યમાં ગયા, ત્યારે ઋષિ અને ઋષિપત્નીનો સમૂહ તેમને સામો લેવા ગયો. એકબીજાને ભેટી ઋષિમંડળ સાથે રામલક્ષ્મણ આશ્રમે આવ્યા અને ઋષિપત્નીઓના સમૂહ સાથે સીતાજી આવ્યાં. સ્ત્રી–પુરુષોના સમૂહ સામસામા બેઠા. રામલક્ષ્મણે પણ ઋષિની માફક જટા વગેરે ધારણ કર્યાં હતાં. તે પ્રસંગે કોઈ ઋષિપત્નીએ રામચંદ્રનાં દર્શનની ઇચ્છાથી બાળકબુદ્ધિ હોવાને લીધે ઋષિપત્નીઓની સમક્ષ સીતાજીને 'રામ કયાં ?' એમ પૂછયું. સીતાજી જેવાં કુળવધૂએ જવાબ ન આપ્યો. ત્યારે કોઈ વૃદ્ધ ઋષિપત્નીએ પેલી તરુણ ઋષિપત્નીને કહ્યું કે એમ ન પુછાય; અને પછી સીતાજીને

હારમાં બેઠેલા ઋષિ તરફ અનુક્રમે આંગળી કરી કરીને દરેક માટે પૂછવા માંડ્યું કે 'આ રામ છે?' 'આ રામ છે?' સીતાજીએ કેટલાકના સંબંધમાં 'ના' કહી. પછી જ્યારે લક્ષ્મણજી તરફ આંગળી કરી પૂછ્યું: 'આ ગૌર મૂર્તિ રામ છે?' સીતાજી કહે: 'તે મારા દિયેર છે.' વૃદ્ધ ઋષિપત્નીએ પૂછ્યું: 'તેમની જોડે બેઠેલી ઘનશ્યામ મૂર્તિ રામ છે?' તે મૂર્તિ સામું જોઈને સીતાજીની દૃષ્ટિ તરત નીચી થઈ ગઈ, એટલે ઋષિપત્ની સમજ્યાં કે એ જ 'રામ.' ઋષિપત્નીએ જેવી આંગળીથી અન્ય ઋષિની વ્યાવૃત્તિ (ભિન્નતા) કરાવી, એમ આપણે પંચકોશાદિની વ્યાવૃત્તિ કરવા રૂપ સાધનથી જેમ સીતાજીએ રામચંદ્રજીનું દર્શન કરીને નીચું મોઢું કરી દીધું, તેમ આ અદ્વૈત ભાવનારૂપ સમાધિ દ્વારા અતદ્વ્યાવૃત્તિથી બ્રહ્માનુભવ કરવાનો છે. સીતાજીથી જેમ નીચે જોવાઈ ગયું, તેમ એ અદ્વૈતભાવનારૂપ સમાધિ વડે બ્રહ્માનુભવાત્મક વૃત્તિનો તિરોભાવ એ જ અદ્વૈત અવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધિ છે, જે પરમ પુરુષાર્થ છે.

આમ અતદ્વ્યાવૃત્તિ લક્ષણથી જણાતા સાક્ષી આત્માના સંબંધમાં શ્રુતિ કહે છે:

**स एष नेति नेत्यात्मागृह्यो न हि गृह्यते ।**

તે આ નેતિ નેતિ એવી રીતે સર્વ ઉપાધિના નિષેધ વડે કથન કરાયેલો જે પ્રત્યગાત્મા છે અને (કાર્ય ધર્મથી પર હોવાથી) ઇંદ્રિયોનો અવિષય છે, તેથી ઇંદ્રિયો વડે ગ્રહણ કરી શકાતો નથી.

આવો બ્રહ્મ હું છું એમ જે વખતે યોગી અનુભવે છે, ત્યારે પોતાના સ્વરૂપ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મમાં તદ્રૂપપણે રહેલો તે યોગી પોતાના સ્વરૂપથી અનેક પ્રકારના વિક્ષેપ થવા છતાં પણ ચલાયમાન થતો નથી, એટલે કે વિપરીત ભાવને પ્રાપ્ત થતો નથી.

## પ્રસંગ ૮મો

એક વખત મહારાજા સાહેબે સ્વામી પ્રકાશાનંદજીને પત્ર લખ્યો હતો, કે 'ચિ. લાલુનો રાજ્યાભિષેક કરવાનો છે તો આપ જરૂરથી પધારશો.' એટલે સ્વામીજી વાંસદા પધાર્યા હતા. ગઢીમાં ઊતર્યા હતા.

મહારાજા સાહેબ ગઢીમાં પધાર્યા અને એકબીજાને કુશળ સમાચાર પૂછયા બાદ મહારાજા સાહેબે કહ્યું : પહેલાં આપે મને ધ્યાન વિષે કહ્યું હતું અને તે પછી મેં કોઈ જગ્યાએ વાંચેલું તો તેમાં અહંગ્રહ ધ્યાન કરવાનું કહે છે, તો અહંગ્રહ ધ્યાન એટલે શું?

સ્વામી પ્રકાશાનંદ : પ્રથમ તો ૐકારરૂપ પ્રતીકને અવલંબન કરીને ધ્યાન કરવું એમ કહ્યું હતું, પરંતુ એ તો પ્રતીક ધ્યાન કહેવાય અને ધ્યેય વસ્તુથી પોતાને અભિન્ન કરીને ધ્યાન કરે તે અહંગ્રહ ધ્યાન કહેવાય છે. એ વિષે અપરોક્ષાનુભૂતિમાં કહ્યું છે કે—

ब्रह्मैवास्मीति सद्वृत्त्या निरालंबतया स्थितिः ।
ध्यानशब्देन विख्याता परमानन्ददायिनी ॥

હું બ્રહ્મ જ છું એવી રીતે સદ્‌વૃત્તિ વડે આલંબનરહિત ઉત્કૃષ્ટ આનંદ દેનારી જે સ્થિતિ તે ધ્યાન શબ્દ વડે પ્રસિદ્ધ છે.

ધ્યેયની સાથે ધ્યાતા અભેદ કરીને ધ્યાન કરે તે અહંગ્રહ ધ્યાન કહેવાય છે અને એ ધ્યાનનો વિષય 'अहं ब्रह्मास्मि । હું બ્રહ્મ છું,' એ અહંગ્રહ ધ્યાન કહેવાય. માંડૂક્ય ઉપનિષદની રીતિથી ૐકારની વાચ્ય અમાત્ર જે શુદ્ધ બ્રહ્મસ્વરૂપ છે તે હું છું, એમ કરવાનું છે.

સમષ્ટિ સ્થૂલ પ્રપંચ સહિત ચેતન વિરાટ કહેવાય છે. વ્યષ્ટિ સ્થૂલ અભિમાની વિશ્વ કહેવાય છે. વ્યષ્ટિ સમષ્ટિની અંતર્ગત હોય છે, તેથી વિરાટમાં વિશ્વ અંતર્ગત છે. સ્થૂલ ઉપાધિ હોવાથી વિશ્વ અને વિરાટ ભિન્ન જણાય છે, પણ તેમાં વાસ્તવિક ભેદ નથી. ૐકારની પ્રથમ માત્રા अकार છે તેનો વિશ્વરૂપ વિરાટ સાથે અભેદ છે, કેમકે બ્રહ્મના સમષ્ટિ પક્ષમાં વિરાટ, હિરણ્યગર્ભ, ઈશ્વર અને એ ત્રણેના અધિષ્ઠાન ઈશ્વર સાક્ષી, એ ચાર પાદો છે.

सोऽयमात्मा चतुष्पात्। તે આ આત્મા ચાર પાદવાળો છે. તેમ વ્યષ્ટિ પક્ષમાં આત્માના વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને એ ત્રણેના અધિષ્ઠાન જીવસાક્ષી એ ચાર પાદો છે. ૐકારની अकार, उकार, मकार તથા अमात्रा એ ચાર માત્રા છે. માંડૂક્ય શ્રુતિના કહેવા પ્રમાણે 'पादा मात्रा मात्राश्च पादाः। પાદ માત્રા છે ને માત્રા પાદ છે.' આમ માત્રા તથા પાદોનો અભેદ કહ્યો છે. વસ્તુના વિભાગને પાદ કહે છે ને શબ્દના વિભાગને માત્રા કહે છે. જેમ આત્માનો પ્રથમ પાદ વિશ્વ છે અને બ્રહ્મનો પ્રથમ પાદ વિરાટ છે, તેમ ૐકારની ચાર માત્રામાં પ્રથમ માત્રા अकार છે. તેથી પ્રથમના ધર્મ ત્રણેમાં સમાન હોવાથી વિશ્વ, વિરાટ અને अकार એ ત્રણેનો અભેદ છે, એમ ચિંતન કરવું. જેમ વિરાટ તથા વિશ્વનો અભેદ છે, તેમજ હિરણ્યગર્ભ અને તૈજસ પણ અભિન્ન જ છે; કારણ કે તે બન્નેમાં સૂક્ષ્મ ઉપાધિ હોવાથી ભેદ જણાય છે, વાસ્તવિક તો અભેદ જ છે. અભેદ સંબંધવાળા હિરણ્યગર્ભ તૈજસની સાથે, ૐકારની બીજી માત્રા उकार છે તેનું અભેદ ચિંતન કરે; કારણ કે આત્માના પાદોમાં બીજો પાદ તૈજસ છે, બ્રહ્મના પાદોમાં બીજો પાદ હિરણ્યગર્ભ છે અને ૐકારની બીજી માત્રા उकार છે, એટલે કે બીજા ધર્મ બધામાં સમાન છે, તેથી તે બધાનો અભેદ સમજવો, પ્રાજ્ઞ ઈશ્વર અને ૐકારની ત્રીજી માત્રા मकार છે તે ત્રણેનો પણ અભેદ સમજવો; કારણ કે કારણ ઉપાધિને લીધે જ ઈશ્વર અને પ્રાજ્ઞ ભિ  જણાય છે. પાર

માર્થિક અને ઉપાધિને લીધે કલ્પિત એમ બે સ્વરૂપ આત્માનાં છે. તેમાં વિશ્વ, તૈજસ ને પ્રાજ્ઞ એ ત્રણે પાદ અનુક્રમે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ઉપાધિને લીધે જ છે, તેથી તે કલ્પિત છે અને જે ચોથું પાદ છે તે પારમાર્થિક છે. જેમ આત્માનાં બે સ્વરૂપ છે, તેમ ૐકારનાં પણ બે સ્વરૂપ છે. અકાર, ઉકાર, મકાર એ ત્રણે માત્રારૂપ જે વર્ણ તે અવાસ્તવિક છે, અને માત્રા વિષે વ્યાપક અસ્તિ, ભાતિ અને પ્રિયરૂપ જે અધિષ્ઠાન ચેતન છે તેજ અમાત્ર પરમાર્થરૂપ છે. અમાત્ર એટલે જેની માત્રા (વિભાગ) ન હોય તે. આવી રીતે જે બે સ્વરૂપવાળો પ્રણવ છે તેનુ બે સ્વરૂપવાળા આત્માની સાથે અભેદ ચિંતન કરવું. આવી રીતે તેઓનો અભેદ સમજી લઈ ચિંતન કરતાં શીખવું. વિશ્વનો વિરાટમાં તથા વિરાટનો અકારમાં લય કરવો; તૈજસનો હિરણ્યગર્ભમાં તથા હિરણ્યગર્ભનો ઉકારમાં લય કરવો; પ્રાજ્ઞનો ઈશ્વરમાં તથા ઈશ્વરનો મકારમાં લય કરવો; જીવ-સાક્ષીનો ઈશ્વરસાક્ષીમાં તથા ઈશ્વરસાક્ષીનો અમાત્રમાં લય કરવો; અને અકારનો ઉકારમાં તથા ઉકારનો મકારમાં અને મકારનો અમાત્ર-માં લય કરી બાકી રહેલ અમાત્ર જે શુદ્ધ બ્રહ્મસ્વરૂપ છે, તે હું છું, એમ અહંગ્રહ ધ્યાન કરવું. જે ધ્યાનમાં સાધકનો નિર્ણય એવો હોય છે કે 'ઈશ્વર કે બ્રહ્મ અન્ય છે, હું તેથી અન્ય છું.' તે પ્રમાણે ભિન્ન કરી ઉપાસના કરનારી ભેદઉપાસના છે; તેથી તેને ભાવના પ્રમાણે બ્રહ્મલોક સુધી ફળ મળે છે. આવા ઉપાસક માટે શ્રુતિમાં કહે છે કે—

अथ योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति न स वेद ।

હવે જે ઉપાસક ભિન્ન દેવને, આ ઉપાસના કરવા યોગ્ય દેવ મારાથી ભિન્ન છે ને હું તે ઉપાસના કરવા યોગ્ય દેવથી ભિન્ન છું એમ ભેદદષ્ટિ વડે ઉપાસના કરે છે, તે ઉપાસનાનું સ્વરૂપ જાણતો નથી.

ધ્યાનની બાબતમાં 'જેવી ભાવના તેવું ફળ' એ તો શા

સિદ્ધાંત છે, તેથી જેવી ભાવનાથી ધ્યાતા ધ્યેયનું ધ્યાન કરે છે તેવો તે ધ્યાતા બને છે

નગુણનું પણ અહંગ્રહ ધ્યાન થાય છે યોગવાસિષ્ઠમાં ઐંદવોના ઉપાખ્યાનમાં વર્ણન છે કે ઐંદવો (ઇંદુના પુત્રો) કૈલાસ પર્વત ઉપર ગયા હતા, અને કોનું ધ્યાન કરવું એમ પરસ્પર વિચારતા મોટાભાઈ મહામતિએ કહ્યું, કે 'હું બ્રહ્મા છું એમ બ્રહ્મનું અહંગ્રહ ધ્યાન કરવાથી બ્રહ્મસ્વરૂપ થવાય છે, માટે તમે સર્વ મારા કહેવા પ્રમાણે વર્તો હું પદ્માસનમાં બેઠેલો બ્રહ્મા છું, તેજ વડે પ્રકાશું છું અને સરજું છું, એ પ્રમાણે શ્રુતિમાં કહેવા મુજબ

योऽसावादित्ये पुरुष सोऽहमस्मि ॥

'જે આ સૂર્યમાં પુરુષ (છે) તે હું છું,' એમ હિરણ્યગર્ભની ઉપાસના કરો, અને જ્યાં સુધી બ્રહ્માભાવ (બ્રહ્માપણું) પ્રાપ્ત થાય ત્યાં સુધી ધ્યાન કરો ' મોટા ભાઈના કહેવા પ્રમાણે તે બ્રાહ્મણો મોટા ભાઈની સાથે જ ધ્યાનમાં બેઠા બધા બ્રહ્મા સ્વરૂપ થયા અને દરેકના જુદાં જુદાં બ્રહ્માંડ થયાં બ્રહ્માને આશ્ચર્ય થયું કે મારા જેવા દશ બ્રહ્માઓ ક્યાંથી ? આ વાત અલંકારરૂપ છે તાત્પર્ય એટલું જ સમજવાનું કે ભાવના પ્રમાણે સિદ્ધિ થાય છે શ્રુતિમાં કહ્યું છે, કે

तं यथा यथोपासते तदेव भवति ॥

તે પરમાત્માને જેવે જેવે પ્રકારે ઉપાસે તે જ સ્વરૂપે ઉપાસક થાય છે, એટલે ઉપાસકની ભાવના એ જ ફળ મેળવવામાં મુખ્ય છે

મૂળ શ્લોકમાં આલંબનરહિત અહંગ્રહ ધ્યાન કરવાનું કહ્યું છે તે અધિકારી પરત્વે કહ્યું છે જેમ શીખતી વખતે એક નવો ગારુડી કાંઈ પણ આધાર લઈને શરૂઆતમાં ગુલાટની કસરત શીખે છે તે બરાબર આવડ્યા પછી પોતાની મેળે આધાર સિવાય ગુલાટના ખેલ કરી શકે છે, પછી અભ્યાસના પરિપાકથી ગુલાટમાં પણ અદ્ધર

શુલાંટ ખાઈ શકે છે; તેમ પ્રથમ વૃત્તિ દેશાદિ (ભ્રૂકુટિ આદિ) આલંબનથી સવિકલ્પ બ્રહ્માકાર થાય છે; બાદ અભ્યાસ વધતો જાય ત્યાર પછી ધારણાપ્રદેશના તેમજ શબ્દ આદિના આલંબન સિવાય સવિકલ્પરૂપ પહેલી સમાધિ થઈ અદ્વૈતભાવનારૂપ બીજી નિર્વિકલ્પ સમાધિ થઈ શકે છે; માટે ઉત્તમ ઉપાસકને અહંગ્રહ ધ્યાન શ્રેષ્ઠ સાધન છે, અને અહંગ્રહ ધ્યાનથી અભેદ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે તથા અભેદ જ્ઞાન મુક્તિનું સાધન છે.

## નિર્વિકલ્પ સમાધિ

**निर्विकारतया वृत्त्या ब्रह्माकारतया पुनः ।**
**वृत्तिविस्मरणं सम्यक् समाधिर्ज्ञानसंज्ञकः ॥**

નિર્વિકાર અને બ્રહ્માકાર વૃત્તિ વડે અનાત્મવૃત્તિનું વિસ્મરણ થવું તેને જ્ઞાન નામની ઉત્તમ સમાધિ કહે છે.

આ સમાધિ જ્ઞાનનું સાધન હોવાથી જ્ઞાનસંજ્ઞક કહેવાય છે. નિર્વિકાર–વિષયના અનુસંધાનથી રહિત–થવાથી વૃત્તિ સત્ત્વપ્રધાન હોવાને લીધે બ્રહ્માકાર થાય છે. આ બ્રહ્માકાર વૃત્તિ શુદ્ધ, સાત્ત્વિક હોવાથી આવરણભંગ કરવાને સમર્થ થાય છે. જેમ તલવાર પહેલાં ધાર વિનાની બનાવવામાં આવે છે અને તે પછી તેને ઘસી તીક્ષ્ણ ધારવાળી તૈયાર કરવામાં આવે છે, ત્યારે તે કાપવા સમર્થ બને છે, તેમ અંતઃકરણની વૃત્તિ ઉપાસના દ્વારા શુદ્ધ સાત્ત્વિક થઈને આવરણભંગ કરે છે.

આવરણભંગને લીધે ધ્યેયાકાર વૃત્તિ જ્ઞેયાકાર થવાથી આ સમાધિને જ્ઞાનસમાધિ કહેલી છે. નિર્વિકલ્પ સમાધિ બે પ્રકારની છે: અદ્વૈત ભાવનારૂપ અને અદ્વૈતાવસ્થાનરૂપ. જેમાં ત્રિપુટી (ધ્યાતા, ધ્યાન અને ધ્યેય)નો અભાવ છે છતાં વૃત્તિ બ્રહ્માકાર છે, તે અદ્વૈત ભાવનારૂપં નિર્વિકલ્પ સમાધિ કહેવાય છે; અને ભાવનારૂપ વૃત્તિ જ્યારે સ્વરૂપમાં લય પામે ત્યારે અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમા-

કહેવાય છે. અહીં શંકા થાય છે કે અદ્વૈત ભાવનામાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેયનો અભાવ છતાં વૃત્તિ બ્રહ્માકાર છે તો વૃત્તિ જ્યારે બ્રહ્માકાર છે ત્યારે તે સવિષયક છે કે નિર્વિષયક છે? તેમજ જ્ઞાત છે કે અજ્ઞાત છે? તો તેનું સમાધાન એ છે કે અદ્વૈત ભાવનામાં આવરણભંગની ઉત્તર ક્ષણમાં વૃત્તિ સવિષયક છે અને અજ્ઞાત પણ છે. આ અનુભવનું અનુમાન ઉત્થાન અવસ્થામાં સ્મરણથી થાય છે કે અદ્વૈત ભાવના વખતે વૃત્તિ અજ્ઞાત અને સવિષયક છે. તેમજ વિદ્યારણ્યસ્વામીએ પંચદશીમાં કહ્યું છે કે—

वृत्तयस्तु तदानीमज्ञाता अप्यात्मगोचराः ।
स्मरणादनुमीयन्ते व्युत्थितस्य समुत्थितात् ॥

જેનો વિષય માત્ર આત્મા છે એવી વૃત્તિઓ તો તે વખતે (સમાધિમાં) અજ્ઞાત છે; તથાપિ સમાધિમાંથી ઉત્થાન પામેલા યોગીના સ્મરણથી તેવી વૃત્તિઓ હોવાનું અનુમાન કરાય છે.

આવી રીતે ઉત્થાન પામેલા યોગીને અદ્વૈત ભાવના સુધી વૃત્તિ હોવાથી તેનું સ્મરણ વ્યુત્થાન અવસ્થામાં થાય છે, પણ અદ્વૈત અવસ્થાવાળા યોગીને તેનું સ્મરણ થતું નથી. આવા અદ્વૈત અવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધિવાળા પ્રહ્લાદજીની સ્થિતિનું વર્ણન યોગવાસિષ્ઠમાં કરેલું છે: નિર્વિકલ્પ સમાધિને પ્રાપ્ત થયેલા પ્રહ્લાદજી ચિત્રમાં ચીતરેલા હોય ને શિલામાંથી કોતરી કાઢેલા હોય, તેમ અદ્વૈત ભાવનાનો અનુભવ કરીને સ્વરૂપ–સામ્રાજ્યને પ્રાપ્ત થયેલા જણાતા હતા. જેમ ઘણું જળ પીવાથી પણ સમય વિના બીજમાંથી અંકુર નીકળતો નથી, તેમ દૈત્યોએ જગાડ્યા તોપણ પ્રહ્લાદજી જાગ્યા નહિ. કે જેમાં પરમાનંદ છે એવી નિર્વિકલ્પ સમાધિમાં રહેલા પ્રહ્લાદજી દેહમાત્રથી બાકી રહેલા હોવાથી જાણે મરણ પામ્યા હોય તેમ બીજાના જોવામાં આવતા હતા; અને દૈત્યોએ મોટો પ્રયત્ન કર્યો તોપણ પ્રહ્લાદજી જાગ્યા નહિ. તે રાત્રીમાં બિડાયેલા કમળની પેઠે સમાધિમાં જ

રહ્યા. તેમનું ચિત્ત તે વખતે આત્મામાં તલ્લીન થઈ ગયું હતું, તેથી સૂતેલા પુરુષની પેઠે જ્ઞાનવાર્તા પણ તેમના જાણવામાં આવી નહોતી. છેવટે જ્યારે વિષ્ણુ ભગવાને પોતે શંખનાદ કર્યો ત્યારે જ તે જાગ્યા.

અર્થાત્ પ્રહ્લાદજીએ જ્યારે નિર્વિકલ્પ સમાધિ સિદ્ધ કરી ત્યારે જ તેમને અપરોક્ષ જ્ઞાન થયું; માટે મુમુક્ષુએ અંતઃકરણને વૃત્તિશૂન્ય કરવા કટિબદ્ધ થવું. જ્યાં સુધી અંતઃકરણની વૃત્તિઓનો અભાવ થયો નથી, ત્યાં સુધી મૃત્યુનો ભય રહે છે. સર્પ દેડકાં વગેરેને ખાવા માટે બીજા દાંત વાપરે છે અને ડસવા માટે ઝેરી દાંત વાપરે છે. જેમ મદારી ચીપિયા વતી સર્પની દાઢ કાઢી નાખીને રમાડે છે, ત્યારે તે ગમે તેટલા ફુંફાડા મારે અને બીજા દાંતથી ગમે તેટલું કરડે તોપણ મદારીનું મરણ થતું નથી, તેમ સમાધિ દ્વારા અંતઃકરણમાંથી મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારરૂપી ચાર તામસ–રાજસ દાઢો નીકળી જાય છે, તો પછી વિષય સમક્ષ હોય તોપણ તેમાં પુરુષને આસક્તિ થતી નથી. વળી તે અદ્વૈત ભાવના-રૂપ સમાધિની બ્રહ્માકાર વૃત્તિ નિર્વિકલ્પ છે તથા સર્વ અનાત્માકાર વૃત્તિની બાધક છે, અને બળી રહેલા લાકડાના અગ્નિની પેઠે બ્રહ્મા-કાર વૃત્તિ પણ પાછળથી શમી જાય છે; માટે જ્યાં સુધી અંતઃકરણની વૃત્તિઓ તેના ઉપાદાનકારણમાં લીન ન થાય ત્યાં સુધી જન્મ–મરણનો ભય મટતો નથી. માટે સમાધિના અભ્યાસ સિવાય 'હું કૂટસ્થ છું, હું સાક્ષી છું,' એવો નિશ્ચય કરીને બેસવાથી જ્ઞાન થતું નથી. આજકાલ આપણા લોકોમાં વૈરાગાદિ સાધનો નહિ હોવાથી તેઓ સમાધિ સિદ્ધ કરવાને સમર્થ થતા નથી અને તેથી જ્ઞાન માટે સમાધિની આવશ્યકતા નથી અને નિત્યપ્રાપ્ત વસ્તુ સમાધિ દ્વારા પ્રાપ્ત થતી નથી એમ માનીને 'હું કુટસ્થ છું, હું સાક્ષી છું' એમ નિશ્ચય કરવો તેનું નામ જ્ઞાન એમ માની લે છે. જેમ કોઈ ગાંડો માણસ હું રાજા છું એમ માની લેવાથી તે રાજવૈભવનું સુખ પ્રાપ્ત કરી શકતો નથી, તે પ્રમાણે સમાધિ સિવાય 'હું બ્રહ્મ છું,'

એવી એકલી માન્યતાથી બ્રહ્મસાક્ષાત્કાર થતો નથી. શંકર ભગવાન કહે છે, કે–

निर्विकल्पकसमाधिना स्फुटं ब्रह्मतत्त्वमवगम्यते ध्रुवम् ।
नान्यथा चलतया मनोगतेः प्रत्ययान्तरविमिश्रितं भवेत् ॥

નિર્વિકલ્પ સમાધિથી બ્રહ્મતત્ત્વનો અપરોક્ષ અનુભવ થાય છે; મનની ગતિ ચંચળ હોવાને લીધે બીજા કોઈ પ્રકારથી થતો નથી. (બીજા કોઈ પ્રકારથી) થાય તો તે ભ્રમ જ્ઞાનથી મિશ્રિત થાય છે.

માટે પૂર્ણ ભક્તિ–વૈરાગ્ય ધારણ કરી સમાધિના દૃઢ અભ્યાસ માટે નિરંતર અભ્યાસ કરવો જોઈએ. જેમ પક્ષી બે પાંખ સિવાય ઊડી શકતું નથી તેમ ભક્તિ અને વૈરાગ્ય સિવાય જ્ઞાન થતું નથી.

ભગવાન શંકરાચાર્ય કહે છે:

समाधौ क्रियमाणे तु विघ्नान्यायांति वै बलात् ।
अनुसंधानराहित्यमालस्यं भोगलालसम् ॥
लयस्तमश्च विक्षेपो रसास्वादश्च शून्यता ।
एवं यद्विघ्नबाहुल्यं त्याज्यं योगविदा शनैः ॥

પરંતુ સમાધિ વખતે વિઘ્નો ચોક્કસ બળાત્કારથી આવે છે. અનુસંધાન રહિતપણું, આળસ, ભોગમાં ઇચ્છા, લય, તમ (કાર્ય–અકાર્યનો અવિવેક), વિક્ષેપ, રસાસ્વાદ અને શૂન્યતા; એવાં અનેક વિઘ્નોને યોગી પુરુષે ધીરેધીરે ત્યજવા યોગ્ય છે.

अनुसंधानराहित्यम् –ધ્યેયાકાર વૃત્તિની સ્થિરતાનો ભંગ. વિષય વડે અનુસંધાન તૂટે છે. જેને તપખીર સૂંઘવાનું કે બીડી પીવાનું દુર્વ્યસન હોય તેને અમુક અમુક સમયે તેની તલપ થાય છે અને તે જે કામમાં મચ્યો હોય તેમાંથી મન ઊઠી જાય છે. તો આ એકાગ્રતાના ગહન વિષયમાં તો અનુસંધાન તૂટી જાય તેમાં શું આશ્ચર્ય ? આ સંપૂર્ણ જગત બ્રહ્મસ્વરૂપ છે એવા પ્રકારના અભ્યાસ

અને વૈરાગ્યથી આ વિઘ્ન દૂર કરી શકાય છે.

आलस्यम्–શરીર–ઇંદ્રિયાદિના ગુરુત્વને કારણે ઊપજતો અનુત્સાહ. યુક્ત આહારવિહારથી કફ આદિના નિવારણ દ્વારા આળસ નામનું આ વિઘ્ન ટળી જાય છે.

भोगलालसाम्–વૈભવ–સુખની લાલસા ભોગલાલસા. આ ઉપર એક દૃષ્ટાંત છે: વિષ્ટા અને છાણ ઉપર જીવનાર ગીગો નામનું એક પતંગિયું છે, પરંતુ બીજી રીતે તે ભમરા જેવું છે. એવા એક ગીગાને એક ભમરા સાથે મૈત્રી થઈ. ભમરાએ વિચાર કર્યો કે આ ગીગો આ મલિન પદાર્થમાં રહે છે અને જીવે છે, તે કરતાં તે સરોવરમાં કમળમાંથી મધ ખાતો થાય તથા તેની સુગંધ ભોગવતો થાય તો સારું; એમ વિચારી તેણે તે વાત એક દિવસે ગીગાને કહી ને પોતાની સાથે આવવા કહ્યું. ગીગાએ વાયદા ઉપર વાયદા કરી બે ત્રણ માસ કાઢ્યા. તે પછી ભમરાએ એક દિવસ ઘણો આગ્રહ કર્યો, ત્યારે તેણે બીજે દિવસે આવવા કબૂલ્યું. ગીગો તર્ક કરવા લાગ્યો કે કમળ હોય કે ન હોય, તેમાં મધ હોય કે ન હોય, અને મધ હોય તોપણ તેના આહારથી મને આનંદ મળે કે ન મળે, એમ અનેક કુતર્ક કરી પોતાનાં નાક, પાંખ વગેરેમાં પોતાને ખાવા માટે વિષ્ટાનો ખોરાક ભાતા તરીકે લીધો અને પછી ભમરા સાથે ગયો. ભમરો કમળ ઉપર જઈ બેઠો અને બોલ્યો, કે 'કેવી સારી સુગંધ છે?' ગીગો કહે, 'મને કંઈ સુગંધ આવતી નથી.' ભમરાને વહેમ પડ્યો કે આ ગીગો તેની સાથે વિષ્ટા લાવ્યો હશે માટે સુગંધ આવતી નહિ હોય. તે ઉપરથી ગીગાને તપાસ્યો, તો તેને નાક વગેરે સર્વ અંગમાં જ્યાં સંતાડાય ત્યાં વિષ્ટા ભરેલી હતી. તેથી ભમરાએ 'મૂર્ખ! અહીં પણ વિષ્ટા લઈ આવ્યો છે?' એમ કહી તેને સ્નાન કરાવ્યું. પછી ગીગાને ફરી કમળ ઉપર બેસાડ્યો એટલે તે સુગંધમાં ગુલતાન થઈ તૃપ્તિ થાય ત્યાં સુધી મધ પી મસ્ત બન્યો અને બોલ્યો: 'આવો આનંદ મેં જન્મારામાં કોઈ દિવસ

ભોગવ્યો નહોતો. હવે કોઈ વાર વિષ્ટાની ઇચ્છા નહિ કરું.'

તાત્પર્ય કે વિષયવાસનારૂપ વિષ્ટાને અંતરમાં રાખી જે બ્રહ્મસુખનો અનુભવ કરવાની ઇચ્છા કરે તેને ગીગાની માફક આનંદ મળી શકતો નથી; પરંતુ ભમરારૂપ ગુરુના ઉપદેશરૂપ જળથી ભોગલાલસારૂપ વિષ્ટાને ધોઈ બ્રહ્મરૂપ કમળ પાસે લઈ જાય, ત્યારે પૂર્ણ શુદ્ધ આનંદનો અનુભવ થાય છે. જો યોગીને ભોગલાલસા હોય અને વળી વિષયનુ ગ્રહણ કરે તો તેનું મન વધારે સ્થૂલતા પામે છે. દેહાદિમાં આત્મભાવના કરવાથી તથા દેહનું નિરંતર ધ્યાન કરવાથી, પુત્ર, સ્ત્રી, કુટુંબ વગેરેની ભાવનાથી, આધિવ્યાધિનુ બહુ ચિંતન તથા સંસારમાં આસ્થા અને અને હેયાહેય (છોડવા લાયક અને ન છોડવા લાયક) બુદ્ધિથી, વાતવાતમાં अहं अहं। એવા પ્રકારના વિકારથી, અનેક પદાર્થોમાં मम मम। એવા પ્રકારના વિકારથી તથા અનેક જગ્યાએ નિરંતર इदं इदं। ઇત્યાદિ પ્રકારની વૃત્તિઓથી, ઉપર ઉપરથી રમણીય લાગે એવાં સ્ત્રી-ધનાદિકથી અને તેવા પદાર્થોમાં સ્નેહ અને લોભ કરવાથી, દુષ્ટ આશાઓરૂપી દૂધ પીવાથી ભોગરૂપી વાયુનો આહાર મળવાથી, વિષયભોગમાં અથવા સંસારમાં આસ્થાગ્રહણરૂપી શરીરસંચારક્રિયા પ્રાપ્ત થવાથી ચિત્તરૂપી સર્પ સ્થૂળ થાય છે. માટે સર્વનો ત્યાગ કરીને આત્માનુસંધાન કરવું. આત્માનુસંધાન કરવાને લીધે સાત્ત્વિક થવાથી વૃત્તિ સૂક્ષ્મતાને પ્રાપ્ત થાય છે; અત્યંત સૂક્ષ્મ થવાથી બ્રહ્મદર્શન કરવા સમર્થ થાય છે. માટે શ્રુતિમાં કહ્યું છે, કે-

**दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः।**

સૂક્ષ્મદર્શી પુરુષથી સૂક્ષ્મ અને એકાગ્ર બુદ્ધિ વડે આત્માનો સાક્ષાત્કાર કરાય છે.

વિષયમાં દોષદૃષ્ટિ કરવાથી આ વિઘ્ન મટે છે. જેમ ઝેરવાળા ઝેર છે એમ જાણ્યા પછી ભૂખ્યાને પણ તે ખાવાની

ઇચ્છા થતી નથી, તેમ વિષયમાં દોષદૃષ્ટિ થતાં તે ભોગવવાની ઇચ્છા થતી નથી.

લયઃ–અજીર્ણ, નિદ્રાશેષ, અતિ પરિશ્રમ વગેરેને લીધે બ્રહ્માકાર વૃત્તિનો અભાવ. અજીર્ણ વગેરે લયનું કારણ દૂર કરવા માટે પથ્ય તથા હલકું ભોજન વગેરે દરેક વ્યવહારમાં યુક્તિ તથા નિયમાનુસાર રહેવાથી, તેમ જ ઉત્થાન પ્રયત્ન વડે ચિત્તને જગાડવાથી આ વિઘ્ન મટે છે.

તમઃ–અવિવેકથી થનારું ભ્રાંતિદર્શન. યોગના અસાધનમાં સાધનપણાની બુદ્ધિ અને સાધનમાં અસાધનપણાની બુદ્ધિરૂપ ભ્રાંતિદર્શન.

સ્ત્રી–ધનાદિક યોગમાં વિઘ્ન કરનારાં છે, તોપણ તેમાં સાધન-બુદ્ધિ એટલે આપણને એકાંતમાં ભજન કરતાં, સ્ત્રી હોય તો મદદરૂપ થાય એમ માનીને સ્ત્રીને સાથે રાખવાથી કોઈ પણ કાળે યોગસિદ્ધિ થાય નહિ. આપણે સાંભળ્યુ છે કે ઋષિમુનિઓને એ રીતે યોગાભ્યાસ કરતાં કરતાં બહુ વિઘ્ન આવ્યાં હતાં. એ રીતે ધન પણ આપણને આગળ સાધનરૂપ થતાં યોગમાં મદદરૂપ થઈ પડશે એમ માની તેનો સંગ્રહ કરવાથી ચિત્તની એકાગ્રતા ક્યારે પણ થઈ શકતી નથી. શાસ્ત્રકારોએ એ પદાર્થોને યોગમાં વિઘ્ન કરનાર ગણ્યા છે, છતાં અંતર્યોગની જરૂર છે, બહિર્યોગની જરૂર નથી એમ અર્થનો અનર્થ કરી લે છે. શ્રીગીતામાં કહ્યું છે કે–

> अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ।
> सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥

હે પાર્થ! જે બુદ્ધિ આવરણથી ઢંકાઈ જઈને અધર્મને ધર્મ સમજે છે અને સર્વ અર્થને ઊલટા જ દેખે છે તે બુદ્ધિ તામસી છે.

અંતર્યોગની જરૂર છે; બહિર્યોગની જરૂર નથી, એમ કેટલાક ઊલટું સમજે છે અને બીજાને પણ સમજાવે છે. પણ જ્યારે અંતર્યોગ હોય છે ત્યારે તેને બહિર્યોગ કેમ ન હોય? કેમકે

બહિર્ત્યાગ તો સુગમ છે અને અંતર્ત્યાગ હોવો બહુ કઠણ છે; માટે અંતર્બહિર્ બન્ને ત્યાગ જ્યાં સુધી નથી ત્યાં સુધી ક્યારે પણ યોગ સિદ્ધ થતો નથી.

પૂર્વનાં પુણ્યથી, યોગ્ય ગુરુના ઉપદેશથી તથા સમાધિ જણાવનાર શાસ્ત્રના વિચારથી આ વિઘ્ન ટાળી શકાય છે.

વિક્ષેપઃ–રાજસવૃત્તિથી થતા કામાદિથી થનારી મનની ચંચળતા. સમાધિનો અભ્યાસ કરનાર પુરુષની ચિત્તવૃત્તિ જે વખતે વિષયાકાર થાય છે તે વખતે વિષયોમાં દોષદૃષ્ટિ જોઈને વૃત્તિને લક્ષ્યમાં સ્થિર કરવી જોઈએ. એવી રીતે લાંબા વખત સુધી અભ્યાસ કરતાં કરતાં તત્ત્વના સાક્ષાત્કારથી આ વિઘ્ન ટાળી શકાય છે.

રસાસ્વાદઃ–વિષયસુખથી અધિક અને બ્રહ્મ સુખથી ઊતરતું જે તુચ્છ સુખ યોગીને થાય તે રસ. નિર્વિકલ્પ સમાધિમાં અંતરાયરૂપ એ રસના સુખનો અનુભવ તે રસાસ્વાદ. આ રસ તુચ્છ છે અને બ્રહ્મસુખ નથી એવી ભાવનાથી આ વિઘ્ન દૂર કરી શકાય છે.

શૂન્યતા–કષાય, રાગદ્વેષાદિની પ્રબળ વાસનાથી વૃત્તિનું સ્તબ્ધ થવું. આ સ્થિતિ પણ બ્રહ્માકાર થયેલી નથી એવી ચિત્તની સ્તબ્ધ અવસ્થા. આવી સ્થિતિ થાય ત્યારે તે સમાધિ નથી એમ વિચાર કરવાથી ફરીથી ધ્યાનમાં જોડાવાથી આ વિઘ્ન દૂર થાય છે.

આમ યોગીને સમાધિમાં અનેક વિઘ્નો અંતરાયરૂપ આવતાં જાય છે, તેથી તેને ટાળવાનો ધીમેધીમે યત્ન કરવો. એક દૃષ્ટાંત છે: એક રબારીને સંભાળવા આપેલી વાછરડી જંગલમાં ભટકે છે અને ભટકવાની ટેવ શીખે છે. પછી જ્યારે તે ગાભણી થાય છે ત્યારે કળાથી એટલે ખાણની લાલચ આપીને તેને ઘેર લાવવામાં આવે છે, તોપણ તેને ઘેર રહેવું ગમતું નથી અને લાગ આવે તો નાસી જાય છે. વળી ફરી પકડી લાવવામાં આવે છે. એમ કરતાં જ્યારે તે વિયાય છે ત્યારે વાછરડાના પ્રેમપાશમાં બંધાય છે અને પછી ઠાંગો મારી બહાર કાઢવામાં આવે તોપણ તે નીકળતી નથી. તે

પ્રમાણે બુદ્ધિરૂપી વાછરડી સંસારજંગલમાં ભટકે છે અને વિષયો ભોગવવારૂપ કુટેવ શીખે છે. પછી પુણ્યોદય થયે જ્યારે મુમુક્ષુતા-રૂપ ગર્ભ ધારણ કરે છે, ત્યારે યોગ દ્વારા બુદ્ધિને સ્થિર કરવાનો પ્રયત્ન થાય છે અને ધ્યાનાદિક ક્રિયા કરતાં રસરૂપી ખાણ મળે છે, પણ ભટકવાની ટેવ હોવાથી લાગ આવે બુદ્ધિ ચલિત થાય છે. પરંતુ બુદ્ધિને જ્યારે સમાધિ દ્વારા જ્ઞાનરૂપી વાછરડું થાય છે, ત્યારે તેના પ્રેમમાં નિમગ્ન થયેલી કોઈ પણ દુઃખરૂપી પ્રહારથી ઘર છોડતી નથી, એટલે કે બહિર્મુખ થતી નથી.

સાધકે આ પ્રમાણે દોષોને હઠાવીને નિરોધરૂપી પ્રયત્ન વડે નિશ્ચિત કરેલું ચિત્ત સ્વાભાવિક ચંચળતાથી વિષયાભિમુખ થઈને બહાર જાય, તો ફરી પણ નિરોધરૂપી પ્રયત્નથી બ્રહ્મમાં તેને જોડવું. આમ બ્રહ્મમાં એક થયેલું ચિત્ત લય તથા સ્તબ્ધ અવસ્થામાં હોતું નથી, શબ્દાદિ વિષયાકાર વૃત્તિનો અનુભવ કરતું નથી અને રસનો પણ આસ્વાદ કરતું નથી. આમ પવન વગરના દેશના દીપની શિખા પ્રમાણે અચળ અને કોઈ પણ વિષયને આકારે ન જણાતું માત્ર બ્રહ્માકાર હોય છે. આ અદ્વૈત ભાવનારૂપ નિર્વિકલ્પ સમાધિ છે. એ અદ્વૈત ભાવનારૂપ વૃત્તિ કેવળ શુદ્ધ સાત્ત્વિક હોવાથી બ્રહ્મનો અનુભવ કરીને તે વૃત્તિ પણ લીન થઈ જાય છે. માટે યોગાભ્યાસ કર-નારે આ સર્વ વિઘ્ન દૂર કરવા માટે પ્રબળ પુરુષાર્થ કરવો જોઈએ; કારણ કે श्रेयांसि बहुविघ्नानि । સારું કામ કરવું હોય તો વિઘ્નો ઘણાં આવે છે અને જો બૂરું કામ કરવું હોય તો ઊલટી મદદ મળે છે, એ કુદરતી નિયમ છે. માટે વિઘ્ન કરવાવાળાં ઉપકરણોમાં લલચાઈને ન ફસાતાં તેનાથી સદા ચેતતા રહેવું, કારણકે તેઓ બળાત્કારથી ફસાવે છે.

મહારાજા સાહેબઃ હવે હું નિવૃત્ત થવાની ઇચ્છા રાખું છું; માટે ચિ. લાલુને રાજ્ય સોંપીને હું નિવૃત્તિ લઈશ.

સ્વામી પ્રકાશાનંદઃ હજી લાલજી સાહેબની નાની ઉંમર છે,

એટલે એકદમ નિવૃત્તિ લેવાય નહિ.

મહારાજા સાહેબ : ના ના, એમ નથી. એકદમ નિવૃત્તિ તો નહિ જ લેવાય. દેખરેખ તો રાખીશ. માત્ર રાજા તરીકેનો બોજો માથેથી ઊતરે એ અર્થમાં નિવૃત્તિ લેવી છે.

સ્વામી પ્રકાશાનંદ : અષ્ટાવક્રગીતામાં કહ્યું છે કે–

निवृत्तिरपि मूढस्य प्रवृत्तिरुपजायते ।
प्रवृत्तिरपि धीरस्य निवृत्तिफलभाजिनी ॥

મૂર્ખની નિવૃત્તિ પણ પ્રવૃત્તિ ઉત્પન્ન કરે છે અને ધીર પુરુષની પ્રવૃત્તિ પણ નિવૃત્તિનું ફળ આપનારી હોય છે.

આ ઉપર એક દૃષ્ટાંત છે :

એક માણસને વારસામાં બાપ–દાદાની પાંચ લાખ રૂપિયાની મિલકત મળેલી હોવાથી તે આળસુ બનીને પડી રહે છે, કંઈ પ્રવૃત્તિ કરતો નથી. પરિણામે તેનું ધન વપરાતાં વપરાતાં પૂરું થઈ જાય છે અને તેને વૃદ્ધાવસ્થામાં જીવનનિર્વાહ માટે પ્રવૃત્તિ કરવી પડે છે. જ્યારે બીજા બુદ્ધિશાળી માણસે શરૂઆતમાં મહેનત કરી દ્રવ્યસંચય કરેલો છે. તેની પ્રવૃત્તિના પરિણામરૂપે તેને પાછલા જીવનમાં નિવૃત્તિ મળે છે.

આ સંબંધમાં એક બીજું પણ દૃષ્ટાંત છે :

એક રાજ્યમાં પહેલેથી જ એવી પ્રથા હતી, કે પ્રજાજનો દર વર્ષે એક જુદાજુદા માણસને એક વર્ષની મુદત માટે રાજા તરીકે નીમે. આમાં શરત એ હતી, કે એક વર્ષ દરમિયાનમાં જેને રાજા તરીકે નીમવામાં આવે તેને નિરંકુશપણે રાજ્યસત્તા સોંપવામાં આવતી એટલે કે જેમ મરજી ફાવે તેમ ખજાનો ઉડાવવો વગેરે છૂટ આપવામાં આવતી. પરંતુ મુદત પૂરી થતાં જ તે રાજાને શહેરની બહાર એક નદી આવેલી હતી, તેની પેલે પાર એક ભયંકર અરણ્ય હતું તેમાં તેને મૂકી દેવામાં આવતો. આવી રીતે ત્યાં કાઢી મુકાયેલા રાજ્યના દરેક ઉમેદવારનો હિંસક પશુઓ નાશ કરતા,

અથવા તો દુ:ખી થઈને ભૂખ–ત્રાસથી તેઓ મરી જતા. આમાં એક વખતે એક બુદ્ધિશાળી માણસનો વારો આવ્યો. તેણે રાજ્ય-સત્તા હાથમાં આવતાં તરત જ પહેલો હુકમ એ કર્યો, કે 'હજારો માણસો જઈને નદીની ઉપર દશ દિવસમાં કાચો પુલ બાંધી દો. પુલ તૈયાર થઈ ગયો. પછી બીજો હુકમ કર્યો, કે 'તે પુલ ઉપર થઈને જંગલ કાપનારા હજારો મજૂરો તથા મકાન બાંધનારા ઇજનેરો, કારીગરો, સુથારો, લુહારો વગેરે ત્યાં જાઓ; ત્યાંનું આખું જંગલ કાપીને સાફ કરી નાખો અને રાજ્યના જેવું જ બીજું શહેર ત્યાં ઊભું કરો!' તે પ્રમાણે થઈ ગયું. મોટો રાજમહેલ બંધાવાનો શરૂ થયો. શ્રીમંત લોકોને પણ હુકમ કર્યો, કે 'તમે બધા ત્યાં બંગલા બનાવો.' અને ઊજળી વસ્તીને પણ ત્યાં મકાનો બનાવવા માટે હુકમ કર્યો. તે પછી રાજ્યની માલ–મિલકત વગેરે બધી જ ચીજો ત્યાં મોકલી આપી. આમ થતાં વર્ષ પૂરું થયુ, એટલે નિયમ મુજબ તેણે લોકોને કહ્યું: 'તમારા રાજ્યના નિયમ પ્રમાણે મને નદીને પેલે પાર મૂકી આવો. મેં તો મારું ત્યાં નવું રાજ્ય વસાવ્યુ છે; ત્યાં સુખેથી રહીશ. તો તમે અહીં થોડાં ઝૂંપડાં બાકી છે તો આરામથી રહો.' એટલે પ્રજાજનોએ કહ્યું, કે 'હવે તમે જ રાજા તરીકે રહેજો.' આવી રીતે તે માણસે પહેલાં પ્રવૃત્તિ કરવાથી એના પરિણામરૂપે નિવૃત્તિ મળી. આવી રીતે મનુષ્યની ટૂંકી જિંદગીમાં પહેલેથી જ મોજશોખમાં ન પડતાં, કર્મ, ઉપાસના દ્વારા જ્ઞાન માટે યત્ન કરવો જોઈએ. ચોરાશી યોનિમાં ભટકવું ન પડે; તે માટે આ શરીરમાં જ બ્રહ્મભાવ કરવો.

શ્રુતિમાં કહ્યું છે, કે—

तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषंति
यज्ञेन दानेन तपसानाशकेन।
एतमेवं विदित्वा मुनिर्भवति एतमेव
प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजंति ॥

આ પરમાત્માને બ્રાહ્મણો વેદે ઉપદેશેલા ઉપાયોથી નિષ્કામ, યજ્ઞ, દાન, તપથી જાણવા માટે ઇચ્છા કરે છે; તે પરમાત્માને જાણીને મુનિ( મનનશીલ ) થાય છે. આ પરમાત્માના સ્વરૂપની ઇચ્છા કરતાં, સંન્યાસ લેવાના સ્વભાવવાળા લોકો સંન્યાસ લે છે.

આ શ્રુતિમાં वेदानुवचनेन શબ્દ બ્રહ્મચારીના ધર્મોનું ઉપલક્ષણ છે અને यज्ञ તથા दान એ બે શબ્દો ગૃહસ્થના ધર્મોનુ ઉપલક્ષણ છે તેમ જ तप તથા अनाशक એ બે શબ્દો વાનપ્રસ્થના ધર્મોનું ઉપલક્ષણ છે. प्रव्रजंति શબ્દ સંન્યાસીના ધર્મોનું ઉપલક્ષણ છે.

આમ મનુષ્ય શરીર સો વર્ષનું છે. એના ચાર વિભાગો છે, તે ચાર આશ્રમો કહેવાય છે : ( ૧ ) બ્રહ્મચર્યાશ્રમ, ( ૨ ) ગૃહસ્થાશ્રમ, ( ૩ ) વાનપ્રસ્થાશ્રમ અને ( ૪ ) સંન્યાસાશ્રમ. પચાસ વર્ષ સુધી ગૃહસ્થાશ્રમ, ત્યાર પછી વાનપ્રસ્થાશ્રમ, પ્રાચીન સમયમાં પચાસ વર્ષે ગૃહસ્થ સામાજિક જવાબદારીઓને પોતાની સંતતિને સોંપી પત્ની સાથે વનમાં જઈ, એકાંતમાં પર્ણકુટી વગેરે બાંધી રહેતો, અને આત્મજ્ઞાન માટે તપ કરતો. આમ વાનપ્રસ્થાશ્રમનો આરંભ થયો. આજે તો જિંદગીભર સુધી ઘર છોડી નીકળાય નહિ અને પછી વૃદ્ધાવસ્થામાં અનેક જાતનાં દુઃખ અને અપમાન ભોગવે છે. પ્રાચીન રૂઢિમાં ધર્મ મુખ્ય હતો અને વહેવાર ગૌણ હતો, પરંતુ આજે તો વહેવાર મુખ્ય થયો છે અને ધર્મ તો ગૌણ પણ નથી રહ્યો; તો આપને તો પચાસ વર્ષ થઈ ગયાં હશે ? તો આપે જે વિચાર કર્યો છે તે બરોબર છે. વહેવારમાં રહીને પણ આપ અધ્યાત્મ પ્રવૃત્તિ કરી શકશો. આ રાજ્ય તો સ્વપ્નાવસ્થાનું રાજ્ય છે, પણ સાચા રાજા થવાનું એટલે સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિ કરવાની છે.

મહારાજા સાહેબ : મને તો પ્રવૃત્તિ ગમતી નથી. એકાંત અને નિવૃત્તિ ગમે છે, પણ બચ્ચાં નાનાં છે એટલે એમનામાં થોડો જીવ રહે છે. જંગલમાં એકાંતમાં બેસી ભજન કરવું મને તો ઠીક લાગે છે. એને માટે સંન્યાસાશ્રમની શી જરૂર ?

સ્વામી પ્રકાશાનંદ: કર્મના ત્રણ વિભાગો છે: યજ્ઞ, દાન અને તપ. તેમાં યજ્ઞ, દાન એ ગૃહસ્થાશ્રમમાં પાળી શકાય છે, પરંતુ ગૃહસ્થાશ્રમમાં રહીને પૂરેપૂરું તપ થઈ શકે નહિ. તપ પૂરું કરવા માટે વાનપ્રસ્થાશ્રમ લેવાની જરૂર પડે છે. વાનપ્રસ્થાશ્રમમાં રહીને તપ પૂરું કર્યા પછી જ્ઞાન માટે સન્યાસ લેવો જરૂરી છે.

तत्त्वबोध.प्रधानं स्यात्साक्षान्मोक्षप्रदत्वतः ।
बोधोपकारिणावेतौ वैराग्यौ परमावुभौ ॥

તત્ત્વજ્ઞાન સાક્ષાત્ મોક્ષને આપનાર હોવાથી તે મુખ્ય છે, અને આ બે (એટલે) વૈરાગ્ય અને ઉપરતિ એ તત્ત્વજ્ઞાનને ઉપકારક (સહાય કરવાવાળા) છે.

એટલે ઉપરતિ-સંન્યાસ વિના તત્ત્વબોધ થવા સંભવ રહેતો નથી; કેમકે જ્યાં સુધી વ્યવહારનો થોડો પણ સંભવ રહે છે, ત્યાં સુધી ચિત્ત વિક્ષિપ્ત રહે છે અને એ વિક્ષિપ્ત ચિત્તમાં બોધ થતો નથી; અથવા બોધનો ઉદ્દ્ભવ પણ થતો નથી.

મહારાજા સાહેબ: તો પછી મારા જેવા જે સંન્યાસ ધારણ કરવાને સમર્થ ન હોય અથવા વ્યવહાર કે સંયોગો અનુકૂળ ન હોય તેવા માટે આચરવાનો વચલો માર્ગ કયો?

સ્વામી પ્રકાશાનંદ: વાનપ્રસ્થાશ્રમ વિના સંન્યાસ લેવાનો ખરી રીતે અધિકાર જ નથી, એટલે અત્યારે તો આપ વાનપ્રસ્થના જ અધિકારી છો અને તે આપ સ્વીકારી રહ્યા છો તેથી તે યોગ્ય જ થઈ રહ્યું છે, પછી એમાં કોઈ અસંતોષનું કારણ રહેતું નથી; કારણકે તે પછી આપોઆપ જ ઉપરતિ થાય છે.

મહારાજા સાહેબ: એ વાનપ્રસ્થનાં લક્ષણો શાં છે?

સ્વામી પ્રકાશાનંદ: મનુ ભગવાને વાનપ્રસ્થના ધર્મો એમની સંહિતામાં છઠ્ઠા અધ્યાયમાં કહ્યા છે, તેમ જ મહાભારતમાં પણ કહ્યા છે:

एवं गृहाश्रये स्थित्वा विधिवत्स्नातको द्विजः ।
वने वसेत्तु नियतो यथावद्विजितेन्द्रियः ॥

આ પરમાત્માને બ્રાહ્મણો વેદે ઉપદેશેલા ઉપાયોથી નિષ્કામ, યજ્ઞ, દાન, તપથી જાણવા માટે ઇચ્છા કરે છે; તે પરમાત્માને જાણીને મુનિ( મનનશીલ ) થાય છે. આ પરમાત્માના સ્વરૂપની ઇચ્છા કરતાં, સંન્યાસ લેવાના સ્વભાવવાળા લોકો સંન્યાસ લે છે.

આ શ્રુતિમાં वेदानुवचनेन શબ્દ બ્રહ્મચારીના ધર્મોનું ઉપલક્ષણ છે અને यज्ञ તથા दान એ બે શબ્દો ગૃહસ્થના ધર્મોનું ઉપલક્ષણ છે તેમ જ तप તથા अनाशक એ બે શબ્દો વાનપ્રસ્થના ધર્મોનું ઉપલક્ષણ છે. प्रव्रजंति શબ્દ સંન્યાસીના ધર્મોનું ઉપલક્ષણ છે.

આમ મનુષ્ય શરીર સો વર્ષનું છે. એના ચાર વિભાગો છે, તે ચાર આશ્રમો કહેવાય છે: (૧) બ્રહ્મચર્યાશ્રમ, (૨) ગૃહસ્થાશ્રમ, (૩) વાનપ્રસ્થાશ્રમ અને (૪) સંન્યાસાશ્રમ. પચાસ વર્ષ સુધી ગૃહસ્થાશ્રમ, ત્યાર પછી વાનપ્રસ્થાશ્રમ, પ્રાચીન સમયમાં પચાસ વર્ષે ગૃહસ્થ સામાજિક જવાબદારીઓને પોતાની સંતતિને સોંપી પત્ની સાથે વનમાં જઈ, એકાંતમાં પર્ણકુટી વગેરે બાંધી રહેતો, અને આત્મજ્ઞાન માટે તપ કરતો. આમ વાનપ્રસ્થાશ્રમનો આરંભ થયો. આજે તો જિંદગીભર સુધી ઘર છોડી નીકળાય નહિ અને પછી વૃદ્ધાવસ્થામાં અનેક જાતનાં દુઃખ અને અપમાન ભોગવે છે. પ્રાચીન રૂઢિમાં ધર્મ મુખ્ય હતો અને વહેવાર ગૌણ હતો, પરંતુ આજે તો વહેવાર મુખ્ય થયો છે અને ધર્મ તો ગૌણ પણ નથી રહ્યો; તો આપને તો પચાસ વર્ષ થઈ ગયાં હશે? તો આપે જે વિચાર કર્યો છે તે બરોબર છે. વહેવારમાં રહીને પણ આપ અધ્યાત્મ પ્રવૃત્તિ કરી શકશો. આ રાજ્ય તો સ્વપ્નાવસ્થાનું રાજ્ય છે, પણ સાચા રાજા થવાનું એટલે સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિ કરવાની છે.

મહારાજા સાહેબ: મને તો પ્રવૃત્તિ ગમતી નથી. એકાંત અને નિવૃત્તિ ગમે છે, પણ બચ્ચાં નાનાં છે એટલે એમનામાં થોડો જીવ રહે છે. જંગલમાં એકાંતમાં બેસી ભજન કરવું મને તો ઠીક લાગે છે. એને માટે સંન્યાસાશ્રમની શી જરૂર?

સ્વામી પ્રકાશાનંદ: કર્મના ત્રણ વિભાગો છે: યજ્ઞ, દાન અને તપ. તેમાં યજ્ઞ, દાન એ ગૃહસ્થાશ્રમમાં પાળી શકાય છે, પરંતુ ગૃહસ્થાશ્રમમાં રહીને પૂરેપૂરું તપ થઈ શકે નહિ. તપ પૂરું કરવા માટે વાનપ્રસ્થાશ્રમ લેવાની જરૂર પડે છે. વાનપ્રસ્થાશ્રમમાં રહીને તપ પૂરું કર્યા પછી જ્ઞાન માટે સંન્યાસ લેવો જરૂરી છે.

तत्त्वबोधःप्रधानं स्यात्साक्षान्मोक्षप्रदत्वतः ।
बोधोपकारिणावेतौ वैराग्यौ परमावुभौ ॥

તત્ત્વજ્ઞાન સાક્ષાત્ મોક્ષને આપનાર હોવાથી તે મુખ્ય છે, અને આ બે (એટલે) વૈરાગ્ય અને ઉપરતિ એ તત્ત્વજ્ઞાનને ઉપકારક (સહાય કરવાવાળા) છે.

એટલે ઉપરતિ–સંન્યાસ વિના તત્ત્વબોધ થવા સંભવ રહેતો નથી; કેમકે જ્યાં સુધી વ્યવહારનો થોડો પણ સંભવ રહે છે, ત્યાં સુધી ચિત્ત વિક્ષિપ્ત રહે છે અને એ વિક્ષિપ્ત ચિત્તમાં બોધ થતો નથી; અથવા બોધનો ઉદ્‌ભવ પણ થતો નથી.

મહારાજા સાહેબ: તો પછી મારા જેવા જે સંન્યાસ ધારણ કરવાને સમર્થ ન હોય અથવા વ્યવહાર કે સંયોગો અનુકૂળ ન હોય તેવા માટે આચરવાનો વચલો માર્ગ કયો?

સ્વામી પ્રકાશાનંદ: વાનપ્રસ્થાશ્રમ વિના સંન્યાસ લેવાનો ખરી રીતે અધિકાર જ નથી, એટલે અત્યારે તો આપ વાનપ્રસ્થના જ અધિકારી છો અને તે આપ સ્વીકારી રહ્યા છો તેથી તે યોગ્ય જ થઈ રહ્યું છે, પછી એમાં કોઈ અસંતોષનું કારણ રહેતું નથી; કારણકે તે પછી આપોઆપ જ ઉપરતિ થાય છે.

મહારાજા સાહેબ: એ વાનપ્રસ્થનાં લક્ષણો શાં છે?

સ્વામી પ્રકાશાનંદ: મનુ ભગવાને વાનપ્રસ્થના ધર્મો એમની સંહિતામાં છઠ્ઠા અધ્યાયમાં કહ્યા છે, તેમ જ મહાભારતમાં પણ કહ્યા છે:

एवं गृहाश्रये स्थित्वा विधिवत्स्नातको द्विजः ।
वने वसेत्तु नियतो यथावद्विजितेन्द्रियः ॥

આ શ્લોકમાં 'अथ' શબ્દનો અર્થ ગૃહસ્થાશ્રમ પછી એવો થાય છે. તેથી નિશ્ચય થાય છે કે ગૃહસ્થાશ્રમ કર્યા વિના વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરી શકાય નહિ.

तिष्ठेत्नाव्रतिकस्तत्र सुप्यात्द्घस्तथा निशि ।
अतन्द्रितो भवेन्नित्यं वासरे प्रपदैश्चरेत् ॥

વ્રત વિના રહેવું જોઈએ નહિ. રાત્રીમાં ખાટલા ઉપર સુવું ન જોઈએ અને દિવસે હમેશાં નિદ્રા છોડી દેવી જોઈએ તથા કોઈ પણ વાહન ઉપર ન બેસતાં પગે ચાલીને જ જવું જોઈએ. વાનપ્રસ્થ દિવસે સૂએ નહિ, વાહન ઉપર બેસે નહિ, એવું વિધાન છે.

योगाभ्यासरतो नित्यं स्थानासनविहारवान् ।
हेमन्तग्रीष्मवर्षासु जलाग्न्याकाशमाश्रयेत् ॥

ઊભા રહેતાં કે બેઠેલા હોય કે ચાલતા હોય તોપણ ચિત્તને યોગાભ્યાસમાં લગાડવું જોઈએ અને હેમંતઋતુમાં જળમાં બેસવું, ગ્રીષ્મઋતુમાં પંચાગ્નિની મધ્યમાં બેસી તપ કરવું અર્થાત્ ચાર દિશામાં ધૂણી લગાવી અને ઉપર પાંચમા સૂર્યને અગ્નિરૂપ સમજી અગ્નિ અને તાપની ગરમી સહન કરતાં તપ કરવું; તેનું નામ પંચાગ્નિ–તપ છે અને વર્ષાઋતુમાં ખુલ્લી જગ્યાનો આશ્રય લઈ વર્ષાને સહન કરી તપ કરવું જોઈએ; અર્થાત્ ઠંડી, ગરમી અને વરસાદને સહન કરવી જોઈએ.

अग्नीनात्मनि वैतानान् समारोप्य यथाविधि ।
अनग्निरनिकेतः स्यान्मुनिर्मूलफलाशनः ॥

શ્રૌતનો–અગ્નિહોત્રના ત્રણે અગ્નિઓનો શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પોતાનામાં સમારોપ કરીને અગ્નિ તથા અગ્નિશાળાથી રહિત થઈને મૌન ધારણ કરી ફળમૂળાદિ વડે જ પોતાનો નિર્વાહ કરવો. [અને નિવાર (જવ, ડાંગર, ધાન્ય) વગેરે પણ ન ખાવાં.] માત્ર કંદ, મૂળ, ફળ વનમાંથી લાવીને ખાવાં. જો આવાં કંદ, મૂળ, ફળ

વનમાંથી લાવવા માટે પણ શક્તિ ન હોય તો—

तापसेष्वेव विप्रेषु यात्रिकं भैक्षमाहरेत् ।
गृहमेधिषु चान्येषु द्विजेषु वनवासिषु ॥

પોતાના નિર્વાહ માત્રની વસ્તુ, વનમાં રહેનાર બીજા તપસ્વી લોકો પાસેથી અથવા બ્રાહ્મણ તથા અન્ય ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણ વગેરે પાસેથી ભિક્ષા માગી લાવીને પોતાનો નિર્વાહ ચલાવવો.

वनवासिषु सर्वेषु भिक्षा कुर्याद्वनाश्रमी ।
तथा सर्वं प्रकुर्वीत पितृदेवार्चनादिकम् ॥

વાનપ્રસ્થાશ્રમીએ વનમાં રહેનાર સર્વ લોકો પાસેથી ભિક્ષા લાવવી અને તે વડે જ પિતૃ તથા દેવ આદિનું પૂજન વગેરે કરવું. રોગ વગેરેના નિમિત્તથી તેમાં પણ સમર્થ ન હોય તો—

अष्टौ भुञ्जीत वा ग्रासान्ग्रामादाहृत्य याचनात् ।
आशामसंशयं गच्छेद्वाय्वीशप्रागुदीचिकाम् ॥

ગામમાંથી અન્ન માગી લાવીને તેમાંથી આઠ કોળિયા જેટલું ભોજન કરવું તે પછી વાયવ્ય, ઈશાન, પૂર્વ અથવા ઉત્તર દિશામાં નિઃસંદેહ ગમન કરવું જોઈએ. અન્નના આઠ કોળિયા લેવાથી જો તૃપ્તિ ન થતી હોય તો સોળ કોળિયા લેવા.

મહારાજા સાહેબ: જનકરાજા ગૃહસ્થાશ્રમમાં રહીને જ્ઞાની હતા અને પોતે સંન્યાસ લીધો ન હતો એમ મેં સાંભળ્યુ છે!

સ્વામી પ્રકાશાનંદ: જનકરાજા અને તેમના ગુરુ યાજ્ઞવલ્ક્યે સંન્યાસ લીધો છે.

બૃહદારણ્યકોપનિષદમાં લખ્યું છે, કે—

## યાજ્ઞવલ્ક્યે મૈત્રેયીને કરેલો ઉપદેશ

યાજ્ઞવલ્ક્યઋષિને મૈત્રેયી અને કાત્યાયિની નામની બે સ્ત્રીઓ હતી. તેમાં મૈત્રેયી બ્રહ્મવાદિની હતી અને નાની કાત્યાયિની ગૃહસ્થાશ્રમધર્મમાં પ્રેમવાળી હતી. ઋષિ યાજ્ઞવલ્ક્યે સંન્યાસ ગ્રહણ

કરતા પહેલાં પોતાની બંને પત્નીઓને બોલાવી ધનનો સરખો ભાગ કરી દેવાનો સંકલ્પ કરી પોતાની સ્ત્રી મૈત્રેયીને કહ્યું: 'મૈત્રેયી, હું સંન્યાસ ગ્રહણ કરવાની ઇચ્છા રાખું છું. માટે આ કાત્યાયિનીને અને તને બંનેને પાછળથી ક્લેશ ન થાય તે સારુ આ ધન તમને વહેંચી આપવા ચાહું છું.' ત્યારે મૈત્રેયી કહે છે: 'હે ભગવન્! ધનથી ભરેલી આ બધી પૃથ્વીને મેળવી હું અમર થઈ શકીશ? (જો એનાથી અમર થવાતું હોય તો જ મને ધનનો ભાગ કરી આપવો તમને યોગ્ય છે.)'

યાજ્ઞવલ્ક્ય: હે મૈત્રેયી! ધન મળવાથી તો જેમ ધનિકો ગાડી, ઘોડા વગેરે સાધનોથી આનંદથી જીવી શકે છે એમ તું પણ દરિદ્ર માણસો કરતાં વધારે સારાં સાધનોથી જીવી શકીશ. આટલું જ બની શકે. બાકી મોક્ષની આશા ધનથી રાખવી નકામી છે.

મૈત્રેયી: येनाहं नामृता स्यां किमहं तेन कुर्याम् यदेव भगवान्वेद, तदेव मे ब्रूहीति। જેના વડે હું અમર ન થાઉં એવા ધનને મારે શું કરવું છે? માટે હે પ્રભો! આપ જે મોક્ષનું સાધન જાણો છો તે જ કહો.

યાજ્ઞવલ્ક્ય: હે મૈત્રેયી! તમે મને પ્રિયમાં પ્રિય છો અને વળી પ્રિય બોલો છો, તેથી હું વધારે ખુશી થયો છું. તમે આવો, બેસો; હું તમને મોક્ષસાધન જ્ઞાન કહું છું.

આ પ્રમાણે કહી મહર્ષિ યાજ્ઞવલ્કયે પોતાની સ્ત્રી મૈત્રેયીને મોક્ષસાધન જ્ઞાનનો ઉપદેશ કરવાનો આરંભ કર્યો.

યાજ્ઞવલ્ક્ય: હે મૈત્રેયી, આ બધાં લૌકિક સાધનો પશુ, ઘર, પુત્ર, સ્ત્રી આદિ જે પ્રિય લાગે છે તે તો પોતાના સુખને માટે પ્રિય લાગે છે. એ લૌકિક સાધનોની પ્રિયતા ગૌણ છે. आत्मा वै प्रेयसां प्रियः। અત્યંત પ્રિયમાં પ્રિય તો આત્મા જ છે. જો સાંભળ:

स होवाच न वा अरे पत्युः कामाय पतिः प्रियो भवत्यात्मनस्तु कामाय पतिः प्रियो भवति, न वा अरे जायायाः कामाय जाया प्रिया भवत्यात्मनस्तु कामाय जाया प्रिया भवति, न वा अरे पुत्राणां कामाय पुत्राः प्रिया भवन्ति आत्मनस्तु कामाय पुत्राः प्रिया भवन्ति, न वा अरे वित्तस्य कामाय वित्तं प्रियं भवत्यात्मनस्तु कामाय वित्तं प्रियं भवति × × × × × न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवत्यात्मनस्तु कामाय सर्वं प्रियं भवति।

યાજ્ઞવલ્ક્ય બોલ્યા : અરે મૈત્રેયી! પતિના ઉપર સ્ત્રીનો અધિકાધિક પ્રેમ હોય છે તે પતિની કામનાઓ પૂર્ણ કરવા માટે નહિ પણ પોતાની જ કામનાઓ પૂર્ણ કરવા માટે છે. એમ જ પતિને સ્ત્રી અધિક પ્રિય લાગે છે તે પણ સ્ત્રીની કામનાઓ પૂર્ણ કરવા નહિ પણ પોતાની જ કામનાઓ પૂર્ણ કરવા માટે. તથા માતાપિતાનો પુત્રો ઉપર જે અધિક પ્રેમ હોય છે તે પણ પુત્રો માટે નહિ પણ પોતાને જ માટે છે. એમ જે ધન ઉપર અધિક પ્રેમ છે તે પણ ધન માટે નહિ, પોતાને જ માટે. આ જગત બધું જ જગત માટે પ્રિય નથી પણ બધું પોતાના આત્મા માટે જ પ્રિય છે.

આ સંબંધમાં એક પ્રસંગ છે :

હું સત્તાવનની સાલમાં હૃષીકેશ ગયો હતો. તે વખતે ત્યાં રહેતા સાધુસંન્યાસીઓએ ઘણી વખત પ્રત્યક્ષ જોયેલો પ્રસંગ મને કહ્યો હતો. પ્રસંગ આ પ્રમાણે છે :

ગંગાનદીને સામે કિનારે રેતીનો વિશાળ પટ અને એ પટને કિનારે જંગલ. ઉનાળામાં આ જંગલમાંથી સવારે અગિયાર વાગ્યે લાલ મોંના વાંદરાઓનાં ઝુંડ નદીનું પાણી પીવા આવે. પાણી પીએ અને આમતેમ કૂદાકૂદ કરે. આમાંના થોડાક તો નદીની રેતી ખૂબ તપે તે પહેલાં જ જંગલમાં ચાલ્યા જાય. બાકીના વાંદરાઓ જ્યારે રેતી ખૂબ તપી હોય ત્યારે જંગલ તરફ ચાલવા માંડે. થોડુંક ચાલ્યા પછી રેતીની ગરમીને લીધે જ્યારે પગમાં

અસહ્ય બળતરા થાય ત્યારે પોતાનાં બચ્ચાંને નીચે નાખી તેના ઉપર ચડી બેસે. આમ કરતાં બચ્ચું તો તરત જ મરી જાય. આવા બચ્ચાંના મૃતદેહને બે ચાર પગલાં ખેંચે પછી પગ ખૂબ બળે ત્યારે બચ્ચાં ઉપર બેસે. વળી પાછું ખેંચે અને ઉપર બેસે. આ રીતે રેતીનો ગરમ પટ વાંદરાં પસાર કરે અને બચ્ચાંના મૃતદેહને ફેંકી જંગલમાં ચાલ્યાં જાય. એમ કહેવાય છે કે પ્રાણી માત્રમાં વાંદરીને તેનાં બચ્ચાં ઉપર વધારેમાં વધારે પ્રેમ હોય છે; છતાં પોતાનો જીવ બચાવવા તે બચ્ચાંનો જીવ જતો કરે છે.

પતિ–પત્નીના સંબંધમાં પણ આપણે જોઈએ છીએ, કે પત્ની પતિની દરેક રીતે સેવા કરતી હોય તો જ તે પતિને પ્રિય લાગે છે. પતિ પણ પત્નીને દરેક રીતે રાજી રાખતો હોય, એની તથા બાળકોની જરૂરીઆતો પૂરી પાડતો હોય તો જ પતિ પણ પત્નીને પ્રિય લાગે છે. સાચે જ આ આખું જગત સ્વાર્થમય છે.

આ સિદ્ધાંતની ખાતરી એક પ્રધાને પોતાના રાજાને આ પ્રમાણે કરી આપી. એક વાંદરીને હોજમાં એવી રીતે બાંધી કે તે આમતેમ જઈ ન શકે. પછી તે હોજમાં પાણી ભરાવવા માંડ્યું. જેમ જેમ પાણી ભરાતું ગયુ તેમ તેમ વાંદરી બચ્ચાને ઊંચું ને ઊંચું રાખતી ગઈ, પણ જ્યારે તેના નાક સુધી પાણી આવી ગયું ત્યારે ગૂંગળાઈને મરી જવાના ભયથી તરત બચ્ચાને પગ નીચે મૂકી તેના ઉપર પોતે ઊભી રહી. આ જોઈ રાજાને ખાતરી થઈ કે ખરેખર, આ જગત બધું સ્વાર્થમય જ છે.

યાજ્ઞવલ્ક્ય કહે છે: હે મૈત્રેયી! આવી રીતે બધું જ જગત આત્માને માટે જ પ્રિય ભાસે છે. માટે–

**आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यो मैत्रेय्यात्मनो वा अरे दर्शनेन श्रवणेन मत्या विज्ञानेनेदं सर्वं विदितम् ।**

હે મૈત્રેયી! ખરેખર આત્મા જ દ્રષ્ટવ્ય છે એટલે આત્માનું

જ્ઞાન થવું જ અત્યંત પુરુષાર્થ છે. આત્માનું જ આચાર્યો અને શાસ્ત્રો દ્વારા શ્રવણ કરવું જોઈએ અને આત્માનું જ મનન કરવું જોઈએ તથા આત્માનું જ નિદિધ્યાસન કરવું જોઈએ. આત્માના જ શ્રવણાદિથી આ બધું જણાઈ જાય છે.

આ જગ્યાએ બૃહદારણ્યકના બીજા અધ્યાયના ચોથા બ્રાહ્મણમાં પ્રશ્ન–ઉત્તર પરંપરાથી એ વસ્તુનું સારું પ્રતિપાદન કર્યું છે. આત્માથી ભિન્ન વસ્તુની સત્તા માનનારની નિંદા કરી છે. બ્રાહ્મણાદિ જાતિથી માંડી અંતે 'सर्वं तं परादाद् योऽन्यत्रात्मनः सर्वं वेद। આખું જગત તેનો તિરસ્કાર કરે છે, જે આત્માથી ભિન્ન જગતને માને છે. માટે–

'इदं ब्रह्मेदं क्षत्रमिमे लोका इमे देवा इमे वेदा इमानि भूतानीदꣳ सर्वं यदयमात्मा।' આ બ્રાહ્મણ, ક્ષત્રિય, લોક, દેવ, વેદ, ભૂતો અને આ બધું જ આત્મસ્વરૂપ છે એમ કહ્યું છે; અર્થાત્ આ બધું બ્રહ્મમાં અધ્યસ્ત હોવાથી અધિષ્ઠાનભૂત બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી, મિથ્યા અધ્યસ્ત જગતનો બાધ થતાં બધું જગત બ્રહ્મરૂપ–આત્મસ્વરૂપે ભાસે છે.

અહીં મૈત્રેયી પ્રશ્ન કરે છે, કે 'પ્રભો! જો આ જગત બધું જ આત્મસ્વરૂપ છે તો તે આત્મસ્વરૂપે ન જણાતાં જગતસ્વરૂપે કેમ જણાય છે અને આત્મસ્વરૂપે જ્ઞાન કેમ થતું નથી?'

યાજ્ઞવલ્ક્યે આ બાબત દુંદુભિ, શંખ, વીણાના શબ્દો અને આઘાત શબ્દોનાં દૃષ્ટાંત આપી સમજાવી છે. જેમકે નગારું વાગે ત્યારે તેના અવાજની સાથે બીજા સામાન્ય અવાજોનું પણ ગ્રહણ થઈ જાય. તે અવાજો જુદા સંભળાય નહિ અથવા દાંડી અને નગારાંનો અવાજ જુદો જણાય નહિ. પણ નગારાના અવાજથી જ તે દાંડીના અવાજનું ગ્રહણ થઈ જાય છે. તેમ જ 'હે મૈત્રેયી, શ્રવણ–મનનાદિ સાધનોથી જ્યારે આત્માનું જ્ઞાન થાય છે, ત્યારે આ જગતરૂપ વિવર્તનું અધિષ્ઠાન આત્મા હોવાથી જેમ રજ્જુનો સાક્ષાત્કાર

થતાં સર્પનો બાધ થઈ જાય છે તેની માફક અધિષ્ઠાન તત્ત્વનો સાક્ષાત્કાર થતાં જગતનો બાધ થઈ જાય છે અને આત્મા જ શુદ્ધ ભાસે છે.

'હે મૈત્રેયી! જેમ સળગતા અગ્નિની ચોમેર તણખા, અંગારા, ધુમાડો, જ્વાલા વગેરે ઉદ્‌ભવે છે.

'एवं वा अरेऽस्य महतो भूतस्य निश्वसितमेतदृग्वेदो यजुर्वेद' इत्यादि।

એવી જ રીતે આ બ્રહ્મસ્વરૂપ આત્માથી નિઃશ્વાસન્યાયથી ઋગ્વેદાદિ વેદો, ઇતિહાસાદિ બધું જગત ઉદ્‌ભવે છે.'

'વળી હે મૈત્રેયી! જેમ આકાશમાંથી પડતા જળને જવાની જગ્યા સમુદ્ર છે, ગંધાદિ સર્વ વિષયોને જવાનું સ્થાન નાસિકાદિ ઇંદ્રિયો છે, તેમ જ સર્વ જગતનું લયસ્થાન બ્રહ્મ જ છે; પરંતુ તે અજ્ઞાનકલ્પિત દ્વૈતાવસ્થામાં જ–

'यत्र हि द्वैतमिव भवति तदितर इतरं जिघ्रति × × × × पश्यति × × × × शृणोति इत्यादि।

જ્યારે દ્વૈતના જેવું અર્થાત્ પરમાત્માસ્વરૂપ એક જ હોવા છતાં બ્રહ્મ ભિન્ન પ્રાતીતિક ભાસે છે, ત્યારે જ અન્ય દ્રષ્ટા અન્ય દૃશ્યને જુએ છે, સૂંઘે છે, સાંભળે છે.'

'यत्र त्वस्य सर्वमात्मैवाऽभूत्तत्केन कं जिघ्रेत् केन कं पश्येत् इत्यादि।

જ્યારે આ (બ્રહ્મવિદ્)ને બધું જગત આત્મસ્વરૂપે જ ભાસે છે, (જ્યારે દ્રષ્ટા દૃશ્યનો ભેદ જણાતો નથી) ત્યારે કયાં સાધનોથી કોને સૂંઘે ને કોને જુએ?'

येनेदं सर्वं विजानाति तं केन विजानीयाद्, विज्ञातारमरे केन विजानीयाद्।

'જેના વડે આ બધું જાણી શકાય છે, તેને કયા સાધનથી જાણી શકાય? કોઈથી નહિ. જ્ઞાતાને કેમ અને કયાં સાધનોથી જાણી શકાય? કોઈ રીતે નહિ, અર્થાત્ તે સર્વ અનુભવથી જ

જાણી શકાય એવું છે, કોઈ સાધનથી વેદ્ય નથી જ.'

આ પ્રમાણે યાજ્ઞવલ્કયના ઉપદેશથી મૈત્રેયીને પરમ પુરુષાર્થરૂપ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ અને અવિદ્યાકૃત મોહની નિવૃત્તિ થઈ સાચા સુખની પ્રાપ્તિ થઈ.

જનકરાજા પણ શાસ્ત્રજ્ઞ હતા. તેઓ પાછલી અવસ્થામાં પુત્રને રાજ્ય સોંપી સંન્યાસી થયેલા તે સંબંધી મહાભારતમાં પ્રમાણ છે, કે–

> स एवमनुशास्तस्तु याज्ञवल्क्येन धीमता ।
> प्रीतिमानभवद्राजा मिथिलाधिपतिस्तदा ॥
> गते मुनिवरे तस्मिन् कृते चापि प्रदक्षिणम् ।
> दैवरातिर्नरपतिरासीनस्तत्र मोक्षवित् ॥
> वैदेहराज्यं च तदा प्रतिष्ठाप्य सुतस्य वै ।
> यतिधर्ममुपासँश्चाप्यवसन्मिथिलाधिपः ॥
> धनान्यपत्यदारांश्च रत्नानि विविधानि च ।
> पन्थानं पावकं हित्वा जनको मौण्ड्यमास्थितः ॥
> तं ददर्श प्रिया भार्या भैक्ष्यवृत्तिमकिंचनम् ।
> धान्यमुष्टिमुपासीनं निरीहं गतमत्सरम् ॥
> उत्सृज्य राज्यं भैक्षार्थं कृतबुद्धिं नरेश्वरम् ।
> विदेहराजमहिषी दुःखिता सममाषत ॥
> य इमां कुण्डिकाम्भिन्द्यात् दण्डं तव च यो हरेत् ।
> वासश्चापि हरेत्तस्मिन्कथं ते मानसं भवेत् ॥

યાજ્ઞવલ્કયે જ્યારે આ રીતે ઉપદેશ કર્યો, ત્યારે મિથિલાના રાજા જનક ખુશી થયા અને મોક્ષસાધનને જાણનાર દૈવરાતના પુત્ર જનકે યાજ્ઞવલ્કયઋષિની પ્રદક્ષિણા વગેરે કરી. ઋષિ ચાલ્યા ગયા બાદ પોતાનું રાજ્ય પુત્રને સોંપી જનક યતિધર્મનો આશ્રય કરી રહેવા લાગ્યા. ધન, સ્ત્રી, પુત્ર, વિવિધ પ્રકારનાં રત્ન (સંપત્તિ) તથા ગૃહસ્થધર્મનાં અગ્નિહોત્રાદિક કર્મોનો ત્યાગ કરીને જે જનક-

રાજર્ષિએ સંન્યસ્ત સ્વીકાર્યું છે એટલે કે પરમહંસ વેશ ધારણ કર્યો છે અને જેમણે ભિક્ષાવૃત્તિ ધારણ કરેલી છે તથા જેઓ જરા પણ સંગ્રહ કરેલો ન હોવાથી મૂઠીભર અન્ન સ્વીકારે છે, જેને કોઈ ભોગની ઇચ્છા નથી, તેમ જ જેનામાં મત્સર પણ નથી, તેમને પ્રિય રાણી એ જોયા. રાજ્યનો ત્યાગ કરી જેમણે પોતાની બુદ્ધિથી ભિક્ષાવૃત્તિ ને યોગ્ય માની છે, તેવા જનક રાજાને રાણીએ દુઃખી થઈને કહ્યું, કે 'જો કોઈ તમારા આ માટીના વાસણને ભાંગી નાખે, અથવા દંડ કે વસ્ત્રને છીનવી લે, તો તે પુરુષ માટે તમારું મન કેવું થાય?' તાત્પર્ય કે જો તમને તે વખતે પણ ક્રોધ ઉત્પન્ન થાય, તો તમારો સંન્યાસ નકામો છે.

આ બન્ને દૃષ્ટાંત પરથી 'યાજ્ઞવલ્ક્યઋષિ તથા જનકરાજા બન્ને વિદ્વાન હતા, પરંતુ તેમણે જ્ઞાનપ્રાપ્તિ માટે ગૃહસ્થાશ્રમ તથા સ્ત્રી, ધન આદિકનો ત્યાગ કરી, સંન્યાસ લીધો હતો,' તે વાત સિદ્ધ થાય છે. કનક-કામિનીનો ત્યાગ કર્યા વિના ગૃહસ્થાશ્રમમાં રહી સર્વ પ્રકારનો વ્યવહાર કરતાં જ્ઞાન થવું અસંભવિત છે. વળી ગૃહસ્થાશ્રમમાં જ જ્ઞાન પ્રાપ્ત થતું હોત, તો વેદશાસ્ત્રમાં ચાર આશ્રમ રચવાત નહિ પણ કેવળ બ્રહ્મચર્ય તથા ગૃહસ્થાશ્રમ એ જ આશ્રમો રચાત.

બૃહદારણ્યકોપનિષદમાં કહ્યું છે, કે—

**यद्वि वेतरथा ब्रह्मचर्यादेव प्रव्रजेद् गृहाद्वा वनाद्वा।**

જો એક આશ્રમનો ક્રમ ન પાળવો હોય અને તીવ્ર મુમુક્ષતા હોય તો બ્રહ્મચર્યથી જ સંન્યસ્ત ગ્રહણ કરવું.

કારણ કે વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ અને મુમુક્ષુતા વગેરે ચાર સાધન વિના શ્રવણ, મનન, નિદિધ્યાસન થઈ શકે નહિ અને તેથી જ ગૃહસ્થાશ્રમ પછી વાનપ્રસ્થાશ્રમમાં વૈરાગ્ય, ઉપરતિ આદિ ધારણ કરી સંન્યાસાશ્રમમાં સાધનો દૃઢ કરી જ્ઞાન મેળવી શકાય છે.

વૈરાગ્ય માટે શ્રી શંકરસ્વામી તત્ત્વબોધમાં કહે છે, કે 'इह

स्वर्गभोगेषु इच्छाराहित्यं विरागः। આ લોક તથા સ્વર્ગના ભોગોમાં ઇચ્છાનું રહિતપણું તે વૈરાગ્ય.' તેમ જ ઉપરતિ માટે વિવેકચૂડામણિમાં જણાવ્યું છે, કે 'बाह्यानालम्बनं वृत्तेरेवोपरतिरुत्तमा। ચિત્તની વૃત્તિનું બહારના અનાત્મ (માયિક) પદાર્થો પર ન લાગવું.' માયિક પદાર્થો એટલે સ્ત્રી ધનાદિક, જાતિ તથા કુળના અભિમાન સહિત કરવામાં આવતાં યજ્ઞાદિક કર્મો, તથા શબ્દાદિ વિષયો. આ સર્વ પદાર્થોને વિષ સમાન જાણી તેનો ત્યાગ કરવો, તથા કનકકામિનીને જોતાં જ ગ્લાનિ ઊપજવી, તેને જ શ્રેષ્ઠ ઉપરતિ કહેવાય છે.

આ સંબંધમાં ભગવાન શંકરાચાર્ય કહે છે:

मुक्तिश्रीनगरस्य दुर्जयतरं द्वारं यदस्त्यादिमम्।
तस्य द्वे अररे धनं च युवतिस्ताभ्यां पिनद्धं दृढम्॥
कामाख्यार्गलदारुणा वलवता द्वारं तदेतत्त्रयम्।
धीरो यस्तु भिनत्ति सोऽर्हति सुखं भोक्तुं विमुक्तिश्रियः॥

મુક્તિરૂપી સંપત્તિનગરનું જીતી ન શકાય એવું પહેલું દ્વાર છે તેને ધન અને સ્ત્રીરૂપી બે કમાડ છે; તે વડે તે દ્વાર મજબૂત રીતે બંધ કરેલું છે. વળી તે દ્વાર બળવાન કામ નામના આગળિયા વડે બંધ છે. જે વિવેકી પુરુષ આ ત્રણ વસ્તુને ભેદે છે, તે જ મુક્તિરૂપી સંપત્તિનું સુખ ભોગવવા માટે યોગ્ય છે. તેથી સ્ત્રીધનાદિક બ્રહ્મવિદ્યાના માર્ગમાં વિઘ્નરૂપ હોવાથી તેનાથી દૂર રહેવાની જરૂર છે.

તાત્પર્ય કે મનુષ્ય જ્યાં સુધી કનક–કામિનીના બંધનમાંથી છૂટતો નથી, ત્યાં સુધી બ્રહ્મવિદ્યાના માર્ગમાં જઈ શકતો નથી. માટે પહેલાં કનક–કામિનીનો ત્યાગ કરવાની જરૂર છે.

તે સંબંધમાં ભાગવતના એકાદશ સ્કંધમાં ભગવાન ઉદ્ધવજી પ્રત્યે કહે છે:

अर्थस्य साधने सिद्ध उत्कर्षे रक्षणे व्यये ।
नाशोपभोग आयासस्त्रासश्चिंता भ्रमो नृणाम् ॥

માણસને ધનના ઉપાર્જનમાં, ધન એકઠું થયું હોય તોપણ ધનના વધારામાં, ધનના રક્ષણમાં અને ધનના વ્યયમાં ધનનો નાશ, ઉપભોગ, મહેનત, ત્રાસ, ચિંતા અને ભ્રમ થાય છે.

स्तेयं हिंसाऽनृतं दम्भः कामः क्रोधः स्मयो मदः ।
भेदो वैरं न विश्वासः संस्पर्धा व्यसनानि च ॥
एते पंचदशानर्था ह्यर्थमूला मता नृणाम् ।
तस्मादर्थमनर्थाख्यं श्रेयोऽर्थी दूरतस्त्यजेत् ॥

ચોરી, હિંસા, અસત્ય, દંભ, કામ, ક્રોધ, દર્પ, મદ, ભેદ, વેર, અવિશ્વાસ, સ્પર્ધા અને વ્યસનો (ઘૂત, વ્યભિચાર અને સુરાપાન); એ પંદર અનર્થો માણસોને અર્થમાંથી (ધનમાંથી) થાય છે; માટે કલ્યાણની ઇચ્છાવાળા પુરુષે દ્રવ્યને અનર્થ ગણી તેનો દૂરથી ત્યાગ કરવો.

આ ઉપર દૃષ્ટાંત છે:

મહાન સિકંદર બાદશાહે પોતાની પ્રજા પાસેથી સઘળું દ્રવ્ય, પૈસા વગેરે લઈ લીધાં. પછી કોઈ પાસે પૈસો રહ્યો છે કે નહિ તેની ખાતરી કરવા માટે તેણે એક ઊંટ એક પૈસાની કીમતે વેચવા રાજ્યમાં ઢંઢેરો પિટાવ્યો.

લોકોમાં આની ખબર પડવાથી સૌને એ ઊંટ ખરીદવાની ઇચ્છા થઈ, પણ પોતાની પાસે પૈસા નહોતા. પણ એક છોકરાએ આ હકીકત જાણી પોતાની મા પાસે એક પૈસો ઊંટ ખરીદવા માગ્યો. માએ કહ્યું: 'મારી પાસે એક પણ પૈસો નથી છતાં તારે ઊંટ લેવું જ હોય તો તારા બાપની કબરમાં પૈસો નાખ્યો હતો તે મળે તો લઈ આવ.' છોકરાએ માના કહ્યા પ્રમાણે

ખોદી પૈસો કાઢી ઊંટ ખરીદ્યું. બાદશાહ સિકંદરને તેની જાણ થવાથી ઊંટ ખરીદનાર છોકરાને બોલાવી તેણે પૂછ્યું: 'ઊંટ ખરીદવાનો પૈસો તું કયાંથી લાવ્યો?' છોકરો કહે: 'મારા બાપની કબર ખોદીને લાવ્યો.' બાદશાહે આ સાંભળી બધી કબરો ખોદાવી તેમાંથી પૈસા એકઠા કર્યા.

આવો મહાન સિકંદર જ્યારે મરણપથારીએ પડ્યો, ત્યારે તેને વિચાર આવ્યો, કે 'આ મારું અથાગ દ્રવ્ય, હાથી, ઘોડા, પાલખી, નોકરો, દાસ, દાસીઓ, રાણીઓ તથા પ્રજા પાસેથી લઈ લીધેલું દ્રવ્ય વગેરે સમૃદ્ધિ છોડી હવે મારે એકલાએ જ મૃત્યુના મુખમાં જવાનું છે. તેથી તેણે પોતાના મૃત્યુ પછી કફનમાં હાથ ખુલ્લા રખાવ્યા હતા અને સર્વ માણસોને કહ્યું: 'હું જ્યારે જન્મ્યો હતો ત્યારે પણ ખાલી હાથે આવ્યો હતો અને હવે જાઉં છું પણ ખાલી હાથે. આ મારી અનર્ગળ સમૃદ્ધિ, મોટું લાવલશ્કર, સગાંવહાલાંઓ અને અનેક હકીમોમાંથી કોઈ પણ મને મૃત્યુના પંજામાંથી છોડાવવા સમર્થ નથી. એ સર્વને અહીં ને અહીં જ છોડી હું એકલો જ મૃત્યુના મુખમાં જઈ રહ્યો છું.'

## બાઇબલમાં ઉપદેશેલો ધનનો નિષેધ

બાઇબલમાં પણ લખ્યું છે, કે એક ધનાઢ્ય ઈસુની પાસે આવીને કહે છે: 'હે ઉત્તમ ઉપદેશક! અનંત જીવનનો વારસો પામવા માટે હું શું કરું?' મહાત્મા ઈસુએ કહ્યું: 'તું મને ઉત્તમ કેમ કહે છે? એક દેવ વિના કોઈ ઉત્તમ નથી. તું આજ્ઞાઓ તો જાણે છે, કે વ્યભિચાર ન કર, હત્યા ન કર, ચોરી ન કર, જૂઠી સાક્ષી ન પૂર, પોતાનાં માબાપને માન આપ.' તેણે કહ્યું: 'આ બધું તો હું નાનપણથી કરતો આવ્યો છું.' એ સાંભળી મહાત્મા ઈસુએ તેને કહ્યું, કે 'તું હજી એક વાતમાં અધૂરો

છે. તારું ધન દરિદ્રીઓને આપી દે અને પછી મારી પાછળ ચાલ. જેઓની પાસે સંપત્તિ છે, તેઓને દેવના રાજ્યમાં પેસવું તે કરતાં ઊંટને સોયના નાકામાંથી જવું સહેલું છે.'

## યોગક્ષેમ

આ ઉપર ભક્ત પુંડલીકનું એક દષ્ટાંત છે:

કોઈ જગ્યાએ એક મહારાજ ગીતા ઉપર પ્રવચન કરતા હતા. ત્યાં દરરોજ એ પ્રવચન સાંભળવા માટે ભક્ત પુંડલીક પણ આવતા હતા. એક દિવસે મહારાજ योगक्षेमं वहाम्यहम्। અનન્ય ભાવે જે મારું ચિંતન કરે છે તેઓનો યોગક્ષેમ હું વહન કરું છું! આ વિષય ઉપર સમજાવતા હતા. તે સાંભળી ભક્ત પુંડલીકને થયું કે મારી પાસે ત્રણ લાખ રૂપિયા છે તે શું કામના છે? એમ વિચારી પ્રવચન પૂરું થયા બાદ ઘેર આવી પોતાની પાસેના ત્રણ લાખ રૂપિયા ગરીબોને વહેંચી આપ્યા અને પોતાની પાસે કંઈ જ રહેવા દીધું નહિ અને વિચાર્યું, કે મારા યોગક્ષેમના વહનની ચિંતા પ્રભુ કરે છે; પછી મારે આ પૈસાની શી જરૂર છે?

શાસ્ત્રમાં કહ્યું છે કે:

> असारे खलु संसारे सारं सारङ्गलोचना।
> तदर्थं धनमिच्छन्ति तत्त्यागेन धनेन किम्॥

આ અસાર સંસારમાં સ્ત્રીઓ ખરેખર સારભૂત છે. મનુષ્યો તેને માટે ધનની ઇચ્છા કરે છે. જો સ્ત્રીનો ત્યાગ કર્યો હોય તો પછી ધનનું શું કામ છે?

માત્ર સ્ત્રીનો હાથ પકડવાથી ઘર, ક્ષેત્ર, ગાડી, ઘોડા આદિ વસ્તુઓ ડગલે ને પગલે જોઈએ છે. ધન બધામાં કારણ છે. તે સ્ત્રીનો ત્યાગ કરી, સંન્યાસ લીધા પછી ધનનું કંઈ જ પ્રયોજન રહેતું નથી. માટે સ્ત્રીની ઇચ્છા દૂર કરવાની જરૂર છે. સ્ત્રીમાં જે મોહ-

બુદ્ધિ છે, તે દૂર કરવા માટે સ્ત્રીમાં દોષદૃષ્ટિ કરવી એ ઉપાય છે.

આ સંબંધમાં યોગવાસિષ્ઠ તથા શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે:

मांसपांचालिकायास्तु यन्त्रलोलेऽङ्गपञ्जरे।
स्नाय्वस्थिग्रंथिशालिन्याः स्त्रियाः किमिव शोभनम्॥

સુંદર સ્ત્રી એક જાતની માંસની પૂતળી છે અને તે ચાવી દીધેલી પૂતળી પેઠે હલનચલન કરે છે. સ્નાયુ, હાડકાં અને શિરા એની ગાંઠોવાળી છે, એમાં સારું લાગે એવું છે જ શું?

त्वङ्मांसरक्तबाष्पांबु पृथक् कृत्वा विलोचने।
समालोक्य न रम्यं चेत्किम्मुधा परिमुह्यसि॥

ચામડી, માંસ, લોહી, આંસુ આ બધું (સ્ત્રીનું સ્ત્રીરૂપમાં હોય ત્યાં સુધી) આકર્ષક લાગે છે, પરંતુ એને અલગ અલગ કરીને જોવામાં આવે–તું જોઈ લે! અને જોતાં જો સુંદર ન લાગે તો પછી ખોટો મોહ શા માટે રાખે છે?

संगं न कुर्यात्प्रमदासु जातु योगस्य पारम्परमारुरुक्षुः।
मत्सेवया प्रतिलब्धात्मलाभो वदंति यां निरय द्वारमस्य॥

યોગપરંપરાએ પહોંચવાની ઇચ્છાવાળા સાધકે કદાપિ સ્ત્રીનો સંગ કરવો જ નહિ; કેમકે મારી સેવા વડે આત્મલાભ પામનારાઓ સ્ત્રીને જ પોતાના માટેનું નરકનું દ્વાર માને છે.

આ સંબંધમાં દૃષ્ટાંત છે:

કોઈ એક દેશમાં રાજાનો યુવાન પુત્ર એક દિવસ મૃગયા રમવા ગયો. જ્યારે તે રાજપુત્ર શિકાર કરવા નદીના તટ ઉપર થઈને પોતાના માણસો સાથે જતો હતો, ત્યારે કોઈ એક વણિકની પુત્રી આજુબાજુ પડદો રાખીને સ્નાન કરતી હતી. રાજકુંવર ઘોડા ઉપર બેઠેલો હોવાથી પડદાની અંદર સ્નાન કરતી વણિકની પુત્રી પર એની દૃષ્ટિ પડી. તે તેની સુંદરતા જોઈને મોહિત થયો અને તરત જ તેનું અંતઃકરણ ઉલ્લાસ છોડી શોકસાગરમાં ડૂબી

ગયું. તપાસ કરાવતાં તેને માલૂમ પડ્યું, કે એ પોતાના શહેરના વણિક નગરશેઠની પુત્રી છે. આ બનાવ પછી રાજપુત્ર એટલો બધો વિહ્વળ અને દુઃખી થવા લાગ્યો, કે તેને ખાવુંપીવું કંઈ ગમે નહિ, રમતગમતમાં કંઈ ભાગ લે નહિ અને તેનું શરીર દિવસે દિવસે સુકાવા લાગ્યું. કુંવરના શરીરની આવી સ્થિતિ જોઈ રાજાને અત્યંત ચિંતા થઈ અને પૂછપરછ કરતાં સર્વ વૃત્તાંત સમજાયું. તેથી રાજાએ પેલા વણિકને બોલાવી તેની પુત્રીનાં કુંવર સાથે લગ્ન કરવાની માગણી કરી. વણિકે કહ્યું, કે 'આપ ક્ષત્રિય છો અને હું વૈશ્ય છું; તેથી મારી પુત્રી આપના કુંવરને કેમ આપી શકાય?' રાજાએ તેને ઘણોય સમજાવ્યો, પણ તે એકનો બે થયો નહિ; ત્યારે છેવટે સાત દિવસની અંદર હા ન કહે તો જોરજુલમથી કન્યાને પરણાવવામાં આવશે, એમ કહી તેને રજા આપી. ઘેર જઈ તે ગૃહસ્થ મોટી ચિંતામાં પડ્યો. કોઈને આ હકીકત કહી શકાય નહિ, તેથી તે ચિંતાગ્રસ્ત રહેવા લાગ્યો. પિતાની આવી સ્થિતિ જોઈ પુત્રીને ફિકર થવા લાગી અને પ્રસંગ જોઈ તેણે હકીકત પૂછી. ઘણો આગ્રહ કરવાથી પિતાએ બધી હકીકત કહી તે ઉપરથી પુત્રીએ હસીને કહ્યું, કે 'તમે ગભરાઓ છો શા માટે? જઈને હા કહો અને રાજાજીને જણાવો કે લગ્ન થયા પહેલાં રાજકુંવર એક દિવસ મારી પુત્રીને એકાંતમાં મળે એવી એની ઇચ્છા છે.' પછી શેઠ ઘણો ખુશી થયો અને રાજાને જઈને તેને વિનતિ કરતાં તેમણે માન્ય કરી. તે જ દિવસે વણિકપુત્રીએ કોઈ એક વૃદ્ધ વૈદ્યને બોલાવીને તેમને આ વાત કહી, કે 'સાત દિવસ સુધી રોજ એવું ઔષધ આપતા રહો કે તેટલી મુદતની અંદર મારા શરીરમાંનું રક્ત, માંસ, સત્ત્વ સઘળું ગળી જઈ મળરૂપે બહાર નીકળી જાય, એટલું જ નહિ પણ ફક્ત હાડકાં અને ચામડી જ દેખાય.' વૈદ્યે તેના કહેવા પ્રમાણે જુલાબ આપવા માંડ્યો અને વણિકપુત્રીએ આ દવાથી પોતાને જેટલા જુલાબ થયા તેટલા જુદાં જુદાં પાત્રોમાં એક ઓરડામાં રાખી

મૂક્યા. સાત દિવસમાં તો પોતાની ઇચ્છા પ્રમાણે શરીર ઘણું દૂબળું પડી ગયું અને પોતે નિસ્તેજ થઈ ગઈ. ફક્ત હાડકાં અને ચામડી દેખાવા લાગ્યાં.

બીજી બાજુ રાજપુત્ર વણિકપુત્રીને મળવાની હોંશમાં અહર્નિશ એ જ પ્રસંગનુ ચિંતવન કરતો વખત ગાળવા લાગ્યો. સાત દિવસ પૂરા થતાં વણિકપુત્રી પાલખીમાં બેસી, ભેગાં કરી રાખેલાં મળથી ભરેલાં પાંચસાત કૂંડાં મખમલથી ઢાંકી જાણે રાજકુંવરને માટે ઉમદા ભેટ લઈ જતી હોય એવો દેખાવ કરી, તે કૂંડાં નોકરોના મસ્તક પર ચડાવી મુકરર કરેલી જગ્યાએ ગઈ અને રાજકુંવરની વાટ જોતી એક આસન પર બેઠી. એટલામાં રાજકુંવર આવ્યો અને આ ભયાનક મુગ્ધાનું રૂપ જોતાં જ ચમક્યો અને આ કોઈ ભૂત અથવા પ્રેત હશે એમ માની ડરથી પાછો નાસવા લાગ્યો. વણિકપુત્રીએ તેને બોલાવી કહ્યું, કે 'તમે શા માટે ડરીને નાસો છો? જે વણિક-કન્યા પર તમે મોહિત થયા હતા, તે જ હું છું.' ત્યારે તે કહેવા લાગ્યો, કે 'અહાહા! તેનું તો કેવું સુંદર સ્વરૂપ હતું! તારું તો ભયાનક સ્વરૂપ છે.' વણિકપુત્રીએ ઉત્તર આપ્યો, કે 'તે જ હું છું. તમે ગભરાઓ છો શા માટે? અહીં તો આવો. મેં મારું સૌંદર્ય કાઢી બાજુ પર મૂક્યું છે, તેથી જ તમને મારી આવી સ્થિતિ જોઈ ડર લાગે છે.' રાજપુત્રે કહ્યું, કે 'સુંદરતા કંઈ એવી વસ્તુ છે કે તેને કાઢીને બાજુ પર મૂકી શકાય? વસ્ત્ર, અલંકાર વગેરે શરીર ઉપરથી ઉતારી બાજુ પર મૂકી શકાય, પરંતુ શરીરની સુંદરતા બાજુ પર મૂકી છે એમ શી રીતે મનાય?' વણિકપુત્રીએ કહ્યું, કે 'આ મખમલથી ઢાંકેલાં કૂંડાંઓમાં મેં મારી સુંદરતા મૂકી છે. તે ઉઘાડીને જુઓ એટલે આપને ખાતરી થશે.' રાજકુંવર તે ઉઘાડીને જુએ છે, ત્યાં તો દુર્ગંધ આવવા લાગી [illegible] તે આઘો ખસી ગયો. તે ઉપ[illegible] જુઓ છો? એ જ મારી [illegible]

રીતે ?' તેણે કહ્યું: 'અનાજ વગેરે ખાવાથી આ શરીરમાં લોહી, માંસ વગેરે ઉત્પન્ન થાય છે અને તેથી શરીર સુંદર દેખાય છે; પરંતુ તે જ મળરૂપે બહાર નીકળે છે, ત્યારે દુર્ગંધ મારે છે. આ બધું સાત દિવસ પહેલાં મારા શરીરમાં ભરેલું હતું અને તેથી આ શરીર સુંદર, કાંતિમાન અને મોહ ઉપજાવે તેવું હતું, તે જ આજે બહાર નીકળે છે તો દુર્ગંધ મારે છે. માટે અસ્થિ, માંસ, કૃમિ તથા મળમૂત્રાદિથી ભરેલા દેહ ઉપર મોહ કરવો તે તમારા જેવા સુજ્ઞ પુરુષોને ઉચિત નથી. વણિકપુત્રીનાં આવાં વચનો સાંભળી રાજપુત્રનો સ્ત્રી તરફનો મોહ તદ્દન જતો રહ્યો. તેને સ્ત્રી માત્ર ઉપર ગ્લાનિ ઊપજી અને તીવ્ર વૈરાગ્ય થવાથી તાબડતોબ સર્વ પ્રપંચ છોડી જંગલમાં ચાલ્યો ગયો. તથા ધર્મપરાયણ થઈ ગુરુ દ્વારા જ્ઞાન સંપાદન કરી બ્રહ્માનુભવ કરવા લાગ્યો.

કહેવાનું તાત્પર્ય કે જ્યાં સુધી કનક–કામિનીની ઇચ્છા અંતઃકરણમાંથી નાશ ન પામે ત્યાં સુધી તે પુરુષ બ્રહ્મવિદ્યાનો અધિકારી નથી. આખું જગત આ બે બંધનોથી બંધાયેલું છે; તેમાંથી કોઈ શૂરવીર હોય તે જ છૂટી શકે છે.

> कान्ताकनकसूत्रेण वेष्टितं सकलं जगत्।
> तासु तेषु विरक्तो यो द्विभुजः परमेश्वरः॥

કાંતા અને કનકના સૂત્રથી આખું જગત બંધાયેલું છે. એ બન્નેમાં (કાંતા–કનકમાં) જે વિરક્ત હોય છે તેને બે ભુજાનો પરમેશ્વર જાણવો.

તાત્પર્ય કે મોક્ષ માટે તત્ત્વજ્ઞાન સાધન છે. તત્ત્વજ્ઞાનનાં સાધન વૈરાગ્ય અને ઉપરતિ છે. વૈરાગ્ય એટલે અંતરત્યાગ અને ઉપરતિ એટલે બાહ્યત્યાગ. બાહ્યત્યાગમાં મુખ્ય સ્ત્રી–ધનાદિક છે.

## પ્રસંગ ૯મો

એક વખત સ્વામી પ્રકાશાનંદજી વાસદા પધાર્યા હતા. ગડીમ ઊતર્યા હતા. મહારાજા સાહેબ ત્યાં પધાર્યા અને કુશળ સમાચાર પૂછ્યા બાદ આ પ્રમાણે વાતચીત થઈ:

મહારાજા સાહેબ : હું ગીતા વગેરે શાસ્ત્રો વાંચું છું તેમ જ તેને સાંભળું પણ છું, પરંતુ તેથી મારું મન શાંત થતું નથી તો તેનું કારણ શું?

સ્વામી પ્રકાશાનંદ : સાંખ્યસૂત્રમાં લખ્યું છે, કે–

न श्रवणमात्रात तत्सिद्धिरनादिवासनाया बलवत्त्वात् ।

અનાદિકાળથી બળવાન વાસના હોવાથી શ્રવણ માત્રથી જ્ઞાનની સિદ્ધિ થતી નથી.

વાસનાના લક્ષણ સંબંધી વસિષ્ઠ ભગવાન કહે છે:

' दृढभावनया त्यक्तपूर्वापरविचारणम् ।
यदादानं पदार्थस्य वासना सा प्रकीर्तिता ॥

દૃઢ ભાવનાથી આગળ–પાછળના સંબંધનો વિચાર કર્યા વિના પદાર્થનું ગ્રહણ કરવું તેનું નામ વાસના છે.

અર્થાત્ મારી ભાષા સર્વ ભાષા કરતાં સારી, મારો દેશ સર્વ દેશ કરતાં સારો, મારું કુળ સર્વ કરતાં ઉત્તમ તથા મારા પુત્ર આદિ સર્વ કરતાં સારા, ઇત્યાદિ અભિનિવેશ ભાવના વડે જે થાય છે, તે ભાવનાને વિદ્વાન વાસનારૂપે કહે છે.

## વાસના

**વાસના દ્વિવિધા પ્રોક્તા શુદ્ધા ચ મલિના તથા ।**
**મલિના જન્મનો હેતુઃ શુદ્ધા જન્મવિનાશિની ॥**

વાસના બે પ્રકારની છેઃ એક શુદ્ધ વાસના તથા બીજી મલિન વાસના. તેમાં મલિન વાસના મનુષ્યના જીવનના કારણરૂપે છે તથા શુદ્ધ વાસના જન્મની નિવૃત્તિના કારણરૂપે છે.

ગીતામાં જે દૈવી સંપત્તિના अभयं આદિ ૨૬ ગુણો કહ્યા છે તે શુદ્ધ વાસના છે અને दम्भो दर्पोऽभिमानश्च વગેરે જે આસુરી સંપત્તિ છે તે મલિન વાસના છે.

આ સંબંધમાં વિશેષ સ્પષ્ટીકરણ માટે શ્રી વસિષ્ઠ ભગવાન બીજી જગ્યાએ ખુલાસો કરે છેઃ

**अज्ञानसुघनाकारा घनाहङ्कारशालिनी ।**
**पुनर्जन्मकरी प्रोक्ता मलिना वासना बुधैः ॥**

બ્રહ્મના સ્વરૂપનું આવરણ કરવા માટે ઘન અજ્ઞાનરૂપને ધરનારી અને ઘન અહંકારવાળી વાસનાને વિદ્વાનો મલિન વાસના કહે છે. આ મલિન વાસના જ મનુષ્યને પુનર્જન્મ કરાવે છે.

## મલિન વાસનાના વિભાગ

જો કે જન્મ કરાવનારી મલિન વાસના અનંત છે, છતાં શાસ્ત્રમાં મલિન વાસના ત્રણ પ્રકારની કહી છેઃ લોકવાસના, શાસ્ત્રવાસના તથા દેહવાસના. આ ત્રણ વાસનામાંથી એક પણ વાસના જેને હોય તેને વાસનારૂપ પ્રતિબંધને લીધે આત્માનું બરોબર જ્ઞાન થતું નથી.

### લોકવાસનાનું નિરૂપણ

જે આચરણ કરવાથી સર્વ લોક મારી સ્તુતિ કરે અને કોઈ પણ નિંદા ન કરે, એવું આચરણ હું કરું–આ રીતનો જે આગ્રહ છે તેનું નામ લોકવાસના છે. આ લોકવાસના પણ ઓછી કરવી

અથવા તો તેનો નાશ કરવો એ મુશ્કેલ છે. તેથી અધિકારીએ લોકવાસનાનો ત્યાગ કરી અર્થાત્ નિંદા–સ્તુતિમાં એકસરખી ભાવના રાખી, પોતાના હિતને મેળવવું. આના ઉપર એક દૃષ્ટાંત છેઃ

કોઈ ગામમાં એક દુકાનદાર રહેતો હતો. તે દાણાનો વેપાર કરતો હતો અને નાણાવટી પણ હતો. આખું ગામ તેને ભક્ત તરીકે ઓળખતું હતું. આ ભક્ત પૂરેપૂરો પ્રામાણિક હતો. આથી લોકો બધો માલ તેની પાસેથી જ લેતા હતા. આથી તેનો વેપાર ધમધોકાર ચાલતો હતો. આ ગામનો એક માણસ પરદેશ કમાવા ગયો હતો. તેની ગેરહાજરીમાં તેના ઘરનાં માણસો પોતાને જોઈતો સામાન આ દુકાનદાર પાસેથી લેતાં હતાં. પછી થોડા દિવસ બાદ તે માણસ પરદેશથી કમાઈને આવ્યો. તે હજાર સોનામહોર સાથે લેતો આવ્યો હતો. પછી તેની કસોટી કરાવવા માટે પેલા નાણાવટી ભક્તને ત્યાં ગયો. પણ તપાસ કરતાં એક હજાર સોનામહોરમાં બે ઓછી હતી. તેથી પેલા નાણાવટીએ કહ્યું, કે બે સોનામહોર ઓછી છે. ત્યારે પેલા માણસે કહ્યું, કે હું તો હજાર સોનામહોર લાવ્યો છું ને બે ઓછી કેમ થાય? માટે તમે એમાંથી બે સોનામહોર લઈ લીધી હશે? તમારો ઈસ્કોતરો જોવા દો! તેણે એકદમ ગુસ્સે થઈને ઈસ્કોતરો તપાસતાં તેમાંથી બે સોનામહોર નીકળી. તે બૂમ પાડી કહેવા લાગ્યો, કે આ તો ચોર છે, અને લોકો પણ બજારમાં ભેગા થઈ એકદમ વગરવિચાર્યે તેને ખૂબ ધિક્કારવા લાગ્યા અને કહેવા લાગ્યા, કે જોયા આ મોટા ભકતરાજ! ભક્ત તો બધા આવા જ હોય છે! ગામ આખામાં હો હો થઈ. પણ એટલામાં આ વાતની ખબર પરદેશથી આવનારની પત્નીને પડી. એટલે તેણે એક નોકર સાથે કહેવડાવ્યું કે, તે (ભક્ત) માણસ ચોર નથી. તમારી ગેરહાજરીમાં બધો માલ અમે લોકો તેની પાસેથી લેતાં હતાં, અને તેમનું આપની પાસે લેણું હતું. તેથી તમે જે હજાર સોનામહોર લાવ્યા

છે તેમાંથી બે સોનામહોર મેં તેમને આપી છે. આ સાંભળીને પેલા માણસને ખૂબ જ પશ્ચાત્તાપ થયો અને તેથી તે પેલા ભક્ત પાસે માફી માગવા લાગ્યો અને લોકો પણ જે તેને ધિક્કારતા હતા તે પાછા એકદમ ફરી જઈને તેની સ્તુતિ કરવા લાગ્યા અને કહેવા લાગ્યા, કે ભક્ત તો ભક્ત જ હોય ને!

કહેવાનું તાત્પર્ય એ છે કે લોકો તો આવી રીતે એકદમ વગરવિચાર્યે વખાણે છે અને વળી પાછા વગરવિચાર્યે ધિક્કારે પણ છે. આથી પેલો ભક્ત દુકાનની નીચે ઊતરીને બે હાથની મૂઠીમાં ધૂળ લઈને કહેવા લાગ્યો, કે લોકો જે સ્તુતિ કરે છે તેને માથે ધૂળ છે ને જે નિંદા કરે તેને માથે પણ ધૂળ છે. શાસ્ત્રમાં કહ્યું છે :

विद्यते न खलु कश्चिदुपायः सर्वलोकपरितोषकरो यः।
सर्वथा स्वहितमाचरणीयं किं करिष्यति जनो बहुजल्पः॥

જગતના બધા જ માણસોને સંતોષ થાય એવો કોઈ ઉપાય લોકશાસ્ત્રમાં નથી. માટે અધિકારીએ લોકવાસનાનો ત્યાગ કરીને સર્વ પ્રકારે પોતાનું હિત મેળવવું. જે ઘડીમાં આમ અને ઘડીમાં તેમ વધુપડતું બોલી જ જાણે છે, તેનાં નિંદા તથા સ્તુતિ વડે કંઈ પણ હાનિ કે લાભ નથી.

## શાસ્ત્રવાસનાનું નિરૂપણ

શાસ્ત્રવાસના એટલે અનેક શાસ્ત્રોનું અધ્યયન કરવાની ઇચ્છા. આ શાસ્ત્રવાસના ત્રણ પ્રકારની છે: પાઠવ્યસન, બહુશાસ્ત્રવ્યસન તથા અનુષ્ઠાનવ્યસન. આ ત્રણ વ્યસનરૂપ વાસનાઓ કહેવાય છે.

સંપૂર્ણ શાસ્ત્ર ભણી તેને પૂરું કરવાની ઇચ્છાને પાઠવ્યસનરૂપ વાસનાઓ કહે છે; તે કદાપિ કોઈની પૂર્ણ થઈ નથી અને તેથી જ તે મલિન વાસના છે. ભરદ્વાજઋષિએ ત્રણ પુરુષાયુ (૭૫ વર્ષ) સુધી અધ્યયન કર્યું છતાં પણ તે પૂર્ણ ન થયું. ઇંદ્ર જ્યારે ચોથું

પુરુષાયુ (૨૫ વર્ષ) આપવાનો લોભ બતાવ્યો, ત્યારે ભરદ્વાજ ઋષિએ તે ૨૫ વર્ષમાં પણ બાકી રહેલા વેદનું અધ્યયન કરવા પ્રયત્ન કર્યો. સંપૂર્ણ શાસ્ત્રનું અધ્યયન કરવું અશક્ય છે તેમ ઇંદ્રે જ્યારે ઋષિને બતાવ્યું, ત્યારે તેમણે અધ્યયન કરવાનું છોડી દીધું અને ઇંદ્રના ઉપદેશથી સગુણ બ્રહ્મની ઉપાસના કરવી શરૂ કરી. તેથી વિદ્વાન પુરુષોએ કહ્યું છે :

> अनन्तशास्त्रं बहु वेदितव्यमल्पश्च कालो बहवश्च विघ्नाः ।
> यत्सारभूतं तदुपासितव्यं हंसो यथा क्षीरमिवांबुमध्यात् ॥

શાસ્ત્ર અનંત છે તેમ જ શાસ્ત્રમાં જણાવેલા પદાર્થ પણ અનંત છે. આ પદાર્થ થોડા સમયમાં જાણી શકાતા નથી. વળી મનુષ્યનું આયુષ્ય અત્યંત ટૂંકું છે. આ ટૂંકા આયુષ્યમાં પણ રોગ આદિ અનેક વિઘ્ન આવે છે. આવા વિઘ્નવાળા ટૂંકા આયુષ્ય વડે સર્વ શાસ્ત્રનું અધ્યયન કરવું અશક્ય છે. માટે જેમ હંસ પાણી મેળવેલા દૂધમાંથી ફક્ત દૂધને જ લે છે, તેમ અધિકારી પુરુષે પણ સર્વ શાસ્ત્રના સારભૂત અર્થ ગ્રહણ કરવો યોગ્ય છે.

'બહુશાસ્ત્રવ્યસન'નો અર્થ અભ્યાસ કરવા માટે અનેક પ્રકારનાં શાસ્ત્રોનો સંગ્રહ કરવાનું વ્યસન એમ થાય છે. આ વ્યસન દુર્વાસા ઋષિમાં હતું. દુર્વાસાઋષિ ઘણા પ્રકારનાં શાસ્ત્રોનો ભાર લઈને મહાદેવને નમસ્કાર કરવા જતા હતા, ત્યારે નારદજીએ સભાની વચ્ચે તેમને ભાર ઉઠાવનાર ગધેડાની ઉપમા આપી. આથી દુર્વાસા ઋષિએ ક્રોધથી સર્વ વેદશાસ્ત્રોને ક્ષીર સમુદ્રમાં નાખી દીધાં અને મહાદેવ પાસે ગયા. ત્યાર પછી મહાદેવજીએ તેમને આત્મવિદ્યામાં પ્રવૃત્ત કર્યા. માટે મુમુક્ષુ પુરુષે અનેક પ્રકારના ગ્રંથોના સંગ્રહની

છતાં તેમણે કર્મશ્રદ્ધારૂપી જડતાનો ત્યાગ કર્યો નહિ અને દાશૂરને પોતાની કર્મશ્રદ્ધારૂપ જડતા માટે અનુષ્ઠાન કરવા સારુ પૃથ્વીમાં ક્યાંય પણ શુદ્ધ જગ્યા મળી નહિ. આ કર્મવાસના પુનર્જન્મનું કારણ હોવાથી મલિન છે અને શાસ્ત્રવાસના પણ અભિમાન વગેરેનું કારણ હોવાથી મલિન ગણાય છે; માટે પરમાર્થ તત્ત્વને જાણતાં સુધી જ શાસ્ત્રના અધ્યયનનો સ્વીકાર કરવો યોગ્ય છે.

### દેહવાસનાનું નિરૂપણ

વળી દેહવાસના પણ દેહાત્મત્વ, ગુણાધાન તથા દોષાપયનરૂપ ભ્રાંતિભેદથી ત્રણ પ્રકારની છે. દેહમાં આત્મત્વ બુદ્ધિને દૃઢ કરીને તેના જ પોષણમાં રહેવું તે દેહાત્મત્વ છે. ‘ વિરોચનને પ્રજાપતિએ પરમાર્થતત્ત્વનો ઉપદેશ કર્યો, છતાં પણ તેણે પોતાના ચિત્તના દોષથી દેહમાં આત્મત્વ બુદ્ધિને દૃઢ કરીને સર્વ અસુર લોકોને ‘દેહ જ આત્મા છે એવું શિક્ષણ આપ્યું.’ એવું છાંદોગ્ય ઉપનિષદમાં છે. હાલના જમાનામાં વિરોચન મતના અનુયાયીઓ વધારે જોવામાં આવે છે. પોતાના શરીરના લાલનપાલનમાં તત્પર રહીને ભક્ષ્યાભક્ષ્ય તથા ગમ્યાગમ્યના વિચાર વિના, કેશરચના વગેરેથી વિચિત્ર વેષ બનાવીને મોજશોખ કરવાવાળા લોકો બધા વિરોચનના મતવાળા જ કહેવાય.

આ રીતે દેહને આત્મા માનનારાઓનો મત ખોટો છે, કારણ કે ‘ આત્મા ( જીવાત્મા ) દેહથી ભિન્ન છે,’ એવો જ્ઞાની પુરુષોને અનુભવ છે. આ દેહ તો મળમૂત્રથી ભરેલો છે અને ક્ષણભંગૂર હોવાથી એક દિવસ ફેંકી દેવાનો છે, છતાં પણ તેને સુંદર, હૃષ્ટપુષ્ટ અને દૃઢ રાખવા જાતજાતનાં ઔષધો વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે તથા તેવા દેહના ક્ષણિક વૈભવ-વિલાસ માટે દ્રવ્યાદિક સાધનો મેળવવામાં નીતિ-અનીતિ કે ન્યાય-અન્યાયનો પણ વિવેક રાખવામાં આવતો નથી. કોઈને દુઃખ દઈને પણ

પુરુષાયુ (૨૫ વર્ષ) આપવાનો લોભ બતાવ્યો, ત્યારે ભરદ્વાજ ઋષિએ તે ૨૫ વર્ષમાં પણ બાકી રહેલા વેદનું અધ્યયન કરવા પ્રયત્ન કર્યો. સંપૂર્ણ શાસ્ત્રનું અધ્યયન કરવું અશક્ય છે તેમ ઇંદ્રે જ્યારે ઋષિને બતાવ્યું, ત્યારે તેમણે અધ્યયન કરવાનું છોડી દીધું અને ઇંદ્રના ઉપદેશથી સગુણ બ્રહ્મની ઉપાસના કરવી શરૂ કરી. તેથી વિદ્વાન પુરુષોએ કહ્યું છે :

अनन्तशास्त्रं बहु वेदितव्यमल्पश्च कालो बहवश्च विघ्नाः ।
यत्सारभूतं तदुपासितव्यं हंसो यथा क्षीरमिवांबुमध्यात् ॥

શાસ્ત્ર અનંત છે તેમ જ શાસ્ત્રમાં જણાવેલા પદાર્થ પણ અનંત છે. આ પદાર્થ થોડા સમયમાં જાણી શકાતા નથી. વળી મનુષ્યનું આયુષ્ય અત્યંત ટૂંકું છે. આ ટૂંકા આયુષ્યમાં પણ રોગ આદિ અનેક વિઘ્ન આવે છે. આવા વિઘ્નવાળા ટૂંકા આયુષ્ય વડે સર્વ શાસ્ત્રનું અધ્યયન કરવું અશક્ય છે. માટે જેમ હંસ પાણી મેળવેલા દૂધમાંથી ફક્ત દૂધને જ લે છે, તેમ અધિકારી પુરુષે પણ સર્વ શાસ્ત્રના સારભૂત અર્થ ગ્રહણ કરવો યોગ્ય છે.

'બહુશાસ્ત્રવ્યસન'નો અર્થ અભ્યાસ કરવા માટે અનેક પ્રકારનાં શાસ્ત્રોનો સંગ્રહ કરવાનું વ્યસન એમ થાય છે. આ વ્યસન દુર્વાસાઋષિમાં હતું. દુર્વાસાઋષિ ઘણા પ્રકારનાં શાસ્ત્રોનો ભાર લઈને મહાદેવને નમસ્કાર કરવા જતા હતા, ત્યારે નારદજીએ સભાની વચ્ચે તેમને ભાર ઉઠાવનાર ગધેડાની ઉપમા આપી. આથી દુર્વાસાઋષિએ ક્રોધથી સર્વ વેદશાસ્ત્રોને ક્ષીર સમુદ્રમાં નાખી દીધાં અને મહાદેવ પાસે ગયા. ત્યાર પછી મહાદેવજીએ તેમને આત્મવિદ્યામાં પ્રવૃત્ત કર્યા. માટે મુમુક્ષુ પુરુષે અનેક પ્રકારના ગ્રંથોના સંગ્રહની ઇચ્છારૂપ મલિન વાસનાને પણ ત્યજવી યોગ્ય છે.

વેદ તથા શાસ્ત્રમાં કહેલા કર્મના અનુષ્ઠાનમાં જ સંપૂર્ણ આયુષ્ય વિતાડવું તેને અનુષ્ઠાનવ્યસન કહે છે. આ અનુષ્ઠાનવ્યસન નિદાઘરાજામાં હતું. ઋભુ નામના મુનિએ તેમને બહુ સમજાવ્યા

છતાં તેમણે કર્મશ્રદ્ધારૂપી જડતાનો ત્યાગ કર્યો નહિ અને દાશૂરને પોતાની કર્મશ્રદ્ધારૂપ જડતા માટે અનુષ્ઠાન કરવા સારુ પૃથ્વીમાં ક્યાંય પણ શુદ્ધ જગ્યા મળી નહિ. આ કર્મવાસના પુનર્જન્મનું કારણ હોવાથી મલિન છે અને શાસ્ત્રવાસના પણ અભિમાન વગેરેનું કારણ હોવાથી મલિન ગણાય છે; માટે પરમાર્થ તત્ત્વને જાણતાં સુધી જ શાસ્ત્રના અધ્યયનનો સ્વીકાર કરવો યોગ્ય છે.

### દેહવાસનાનું નિરૂપણ

વળી દેહવાસના પણ દેહાત્મત્વ, ગુણાધાન તથા દોષાપયનરૂપ ભ્રાંતિભેદથી ત્રણ પ્રકારની છે. દેહમાં આત્મત્વ બુદ્ધિને દૃઢ કરીને તેના જ પોષણમાં રહેવું તે દેહાત્મત્વ છે. 'વિરોચનને પ્રજાપતિએ પરમાર્થતત્ત્વનો ઉપદેશ કર્યો, છતાં પણ તેણે પોતાના ચિત્તના દોષથી દેહમાં આત્મત્વ બુદ્ધિને દૃઢ કરીને સર્વ અસુર લોકોને 'દેહ જ આત્મા છે એવું શિક્ષણ આપ્યું.' એવું છાંદોગ્ય ઉપનિષદમાં છે. હાલના જમાનામાં વિરોચન મતના અનુયાયીઓ વધારે જોવામાં આવે છે. પોતાના શરીરના લાલનપાલનમાં તત્પર રહીને ભક્ષ્યાભક્ષ્ય તથા ગમ્યાગમ્યના વિચાર વિના, કેશરચના વગેરેથી વિચિત્ર વેષ બનાવીને મોજશોખ કરવાવાળા લોકો બધા વિરોચનના મતવાળા જ કહેવાય.

આ રીતે દેહને આત્મા માનનારાઓનો મત ખોટો છે, કારણ કે 'આત્મા (જીવાત્મા) દેહથી ભિન્ન છે,' એવો જ્ઞાની પુરુષોને અનુભવ છે. આ દેહ તો મળમૂત્રથી ભરેલો છે અને ક્ષણભંગૂર હોવાથી એક દિવસ ફેંકી દેવાનો છે, છતાં પણ તેને સુંદર, હૃષ્ટપુષ્ટ અને દૃઢ રાખવા જાતજાતનાં ઔષધો વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે તથા તેવા દેહના ક્ષણિક વૈભવ-વિલાસ માટે દ્રવ્યાદિક સાધનો મેળવવામાં નીતિ-અનીતિ કે ન્યાય-અન્યાયનો પણ વિવેક રાખવામાં આવતો નથી. કોઈને દુઃખ દઈને પણ

ધનસંચય કરી આવા ક્ષુદ્ર વૈભવ ભોગવે છે. ત્યારે અમર આત્મા માટે કેટલો બધો પુરુષાર્થ કરવો જોઈએ!

ગુણાધાન બે પ્રકારનું છે: એક લૌકિક અને બીજું વૈદિક. 'કોમળ સ્વરથી ગાન કરવા માટે તથા વેદાદિ ભણવા માટે કંઠ સુધારવા ઔષધાદિનું સેવન કરવું. દેહની પુષ્ટિને માટે પુષ્ટિકારક ઔષધ આદિનું તથા ભોજનનું સેવન કરવું, સુંદરતા માટે સુગંધી તેલનું મર્દન કરવું, સુંદર વસ્ત્ર વગેરે પહેરવું, નાના પ્રકારના અલંકાર વગેરેનો ઉપયોગ કરવો તથા સુગંધી માટે અત્તર વગેરે પદાર્થનો ઉપયોગ કરવો'–આ સર્વ લૌકિક ગુણાધાન કહેવાય છે અને પુણ્ય માટે ગંગાસ્નાન તથા શાલિગ્રામ વગેરેનું પૂજન અને તીર્થાદિ સંપાદન કરવાં તે વૈદિક ગુણાધાન છે.

દોષાપનયન (દોષને દૂર કરવા) એ પણ લૌકિક તથા વૈદિક ભેદથી બે પ્રકારનાં છે. ચિકિત્સાશાસ્ત્રમાં કહેલાં ઔષધો દ્વારા શરીરના દોષને દૂર કરવા તે લૌકિક દોષાપનયન કહેવાય છે તથા શૌચ, આચમનાદિ વડે પવિત્ર થવું તે વૈદિક દોષાપનયન કહેવાય છે.

આ દેહવાસના જ્ઞાનમાં પ્રતિબંધક હોવાથી મુમુક્ષુજને નિવૃત્ત કરવા યોગ્ય છે.

### દેહવાસનાની નિવૃત્તિનો ઉપાય

આ સંબંધમાં શંકર ભગવાન કહે છે કે–

संसारबन्धविच्छित्त्यै तद्द्वयं प्रदहेद्यतिः ।
वासनावृद्धिरेताभ्यां चिन्तया क्रियया बहिः ॥

સંસારરૂપ (જન્મમરણરૂપ સંસાર) બંધના વિનાશ માટે તે બન્નેને (વિષયચિંતન અને વિષયોમાં પ્રવૃત્તિને) યત્નશીલ પુરુષે બાળી નાખવાં. વિષયચિંતન અને બાહ્ય ક્રિયા એ બન્ને વાસનાથી વૃદ્ધિ પામે છે.

જેમકે આપણી પાસે એક ઘોડાની ગાડી છે તેને બદલે બે ઘોડાની ગાડી રાખવાનું પ્રથમ ચિંતન કરીએ, પછી તેવી રીતે

તૈયાર કરીએ અને પછી તેમાં બેસીએ, એ બાહ્ય ક્રિયા છે. આ બાહ્ય ક્રિયા એ જ વિષયભોગ છે, તેથી વાસનાની વૃદ્ધિ થાય છે; માટે ગમે તેમ કરીને તેનો નાશ કરવો જોઈએ. વળી શંકર ભગવાન કહે છે કે—

*ताभ्यां प्रवर्धमाना सा सूते संसृतिमात्मनः ।*
*त्रयाणां च क्षयोपायः सर्वावस्थासु सर्वदा ॥*

તે બન્ને વડે (વિષયચિંતન અને ક્રિયા) અત્યંત વધેલી તે (વાસના) આત્માને જન્મમરણરૂપ સંસાર સાથે જોડે છે. એ ત્રણે (વિષયચિંતન, ક્રિયા અને વાસના)ના નાશનો ઉપાય સર્વ અવસ્થામાં સર્વદા કરવો જોઈએ.

જેમ જેમ સર્પને દૂધ પાઈએ તેમ તેમ તેનું વિષ વધતું જાય છે. એવી રીતે જેમ જેમ વિષયક્રિયા કરીએ તેમ તેમ દેહવાસના વધતી જાય છે; એટલે 'દેહ જ હું છું,' એમ દૃઢ થતું જાય છે. માટે આ દેહવાસનાનો ત્યાગ કરતાં સાથે સાથે શુભ વાસનાનું અનુષ્ઠાન કરવું જોઈએ. આ સંબંધમાં શંકર ભગવાન કહે છે કે–

*सर्वत्र सर्वतः सर्वं ब्रह्ममात्रावलोकनैः ।*
*सद्भाववासनादार्ढ्यात्त्रितयं लयमश्नुते ॥*

સર્વત્ર, સર્વ પ્રકારે, સર્વને બ્રહ્મરૂપે જ જોવાથી બ્રહ્મભાવની વાસનાના દૃઢપણાથી તે ત્રણે નાશ પામે છે.

અર્થાત્ સર્વની બ્રહ્મરૂપે અભેદ ઉપાસના કરવાથી જગતના પદાર્થોમાંથી રાગદ્વેષ વગેરેનો નાશ થતાં ક્રિયા, ઇચ્છા અને વાસના પણ નાશ પામે છે.

શુદ્ધ વાસનાનાં લક્ષણ સંબંધી યોગવાસિષ્ઠમાં પણ કહ્યું છે કે–

*पुनर्जन्माङ्कुरं त्यक्त्वा स्थितं सम्भृष्टबीजवत् ।*
*देहार्थे ध्रियते ज्ञातज्ञेया शुद्धेति चोच्यते ॥*

જે વાસના પુનર્જન્મના મૂળનો નાશ કરી શેકેલાં બીજની

માફક દેહની સ્થિતિ માટેજ રહેલી છે તથા જે વાસનામાંથી અખંડ, એકરસરૂપ તથા આનંદરૂપ વસ્તુ જાણવામાં આવે છે, તે વાસના શુદ્ધ વાસના કહેવાય છે.

વિશેષાર્થ : જે બીજ અંકુર ઉત્પન્ન કરવા સમર્થ હોય છે, તેને જ જો શેકી નાખ્યુ હોય તો, તે બીજ જો કે દેખીતી રીતે બીજ જેવું જ જણાય છે, છતાં તે અંકુર ઉત્પન્ન કરી શકતું નથી. તેવી જ રીતે દેહની સ્થિતિ માટે એ જે (વાસના) રહેતી હોય તે પુનર્જન્મરૂપી અંકુરના કારણરૂપ થતી નથી, એ શુદ્ધ વાસના કહેવાય છે.

જ્યાં સુધી મલિન વાસનાઓનો ક્ષય ન થાય, ત્યાં સુધી તત્ત્વજ્ઞાન થવાનું નથી.

## તત્ત્વજ્ઞાન અને વાસનાક્ષયનો કાર્યકારણભાવ

આ દૃશ્યમાન સર્વ પ્રપંચ મિથ્યા છે અને અદ્વિતીય આત્મા જ કેવળ પારમાર્થિક સર્વરૂપે રહેલો છે. આત્માથી ભિન્ન કોઈ પણ વસ્તુ છે જ નહિ. આવી રીતે તત્ત્વજ્ઞાન થાય ત્યારે જે વિષયો તત્ત્વજ્ઞાન થયા પહેલાં વિષયરૂપે ભાસતા હતા તે હવે વિષયરૂપે ભાસતા ન હોવાના કારણે વિષયભોગ–વાસના આપોઆપ નિવૃત્ત થઈ જાય છે.

એટલે જ્યાં સુધી તત્ત્વજ્ઞાનનો ઉદય ન થાય ત્યાં સુધી પદાર્થોમાં (વિષયોમાં) સત્યપણું નિવૃત્ત થતું નથી અને જ્યાં સુધી એ વિષયોમાં સત્યપણું ભાસે છે, ત્યાં સુધી વાસનાની નિવૃત્તિ (ક્ષય) થતી નથી, એટલે વાસનાક્ષયમાં તત્ત્વજ્ઞાન કારણરૂપ છે.

એવી જ રીતે મલિન વાસના( લોકવાસના, દેહવાસના અને શાસ્ત્રવાસના તથા તેના ભેદો )ઓથી ચંચળ થયેલા ચિત્તમાં આત્મજ્ઞાન ઉત્પન્ન થવાની શકયતા નથી; એટલે તત્ત્વજ્ઞાન માટે વાસનાક્ષય પણ કારણરૂપ છે.

એ પ્રમાણે તત્ત્વજ્ઞાન અને વાસનાક્ષયને પરસ્પર કાર્યકારણ-

ભાવ રહેલો છે.

તત્ત્વજ્ઞાન થયા પછી મનુષ્યને પ્રપંચના મિથ્યાપણાનો નિશ્ચય થાય છે. જેમ છીપના જ્ઞાનથી રૂપાની સત્યત્વ બુદ્ધિનો બાધ થાય છે, તેમ આ મિથ્યાત્વના નિશ્ચયથી પ્રપંચની સત્યત્વ બુદ્ધિનો બાધ થાય છે. વળી બાધિત પ્રપંચમાં મન પ્રવૃત્ત થતું નથી. આ રીતે આંતર તથા બાહ્ય પ્રવૃત્તિથી રહિત થયેલા મનનો કાષ્ઠથી રહિત અગ્નિની માફક પોતાની મેળે લય થઈ જાય છે. શ્રુતિમાં કહ્યું છે કે–

**यथा निरिंधनो वह्निः स्वयोनावुपशाम्यति।**
**तद्वद् वृत्तिक्षयाच्चित्तं स्वयोनावुपशाम्यति॥**

જેમ લાકડાં વગરનો થયેલો અગ્નિ પોતાના સામાન્ય તેજરૂપ કારણમાં લય થાય છે, તેમ આંતર-બાહ્ય વિષય સબંધી સર્વ વૃત્તિના નાશથી ચિત્ત પોતાના અધિષ્ઠાનરૂપ કારણમાં લય થાય છે.

मनुते अनेन इति मनः। જેના વડે વિચાર કરવામાં આવે છે તે મન કહેવાય છે. સુવર્ણ વગેરેની માફક સાવયવ તથા (રાગદ્વેષાદિ-વૃત્તિરૂપે) પરિણામવાળું અંતઃકરણ જ મનનરૂપ હોવાથી મન કહેવાય છે. આ મન સત્ત્વ, રજ તથા તમ આ ત્રણ પ્રકૃતિના ગુણોના મિશ્રણરૂપ છે; કારણકે સત્ત્વ, રજ તથા તમ આ પ્રકૃતિના ત્રણ ગુણોના યથાક્રમે સુખ, દુઃખ તથા મોહ આ ત્રણ ધર્મો છે. આ ત્રણે ધર્મો મનનો આશ્રય કરવાથી પ્રતીત થાય છે. માટે મનમા સત્ત્વાદિ ત્રિગુણરૂપતા સિદ્ધ થાય છે. રાજસ અને તામસ વૃત્તિવાળું આ મન અતિ સ્થૂળ હોય છે. આ સ્થૂળ મન આત્માનો સાક્ષાત્કાર કરવા યોગ્ય નથી; કારણકે આત્મા દુર્વિજ્ઞેય અને અતિ સૂક્ષ્મ છે. આવા સૂક્ષ્મ આત્માનો સ્થૂળ મન વડે સાક્ષાત્કાર સંભવતો નથી. જેમ સૂક્ષ્મ વસ્તુને જોવા માટે માઇક્રોસ્કોપ(સૂક્ષ્મદર્શક યંત્ર)ના સૂક્ષ્મદર્શક કાચ(લેન્સ)ની જરૂર પડે છે

છે, તેમ સૂક્ષ્મ મન વડે સૂક્ષ્મ આત્માનો સાક્ષાત્કાર સંભવે છે. दृश्यते त्वग्र्यया बुद्धया सूक्ष्मया सूक्ष्मदर्शिभिः । આ શ્રુતિમાં આત્માનો સાક્ષાત્કાર અતિ સૂક્ષ્મ બુદ્ધિથી થાય છે એમ કહ્યું છે. આત્માના સાક્ષાત્કાર (પ્રત્યક્ષ) માટે મનની સૂક્ષ્મતા જોઈએ અને તે મનની રાજસ તથા તામસ વૃત્તિના નિરોધ વડે થાય છે. મનની સૂક્ષ્મતા થવી એ જ મનોનાશ છે; અર્થાત્ મનોનાશ બે પ્રકારનો છે. જેમકે અરૂપનાશ તથા સરૂપનાશ. મનના ફરી ઉત્થાનથી રહિત જે સ્વરૂપે કરી નાશ છે તેને અરૂપનાશ કહે છે. સ્વરૂપે કરી મન હોવા છતાં ઉપાય વડે મનની વૃત્તિઓનો જે નાશ તેને સરૂપનાશ કહે છે. મનના સરૂપનાશ વડે જીવન્મુક્તિની પ્રાપ્તિ થાય છે તેમજ મનના અરૂપનાશ વડે વિદેહમુક્તિની પ્રાપ્તિ થાય છે. માટે અહીં મનોનાશ વડે સરૂપનાશ જ જાણવો.

મહારાજા સાહેબ: જીવન્મુક્તિ અને વિદેહમુક્તિમાં શો ભેદ હોય છે?

સ્વામી પ્રકાશાનંદ: મુક્તિકોપનિષદમાં કહ્યું છે કે–

**सरूपोऽसौ मनोनाशो जीवन्मुक्तस्य विद्यते ।**
**अरूपस्तु मनोनाशो वैदेहीमुक्तगो भवेत् ॥**

જીવન્મુક્તનો મનોનાશ તે સરૂપ મનોનાશ છે અને વિદેહમુક્તિરૂપ મનોનાશ તે અરૂપ મનોનાશ છે.

ચિત્તનો નાશ બે પ્રકારનો છે: સરૂપ અને અરૂપ. જીવન્મુક્તિમાં સરૂપ નાશ છે, અને વિદેહમુક્તિમાં અરૂપ નાશ છે; જેમ અનાજને શેકી નાખવાથી બીજશક્તિનો જે નાશ થાય છે, તે સરૂપ નાશ છે અને તે જ અનાજનો ખાવાથી કે કોઈ પણ પ્રકારથી નાશ થાય છે તે અરૂપ નાશ છે; અર્થાત્ કારણમાં લય થઈ જાય છે.

## તત્ત્વજ્ઞાન, મનોનાશ તથા વાસનાક્ષયની એકીસાથે થતી સિદ્ધિ

જ્યાં સુધી વાસનાનો નાશ થતો નથી, ત્યાં સુધી તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થવાની નથી અને જ્યાં સુધી તત્ત્વજ્ઞાન નહિ થાય ત્યાં સુધી મનોનાશ પણ થતો નથી. આ પ્રકારે 'વાસનાક્ષય, તત્ત્વજ્ઞાન અને મનોનાશ એ ત્રણે કાર્યકારણરૂપ છે અને તથા એ ત્રણેનો એકીસાથે અભ્યાસ કરવો પડે છે,' એમ વસિષ્ઠ ભગવાન કહે છે:

तत्त्वज्ञानं मनोनाशो वासनाक्षय एव च ।
मिथः कारणतां गत्वा दुःसाध्यानि स्थितान्यतः ॥

તત્ત્વજ્ઞાન, મનોનાશ તથા વાસનાક્ષય એ ત્રણે પરસ્પર એક-એકની કારણતાને પ્રાપ્ત થઈ દુઃખથી સાધ્યરૂપે સ્થિત છે (મહા-મહેનતે વશ થાય છે); અર્થાત્ તત્ત્વજ્ઞાનાદિ પરસ્પર કારણ હોવાથી તેમની તત્ત્વજ્ઞાનાદિની સિદ્ધિ બહુ જ કઠણ છે. માટે–

तस्माद्राघव यत्नेन पौरुषेण विवेकिना ।
भोगेच्छां दूरतस्त्यक्त्वा त्रयमेतत्समाचरेत् ॥

હે રાઘવ! પુરુષાર્થી વિવેકીએ વિષયભોગોની ઇચ્છાનો દૂરથી ત્યાગ કરીને આ તત્ત્વજ્ઞાન, મનોનાશ અને વાસનાક્ષય એ ત્રણેનો અભ્યાસ કરવો જોઈએ.

માટે તત્ત્વજ્ઞાન, મનોનાશ અને વાસનાક્ષય એ ત્રણેની સિદ્ધિ દુઃસાધ્ય છે. એટલે કે જ્યાં સુધી ભોગોની ઇચ્છા પૂરેપૂરી અંતર-માંથી નાશ ન થાય, ત્યાં સુધી જેવી રીતે નાકની અંદર દુર્ગંધ પદાર્થ ભરી દેવામાં આવે અને પછી બહાર સામે કેટલાયે સુગંધી પદાર્થો રાખવામાં આવે છતાં પણ તે સુગંધ લઈ શકાતી નથી. (અર્થાત્ તે સુગંધનો અનુભવ થઈ શકતો નથી.) તેવી જ રીતે જ્યાં સુધી અંતઃકરણમાં ભોગોની ઇચ્છા હોય ત્યાં સુધી બ્રહ્મસુખનો અનુભવ થતો નથી. ભોગ માટે શિવગીતામાં લખ્યું છે:

शृणु देवि प्रवक्ष्यामि यथा विघ्नाः स्थिताः सदा।
मुक्तिं प्रति नराणां च भोगः परमबन्धनः॥

હે દેવિ! મનુષ્યને યોગમાર્ગમાં જે વિઘ્નો હમેશાં બાધા કરનારાં છે તે હું કહું છું તે તમે સાંભળો. સર્વ વિઘ્નોમાં ભોગોનું બંધન જ સર્વથી મોટું વિઘ્ન છે.

नारी शय्यासनं वस्त्रं धनमस्य विडम्बनम्।
ताम्बूलमक्ष्ययानानि राज्यैश्वर्यविभूतयः॥
हेमं रौप्यं तथा ताम्रं रत्नं चागरुधेनवः।
पाण्डित्यं वेदशास्त्राणां नृत्यं गीतं विभूषणम्॥
वंशीवीणामृदङ्गाश्च गजेन्द्रश्चाश्ववाहनम्।
दारापत्यानि विषया विघ्ना एते प्रकीर्तिता॥

મુમુક્ષુ (પુરુષ) માટે સ્ત્રી, શય્યા, આસન, વસ્ત્ર, ધન, તાંબૂલ, ઉત્તમ ખાદ્યપદાર્થો, વાહનો, રાજ્યલક્ષ્મી, અઢળક ઐશ્વર્ય, સંપત્તિ, સુવર્ણ, ચાંદી, તાંબુ, રત્ન, અગરુ (સુગંધી પદાર્થો), ગાયો વગેરે પશુઓ, વેદાદિ શાસ્ત્રોનું પાંડિત્ય, નાચ, ગાન, અલંકારો, વેણુ, વીણા કે મૃદંગ આદિ વાદ્યો, હાથી, ઘોડા, પાલખી વગેરે વાહનો, સ્ત્રીપુત્ર, પૌત્રાદિ વંશવિસ્તાર; આ બધા વિષયો વિઘ્નરૂપ કહેવાય છે.

પોતાને યોગસિદ્ધિ થયા પછી ભર્તૃહરિ મહારાજ જ્યારે જંગલમાં ફરતા હતા, ત્યાં તેમણે મંદ વૈરાગ્યને લીધે અભ્યાસ કરવા છતાં શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે બ્રહ્મસુખનો અનુભવ નહિ થનારા યોગાભ્યાસી સાધુઓ જોયા હતા. આથી શાસ્ત્રમાં અશ્રદ્ધા થવાથી તેઓમાં અભ્યાસની શિથિલતા થતી ગઈ અને ધીમે ધીમે તેમની ભોગવિલાસમાં પડવાની રુચિ થઈ હતી. આ જોઈ તેમને ઉદ્દેશીને ભર્તૃહરિ મહારાજ કહે છે, કે–

ब्रह्मेन्द्रादिमरुद्गणांस्तृणकणान् यत्र स्थितो मन्यते
यत्स्वादाद्विरसा भवन्ति विभवास्त्रैलोक्यराज्यादयः।

भोगः कोऽपि स एक एव परमो नित्योदितो जृम्भते
भो साधो क्षणभङ्गुरे तदितरे भोगे रतिं मा कृथाः ॥

આત્મતત્ત્વમાં સ્થિતિ પામેલો પુરુષ બ્રહ્મા, ઇંદ્ર વગેરે દેવોને તૃણના કણ જેવો ગણે છે, જેનો સ્વાદ લીધાથી ત્રણે ભુવનનું રાજ્ય વગેરે વૈભવો રસહીન થઈ જાય છે. એવો કોઈ નિત્યકાળ ટકી રહે તેવો તો પરમ ભોગ તે એક જ છે. તે આત્મભોગથી અન્ય ક્ષણિક રહેનારા વિષયભોગ ઉપર હે સાધુ! પ્રીતિ કર નહિ.

વળી ભર્તૃહરિ મહારાજ કહે છે કે—

भोगा भंगुरवृत्तयो बहुविधास्तैरेव चायं भव-
स्तत्कस्यैव कृते परिभ्रमत रे लोकाः कृतं चेष्टितैः ।
आशापाशशतोपशान्तिविशदं चेतः समाधीयतां
कामोच्छित्तिवशे स्वधामनि यदि श्रद्धेयमस्मद्वचः ॥

નાના પ્રકારના ભોગો ક્ષણભંગુર છે, તે ભોગોથી જ આ સંસાર ઉદ્ભવે છે. તમે કયા સુખ માટે ભટકો છો? હે લોકો! ભટકવાનું કંઈ પણ પ્રયોજન નથી. હવે જો તમારા વચન ઉપર વિશ્વાસ હોય તો તમે સેંકડો આશારૂપી પાશના છેદથી સ્વચ્છ થયેલા ચિત્તને કામનો નાશ કરવામાં શક્તિમાન અને સ્વપ્રકાશ આત્મામાં એકાગ્ર કરો.

ભર્તૃહરિ મહારાજ બ્રહ્મની સન્મુખ એકાગ્રતા કરવાનું કહે છે. એકાગ્રતા એટલે સવિકલ્પ સમાધિ. અને એ સમાધિ એક વખત થાય તે પછી નિર્વિકલ્પ સમાધિ થયા પછી મોક્ષ પાસે જ છે.

આ સંબંધમાં શાસ્ત્રમાં કહે છે કે—

एकाग्रश्चेद् ग्राह्यादौ निरोधश्चेत् चिदात्मनि ।
क्षिप्तादित्रिभुवस्त्यागात् कस्य मोक्षोऽत्र दूरतः ॥

ધ્યેય વગેરે વિષયમાં એકાગ્રતા હોય, ચિદાત્મામાં નિરોધ હોય, ક્ષિપ્તાદિ ત્રણ અવસ્થાનો ત્યાગ હોય એવા કોના માટે આ સંસારમાં મોક્ષ દૂર છે?

ક્ષિપ્ત : રજોગુણની પ્રધાનતાને લઈને શબ્દાદિ પંચ વિષયોમાં અનુરાગવાળા અથવા લોકવાસના, દેહવાસના અને શાસ્ત્રવાસનામા પ્રવૃત્તિવાળા ચિત્તને ક્ષિપ્ત કહે છે.

મૂઢ : તમોગુણની પ્રધાનતાને લઈને કૃત્યાકૃત્યના વિચારશૂન્ય અધર્મમા અનુરાગવાળા અથવા નિદ્રા, તંદ્રા વગેરે દોષોને વશ થયેલા ચિત્તને મૂઢ કહે છે.

વિક્ષિપ્ત : સત્ત્વગુણની પ્રધાનતાને લઈને દુઃખસાધનનો ત્યાગ અને સુખસાધનને મેળવવામા પ્રવૃત્તિવાળા ચિત્તને વિક્ષિપ્ત કહે છે. તે ધ્યાનયુક્ત હોવાથી ક્ષિપ્ત કરતાં શ્રેષ્ઠ છે અને તેથી તે વિક્ષિપ્ત કહેવાય છે.

એકાગ્ર : ધ્યેયથી અતિરિક્ત વૃત્તિઓનો નિરોધ અથવા આત્માને પ્રકાશ કરવાવાળી અને નિરોધ અવસ્થાને સન્મુખ કરવાવાળી સપ્રજ્ઞાત સમાધિને એકાગ્ર કહે છે.

નિરુદ્ધ : સર્વ વૃત્તિઓની નિરોધાવસ્થારૂપ અસંપ્રજ્ઞાત સમાધિ એટલે નિરુદ્ધ કહેવાય છે.

તત્ત્વજ્ઞાન માટે શ્રવણ, મનન વગેરે સાધન છે, મનોનાશ માટે યોગનો (સમાધિનો) અભ્યાસ સાધન છે અને મલિન વાસનાની નિવૃત્તિ કરવા માટે મૈત્રી આદિ પ્રતિકૂળ વાસના ઉત્પન્ન કરવી એ સાધન છે.

મહારાજા સાહેબ : કેટલાક વિદ્વાનો એમ કહે છે, કે બે પ્રકારના જ્ઞાની હોય છે: એક કૃતોપાસ્તિ અને બીજો અકૃતોપાસ્તિ. કૃતોપાસ્તિને તત્ત્વજ્ઞાનની સાથે જ જીવન્મુક્તિ પણ થઈ જાય છે અને અકૃતોપાસ્તિને જ્ઞાન થયા પછી, ફરીથી જીવન્મુક્તિ માટે વાસનાક્ષય અને મનોનાશનો અભ્યાસ કરવો પડે છે.

સ્વામી પ્રકાશાનંદ : દરેક અંતઃકરણમાં મળ, વિક્ષેપ અને આવરણ આ ત્રણ પ્રકારના દોષ છે. મળદોષ એટલે અનેક જન્મોમાં બ્રહ્મહત્યાદિ પાચ પ્રકારનાં મહાપાપ, ગૌહત્યાદિ અલ્પ પાપના

મલિન સંસ્કારો, વિક્ષેપદોષ એટલે પાંચ પ્રકારની વિષયાદિ ભોગવાસના; અને આવરણદોષ એટલે જીવ અને બ્રહ્મ વચ્ચે અજ્ઞાનરૂપી પડદો. આ ત્રણે દોષો દૂર કરવા માટે વેદશાસ્ત્રમા અનુક્રમે કર્મ, ઉપાસના અને જ્ઞાન કહેલા છે.

જે પુરુષ સગુણ બ્રહ્મ(માયાવિશિષ્ટ ઈશ્વર)ની ઉપાસના કરીને વિક્ષેપદોષ દૂર કર્યા વિના તત્ત્વજ્ઞાની થઈ જાય છે એમ માને છે તે સર્વથા અસભવિત છે, કારણ કે ભોગવાસના એ રાગવિશેષ છે. સગુણ બ્રહ્મોપાસના કર્યા વિના કદી ભોગવાસના નિવૃત્ત થતી નથી.

ભોગવાસનાની નિવૃત્તિ વિના રાગાદિ દોષવાળા અતઃકરણમા કોઈ પણ કાળે જ્ઞાન થાય નહિ ભગવાન પણ ગીતામા કહે છે: 'रजो रागात्मकं विद्धि। રાગાદિક મલિન વાસના રજોગુણનુ કાર્ય છે.' વાસના બે પ્રકારની છે: શુદ્ધ અને મલિન. શુદ્ધ વાસના દૈવી સપત્તિ છે અને મલિન વાસના આસુરી સપત્તિ છે. આસુરી સપત્તિ દૂર કરવા માટે દૈવી સપત્તિ મેળવવી પડે છે. દૈવી સપત્તિ સપૂર્ણ રીતે પ્રાપ્ત થયા પછી શ્રવણ, મનન અને નિદિધ્યાસન દ્વારા જ્ઞાન પ્રાપ્ત થાય છે

રાગ વગેરે આસુરી રજોગુણના કાર્યો છે. વૈરાગ્ય વગેરે મિશ્ર સત્ત્વનુ કાર્ય છે અને તત્ત્વજ્ઞાન શુદ્ધ સત્ત્વનુ કાર્ય છે. ગીતામા ભગવાન કહે છે, કે सत्त्वात् संजायते ज्ञानम्।

દૈવી સપત્તિ કે જે મિશ્ર સત્ત્વગુણ છે તેમાં રજોગુણનુ અસ્તિત્વ નથી સભવતુ તો શુદ્ધ સત્ત્વગુણવાળા જ્ઞાનીના અતઃકરણમાં ફરીથી રાગ ઉત્પન્ન થાય છે એ મત ખોટો છે

મહારાજ સાહેબ:

कृष्णो भोगी शुकस्त्यागी नृपौ जनकराघवौ।
वसिष्ठ कर्मकर्ता च पंचैते ज्ञानिनः समाः॥

શ્રીકૃષ્ણ ભોગી હતા, શુકદેવજી ત્યાગી હતા, જનક તથા

રામચંદ્રજી રાજાઓ હતા અને વસિષ્ઠ પણ કર્મકાંડી હતા, પણ આ પાંચે જ્ઞાનીઓ સમાન છે. (અર્થાત્ આત્મસાક્ષાત્કારની દૃષ્ટિએ સમાન અનુભવવાળા છે.)

એ લોકોનું જ્ઞાન સમાન હોવા છતાં પણ પ્રારબ્ધ ભિન્નભિન્ન હોવાથી, એ લોકોનો વ્યવહાર ભિન્નભિન્ન જોવામાં આવે છે; એમ ઘણા લોકો કહે છે. આ બાબતમાં આપ શું માનો છો?

સ્વામી પ્રકાશાનંદ: શ્રીકૃષ્ણને ૧૬૧૦૮ રાણીઓ હતી એ વાત શું સાચી છે? માનવામાં આવે ખરી? આ શ્લોક તો વસિષ્ઠનો છે. પરંતુ વસિષ્ઠ તો ત્રેતાયુગમાં થઈ ગયા અને શ્રીકૃષ્ણ તો દ્વાપરયુગમાં થઈ ગયા તો પછી દ્વાપરયુગની વાત વસિષ્ઠ ક્યાંથી લખી ગયા? આ તો અસંભવિત છે; યોગવાસિષ્ઠ, ભાગવત, આ બધા અર્વાચીન ગ્રંથો છે. અને અમુક ભાગ શ્રુતિ, સ્મૃતિના સિદ્ધાંતોને મળતો છે અને અમુક ભાગ વિરુદ્ધ છે; માટે આ બધું પાછળથી ઉપજાવી કાઢેલું અને શાસ્ત્રને નામે લખી નાખેલું હોવાથી આ બધું વેદશાસ્ત્રના સિદ્ધાંતથી વિરુદ્ધ છે.

આવી રીતનો ભાવ પંચદશીમાં પણ કહ્યો છે:

प्रारब्धकर्मप्राबल्याद् भोगष्विच्छा भवेद् यदि ।
क्लिश्यन्नेव तदाप्येष भुङ्क्ते विष्टिगृहीतवत् ॥

જો કદી પ્રારબ્ધકર્મની પ્રબળતાને લીધે જ્ઞાનીને પણ ભોગની ઇચ્છા થાય, તોપણ તે જ્ઞાની વેઠે પકડેલા પુરુષની પેઠે ક્લેશ પામતાં છતાં તે ભોગવે છે.

તેમાં શિષ્ય શંકા કરે છે, કે–

विवेके जाग्रति सति दोषदर्शनलक्षणे ।
कथमारब्धकर्मापि भोगेच्छां जनयिष्यति ॥

દોષદર્શનરૂપ વિવેક જાગ્રત છે, તો પછી પ્રારબ્ધકર્મ પણ ભોગની ઇચ્છાને કેમ ઉત્પન્ન કરી શકશે?

ગુરુ સમાધાન કરે છે કે–

नैष दोषो यतोऽनेकविधं प्रारब्धमीक्ष्यते ।
इच्छाऽनिच्छा परेच्छा न प्रारब्धं त्रिविधं स्मृतम् ॥

પ્રારબ્ધકર્મ અનેક પ્રકારનું છે. ઇચ્છા, અનિચ્છા અને પરેચ્છા એમ પ્રારબ્ધ ત્રણ પ્રકારનું છે.

अपथ्यसेविनश्चौरा राजदाररता अपि ।
जानन्त एव स्वानर्थमिच्छन्त्यारब्धकर्मतः ॥

અપથ્યસેવી, ચોર, રાજદારા વિષે આસક્ત થનાર, પોતાના ઉપર આવી પડનાર આફતને જાણે છે, તોપણ પ્રારબ્ધકર્મને લીધે તેમ ઇચ્છા કરે છે.

न चाऽथैतद् वारयितुमीश्वरेणापि शक्यते ।
यत ईश्वर एवाह गीतायामर्जुनं प्रति ॥

અહીં પ્રારબ્ધકર્મથી ઉત્પન્ન થતી ભોગેચ્છા ઈશ્વરથી પણ વારી શકાતી નથી; કારણ કે ઈશ્વરે પોતે જ ગીતામાં અર્જુનને એ પ્રમાણે કહેલું છે.

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥

જ્ઞાનવાન પુરુષ પણ પોતાની પ્રકૃતિ અનુસાર ચેષ્ટા કરે છે, એટલે ભૂતપ્રાણીમાત્ર પોતપોતાની પ્રકૃતિ ભણી દોરાય છે, એમાં નિગ્રહ શું કરશે?

ગાયનો વધ કરવો, કન્યાવિક્રય કરવો, પરસ્ત્રીગમન કરવું, ગુરુ અને માતાપિતાનો ત્યાગ કરવો, શાસ્ત્રે બાંધેલા નિયમ કરતાં વધારે વ્યાજ લેવું, વગેરે અલ્પ પાપ કહેવાય છે. ब्रह्महत्या, सुरापानम વગેરે મહાપાપ કહેવાયાં છે. આ અલ્પ પાપ તથા મહા પાપ મલદોષ (રાક્ષસી પ્રકૃતિ) કહેવાય છે.

વિક્ષેપદોષ એટલે અંતઃકરણમાં પંચવિષયોના ભોગની ઇચ્છારૂપ મલિન સંસ્કાર. આ જ આસુરી પ્રકૃતિ કહેવાય છે.

પોતાના સ્વરૂપનું (જીવાત્માના) તથા પરમાત્માના સ્વરૂપનું

અજ્ઞાન, આ જ આવરણદોષ કહેવાય છે. એ અજ્ઞાનના નિવારણ માટે વેદમાં જ્ઞાન કહ્યું છે. જ્ઞાનકાંડ એટલે ઉપનિષદ ભાગ. તેના શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી સમાધિ દ્વારા બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થાય છે.

અપરોક્ષ જ્ઞાન થયા પછી એ શુદ્ધ સત્ત્વ અંતઃકરણમાં પ્રારબ્ધને લીધે મળ–વિક્ષેપ એટલે રાક્ષસી–આસુરી પ્રકૃતિ ફરીથી ઉદ્‌ભવે છે, એમ કહેવું તે સર્વથા અસંભવિત છે; કારણકે મળ–વિક્ષેપદોષો આગંતુક છે, સ્વાભાવિક નથી. સ્વાભાવિક હોય તો વેદમાં ઈશ્વર મળ–વિક્ષેપ દોષ દૂર કરવા કર્મ અને ઉપાસના કરવાની આજ્ઞા આપે નહિ. પ્રારબ્ધ પણ પૂર્વજન્મનાં પુણ્યપાપથી બંધાય છે.

અનેક જન્મોનાં જે કર્મરૂપી બીજ છે, તેમાંથી બે અંકુરો ફૂટે છે: (૧) વાસના અને (૨) અદૃષ્ટ (પ્રારબ્ધ). વાસના સૂક્ષ્મ શરીરમાં રહે છે અને અદૃષ્ટ (પ્રારબ્ધ) સ્થૂળ શરીરમાં રહે છે. શરીરમાં ટૂંકાપણું, ઊંચાપણું, કાળાપણું કે ધોળાપણું અને લૂલા–લંગડા આદિ પણું, સ્વાભાવિક પ્રારબ્ધને લીધે છે. તેનું નિવારણ થઈ શકે નહિ. પરંતુ અંતઃકરણમાં રાગદ્વેષાદિ આસુરી–રાક્ષસી પ્રકૃતિ છે. તે ભલે પ્રારબ્ધને લીધે હોય, છતાં ય આગંતુક હોવાથી તેનું નિવારણ થઈ શકે છે. જો કદી બળવાન પ્રારબ્ધને લીધે તેનું નિવારણ ન થાય, તો તેને જ્ઞાન પણ થાય નહિ; કારણકે મળ–વિક્ષેપ આદિ દોષ સંસ્કારવાળા અંતઃકરણમાં જ્ઞાન થવાનું અત્યંત અસંભવિત છે. એટલે કે વાસના આગંતુક છે. અદૃષ્ટ (પ્રારબ્ધ) સ્વાભાવિક છે. વાસના નિવાર્ય છે, અદૃષ્ટ (પ્રારબ્ધ) અનિવાર્ય છે.

વાસના શુભ અને અશુભ બે જાતની હોય છે. આ અશુભ વાસનાને કર્મ–ઉપાસના દ્વારા મળ–વિક્ષેપ દોષો દૂર કરીને દૈવી સંપત્તિ એટલે કે મિશ્ર સત્ત્વની પ્રાપ્તિ થાય છે. પછી શ્રવણ, મનન થયા પછીથી નિદિધ્યાસનની પરિપક્વાવસ્થામાં એટલે કે સવિકલ્પ

સમાધિમાં એકાગ્રતા થાય છે. તે પછી નિર્વિકલ્પ સમાધિ થાય છે. આ નિર્વિકલ્પ સમાધિના પણ બે પ્રકાર છે: (૧) અદ્વૈત ભાવનારૂપ નિર્વિકલ્પ સમાધિ અને (૨) અદ્વૈત અવસ્થાનુરૂપ નિર્વિકલ્પ સમાધિ. અદ્વૈતભાવનામા આવરણભગ થઈ જાય છે. આ આવરણભગ થવા છતા બ્રહ્મની અન્મુખ વૃત્તિનુ અસ્તિત્વ રહે છે. ત્યા સુધી વૃત્તિ સત્ત્વપ્રધાન હોય છે અને અદ્વૈત અવસ્થાનુરૂપ નિર્વિકલ્પ સમાધિમાં એ સત્ત્વ વૃત્તિ પણ સ્વરૂપમા લય પામે છે. તે અવસ્થા ગુણાતીત કહેવાય છે. આ રીતે જ્યા શુદ્ધ સત્ત્વ પણ લય થઈ જતો હોય ત્યા ભોગવિલાસની ઇચ્છારૂપ રાગનો (રજોગુણના કર્મનો) સભવ જ ક્યાથી હોય? કારણકે ગીતામા કહ્યુ છે કે–

'रजो रागात्मकं विद्धि। રાગ–વિષયાસક્તિ એ રજોગુણ છે.'

## પ્રારબ્ધના ત્રણ પ્રકાર

૧. નિવાર્ય, ૨. દુર્નિવાર્ય અને ૩. અનિવાર્ય. એમ ત્રણ પ્રકારનાં પ્રારબ્ધ છે.

(૧) નિવાર્ય: એક રાજા છે, તે પોતાના દીવાનને કોઈનુ ઘર જપ્ત કરવા આજ્ઞા કરે છે, તેમા દીવાનની ઇચ્છા નથી હોતી છતાં તે રાજાની ઇચ્છાને વશ થઈ તે કામ કરે છે, તે નિવાર્ય કહેવાય છે, કારણ કે આ રાજાજ્ઞાને દીવાન યુક્તિપ્રયુક્તિથી ફેરવી શકે છે.

(૨) દુર્નિવાર્ય: એક દીવાન હોય અને કોઈ માણુસ સાથેના પોતાના દ્વેષને લીધે જાણી જોઈને તે માણસનુ ઘરબાર જપ્ત કરવા માટે ખટપટ કરી તહોમત લાવે અને રાજા પાસે આજ્ઞા માગે એટલે કે જાણી જોઈને બીજાનુ ગળુ કાપે તે દુર્નિવાર્ય કહેવાય છે દુ:ખથી નિવારણ કરવા યોગ્ય છે, કારણ કે જ્યારે ખૂબ પ્રયત્ન કરી માણુસ રાજા પાસે પોતાના ઉપરના દીવાનના દ્વેષને કારણે દીવાને આ પ્રમાણે મને અન્યાય કર્યો છે એવું

સિદ્ધ કરી બતાવે, તો જ તેનું વારણ થઈ શકે છે; તે સિવાય થતું નથી.

(૩) અનિવાર્ય : એક રાજા પોતાના દીવાનને કોઈનું ઘર-બાર જપ્ત કરવા માટે આજ્ઞા આપે, તેમાં દીવાનની પણ તે માણસ સાથેના પોતાના કોઈ જૂના દ્વેષને લીધે તે કામમાં સંમતિ હોય તો તે અનિવાર્ય કહેવાય છે; કેમકે રાજા અને દીવાન બન્નેની એમાં સંમતિ હોય છે. એટલે તેમાં કોઈ જાતનો ફેરફાર થઈ શકતો નથી.

આ સંબંધમાં ભગવતી શ્રુતિ કહે છે : 'प्रारब्धं भुञ्जतो नश्येत्।' એટલે ભોગ ભોગવવાથી જ પ્રારબ્ધનું નિવારણ થાય છે.

વિદ્યારણ્યસ્વામી ગીતાનું પ્રમાણ આપીને કહે છે, કે જ્ઞાન-વાન પુરુષને પણ ભોગવિલાસનું પ્રારબ્ધ હોય છે. આ ગીતા-વચન ઉપનિષદના સિદ્ધાંતથી વિરુદ્ધ છે.

બ્રહ્મસૂત્રમાં કહ્યું છે, કે पश्वादिभिश्चाविशेषात् અર્થાત્ ખાન-પાનાદિ વ્યવહારકાળમાં જ્ઞાની પુરુષની પશુ વગેરેની સાથે તુલના થાય છે. માટે સ્વાર્થસાધુઓ તો ગમે તેમ બોલે તે માનવું નહિ, આપણે પૂરો વિચાર કરવો જોઈએ. આ સંબંધમાં નૈષ્કર્મ્ય સિદ્ધિમાં લખે છે :

> न चाध्यात्माभिमानोऽस्ति विदुषोऽस्यासुरत्वतः ।
> विदुषोऽप्यासुरत्वश्चेन्निष्फलं ब्रह्मदर्शनम् ॥

વિદ્વાનને (તત્ત્વવેત્તાને) દેહાભિમાન થતું નથી, કારણકે દેહાભિમાન આસુરી સંપત્તિનું કાર્ય છે. તત્ત્વવેત્તાને પણ જો આસુરી સંપત્તિ હોય તો બ્રહ્મસાક્ષાત્કાર નિષ્ફળ છે અર્થાત્ તેને બ્રહ્મદર્શન થયું જ નથી.

જે પુરુષોને સમાધિ દ્વારા 'સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ શરીર હું નથી, હું અધિષ્ઠાન કૂટસ્થ સ્વરૂપ છું,' એવી રીતનું જ્ઞાન થયું હોય છે, તેમને કદાપિ દેહાભિમાન થતું નથી.

## સ્વેચ્છાચારરહિત સમાધિનિષ્ઠ

મૂળ શ્લોકમાં કહ્યું છે, કે સમાધિનિષ્ઠ જે જ્ઞાની પુરુષ હોય છે તે સ્વેચ્છાચારી હોતા નથી; કારણકે આસક્તિ એટલે સર્વ પ્રકારે લય, વિક્ષેપ વગેરે દોષોનો ત્યાગ કરીને જેની ચિત્તવૃત્તિ સમાધિ દ્વારા બ્રહ્મમાં સ્થિત થઈ છે અને આ પ્રકારના આવરણરૂપ દોષ જેના નિવૃત્ત થયા છે, તેવા જ્ઞાની પુરુષને સ્વેચ્છાચાર હોય જ નહિ. શાસ્ત્રની આજ્ઞાનું ઉલ્લંઘન કરી જે લોકવિરુદ્ધ આચરણ કરે છે તે સ્વેચ્છાચારી કહેવાય છે.

## યથેષ્ટાચરણરહિત મુમુક્ષુ

આવા આચરણ કરતાં મુમુક્ષુ પણ સંકોચ રાખે છે તો જ્ઞાનીની શી વાત? આ સંબંધમાં નૈષ્કર્મ્યસિદ્ધિમાં લખે છે કે—

मुमुक्षवस्थायामपि न सम्भवति यथेष्टाचरणं तदाह ।
यो हि यत्र विरक्तः स्यान्नासौ तस्मै प्रवर्तते ॥

મુમુક્ષુ અવસ્થામાં પણ યથેષ્ટાચરણ સંભવતું નથી. કહ્યું છે, કે જે પુરુષ જેના પર વૈરાગ્યભાવ પામ્યો છે ત્યાં તે ફરીથી પ્રવૃત્તિ કરતો નથી; અર્થાત્ જેને વિવેક દ્વારા સર્વ પદાર્થો( માયાનાં કાર્ય, વિષયાદિક )માં અસત્, જડ દુઃખરૂપ બુદ્ધિ થઈ ગઈ છે તેને તેમાં ઇચ્છા થતી નથી.

लोकत्रयविरक्तत्वान्मुमुक्षुः किमितीहते ।
क्षुधया पीड्यमानोऽपि न विषं ह्यत्तुमिच्छति ॥

ક્ષુધાથી પીડાતો હોવા છતાં માણસ જેમ વિષ ખાવાની ઇચ્છા કરતો નથી, તેવી રીતે ત્રણ લોકથી વિરક્ત થયેલો મુમુક્ષુ પુરુષ વિષયપદાર્થોની કેવી રીતે ઇચ્છા કરશે?

માણસ ગમે તેવો મૂઢ બુદ્ધિવાળો હોય અને ભૂખ્યો હોય તોપણ વિષવાળું અન્ન ( પકવાન્ન, લાડુ વગેરે સારી સારી ખાવાની ચીજો જે તેના દુશ્મન તરફથી લાવીને મૂકવામાં આવે અને

તેમ આગ્રહ કરાય તોપણ ) ખાય નહિ. તો પછી મુમુક્ષુ-જે ત્રણે લોકથી વિરક્ત થયો હોય, વાસનાક્ષય થયો હોય તેવો પુરુષ વિષયોની ઇચ્છા કરે જ કેવી રીતે ?

અર્થાત્ જેઓ વિવેક દ્વારા માયાના કાર્યરૂપ વિષયપદાર્થો બંધનરૂપ છે એમ સમજે છે, તેવા પુરુષો મોહરહિત થઈ જાય છે; તો પરમાર્થતત્ત્વનો (બ્રહ્મતત્ત્વનો) સાક્ષાત્કાર કરેલા પુરુષોને તો યથેષ્ટાચરણ કેમ સંભવે ?

આ સંબંધમાં રામગીતામાં કહ્યું છે કે:

अभिमानविहीनानां समाध्यासक्तचेतसाम् ।
स्वेच्छाचारो न षण्ढस्य वेश्यालौल्यमिवोद्भवेत् ॥

વેશ્યા સ્ત્રીને જોઈને જેમ નપુંસકને લોલુપવૃત્તિ થતી નથી, તેમ દેહાભિમાન વગરના તથા સમાધિમાં લાગેલા ચિત્તવાળા પુરુષને સ્વેચ્છાચારવૃત્તિ થતી નથી.

જ્ઞાનીનો સમાધિકાળ એટલે ધ્યાન કરનાર અને ધ્યાન એ બન્ને કોટિને છોડીને કેવળ સ્વરૂપરૂપ–ધ્યેયરૂપ હોય છે. જેમનું ચિત્ત સમાધિમાં આસક્ત છે તે સમાધ્યાસક્તચિત્ત કહેવાય, પરંતુ જ્ઞાનીને સમાધિમાં આસક્તિ સંભવે નહિ; માટે અહીં આસક્તિ શબ્દનો અર્થ સ્વરૂપમાં સ્થિતિ માત્ર જ સમજવો. આવા સમાધિનિષ્ઠ જ્ઞાની પુરુષો સમાધિમાં બ્રહ્મસુખ અનુભવે છે. એવા પુરુષો સંસારના તુચ્છ સુખની ઇચ્છા કરતા નથી.

એવી રીતે જે પુરુષ સમાધિ દ્વારા દેહેંદ્રિય વગેરે અહંબુદ્ધિ-રહિત થઈ ગયો છે અને જે પોતાના આત્મામાં સ્થિત છે તે દેહની અપેક્ષાએ કોઈ પ્રકારની ઇચ્છા કરતો .

કહ્યું છે, કે–

आत्मानं चेद्विजानीयादयम्
किमिच्छन् कस्य कामाय

જે છવા ... ાના સ્વરૂ

જાણે તો તેના કયા ફળની ઇચ્છાથી કયો હેતુ પાર પાડવા શરીરને સંતાપ આપે ? અર્થાત્ ન આપે.

સ્વસ્વરૂપમાં રહેનારા સત્પુરુષો માયારહિત ઐહિક તથા પારલૌકિક પદાર્થોની જરા પણ ઇચ્છા કરતા નથી. જો સાક્ષાત્ પરમેશ્વર પણ ઉભય લોકના પદાર્થો જ્ઞાનીને આપે તોપણ જ્ઞાની સ્વરૂપનિષ્ઠ હોઈ તે પદાર્થોની જરા પણ રુચિ કરતા નથી. આ વિષયમાં પૂર્ણકામ સ્વરૂપમગ્ન મહર્ષિ સનત્કુમારની કથા છે :

એક વખત ગંગાકિનારે મહર્ષિ સનત્કુમાર સ્વસ્વરૂપમાં મગ્ન થઈને બેઠા હતા. ટાઢ ન વાય માટે ફાટી ગયેલી વલ્કલની કંથાને ઝાડમાંથી નીકળેલા સુકાઈ ગયેલા રસતંતુ અને ઝાડની છાલ વડે શૂળથી સાંધતા હતા.

મહર્ષિ સનત્કુમારની આવી પરિસ્થિતિ જોઈ ભગવાન વિષ્ણુ તેમના ઉપર પ્રસન્ન થયા અને મહર્ષિ સનત્કુમારના હૃદયમાં માયિક પદાર્થોની ઇચ્છા છે કે નહિ તેની પરીક્ષા કરવાની ઇચ્છાથી તેમને કહ્યું : ' હે મહર્ષિ ! વર માગો.' સનત્કુમાર નિરુત્તર રહ્યા. ત્યારે બીજી વખત પણ તે જ પ્રમાણે વર માગવાનું કહ્યું. ત્યારે મહર્ષિ સનત્કુમારે ઊંચું જોયું અને ભગવાન વિષ્ણુને જોઈ મનમાં વિચાર કર્યો, કે ' ભગવાન વિષ્ણુની મૂલાવિદ્યા ઉપાધિ છે. મારું શરીર તૂલાવિદ્યાનું કાર્ય છે. તૂલાવિદ્યાવાળા મનુષ્યે મૂલાવિદ્યાવાળા પરમેશ્વરનું સન્માન કરવું તે યોગ્ય છે, અગર મનુષ્યોની એ મર્યાદા છે. વળી આ ઝાડની છાયામાં હું પહેલો આવીને બેઠો છું અને ભગવાન વિષ્ણુ પછી આવ્યા તેથી મારા અતિથિ છે અને અતિથિનું સન્માન કરવું તે પણ મનુષ્યનું કર્તવ્ય છે. આમ બંને ભાવથી પૂર્ણ હૃદયવાળા આત્મારામ મહર્ષિ સનત્કુમારે અનુગ્રહદૃષ્ટિથી ભગવાન વિષ્ણુને કહ્યું, કે ' હે વિષ્ણુ ! આ લોક તેમ પરલોકમાં કોઈ પણ માયિક પદાર્થની મને ઇચ્છા નથી. હું તો મારા અખંડ સ્વરૂપાનંદમાં નિમગ્ન છું, એટલે પદાર્થની અભિલાષાથી કાંઈ વર

તેમ આગ્રહ કરાય તોપણ) ખાય નહિ. તો પછી મુમુક્ષુ-જે ત્રણે લોકથી વિરક્ત થયો હોય, વાસનાક્ષય થયો હોય તેવો પુરુષ વિષયોની ઇચ્છા કરે જ કેવી રીતે?

અર્થાત્ જેઓ વિવેક દ્વારા માયાના કાર્યરૂપ વિષયપદાર્થો બંધનરૂપ છે એમ સમજે છે, તેવા પુરુષો મોહરહિત થઈ જાય છે; તો પરમાર્થતત્ત્વનો (બ્રહ્મતત્ત્વનો) સાક્ષાત્કાર કરેલા પુરુષોને તો યથેષ્ટાચરણ કેમ સંભવે?

આ સંબંધમાં રામગીતામાં કહ્યું છે કે:

अभिमानविहीनानां समाध्यासक्तचेतसाम् ।
स्वेच्छाचारो न षण्ढस्य वेश्यास्त्रीष्विवोद्भवेत् ॥

વેશ્યા સ્ત્રીને જોઈને જેમ નપુંસકને લોલુપવૃત્તિ થતી નથી, તેમ દેહાભિમાન વગરના તથા સમાધિમાં લાગેલા ચિત્તવાળા પુરુષને સ્વેચ્છાચારવૃત્તિ થતી નથી.

જ્ઞાનીનો સમાધિકાળ એટલે ધ્યાન કરનાર અને ધ્યાન એ બન્ને કોટિને છોડીને કેવળ સ્વરૂપરૂપ-ધ્યેયરૂપ હોય છે. જેમનું ચિત્ત સમાધિમાં આસક્ત છે તે સમાધ્યાસક્તચિત્ત કહેવાય, પરંતુ જ્ઞાનીને સમાધિમાં આસક્તિ સંભવે નહિ; માટે અહીં આસક્તિ શબ્દનો અર્થ સ્વરૂપમાં સ્થિતિ માત્ર જ સમજવો. આવા સમાધિનિષ્ઠ જ્ઞાની પુરુષો સમાધિમાં બ્રહ્મસુખ અનુભવે છે. એવા પુરુષો સંસારના તુચ્છ સુખની ઇચ્છા કરતા નથી.

એવી રીતે જે પુરુષ સમાધિ દ્વારા દેહેંદ્રિય વગેરે અહંબુદ્ધિ-રહિત થઈ ગયો છે અને જે પોતાના આત્મામાં સ્થિત છે તે દેહની અપેક્ષાએ કોઈ પ્રકારની ઇચ્છા કરતો નથી. બૃહદારણ્યક ઉપનિષદમાં કહ્યું છે, કે–

आत्मानं चेद्विजानीयादयमस्मीति पुरुषः ।
किमिच्छन् कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥

જે જીવાત્મા પોતાના સ્વરૂપને 'હું પરમાત્મા છું' એમ

જાણે તો તેના કયા ફળની ઇચ્છાથી કયો હેતુ પાર પાડવા શરીરને સંતાપ આપે ? અર્થાત્ ન આપે.

સ્વસ્વરૂપમાં રહેનારા સત્પુરુષો માયારહિત ઐહિક તથા પારલૌકિક પદાર્થોની જરા પણ ઇચ્છા કરતા નથી. જો સાક્ષાત્ પરમેશ્વર પણ ઉભય લોકના પદાર્થો જ્ઞાનીને આપે તોપણ જ્ઞાની સ્વરૂપનિષ્ઠ હોઈ તે પદાર્થોની જરા પણ રુચિ કરતા નથી. આ વિષયમાં પૂર્ણકામ સ્વરૂપમગ્ન મહર્ષિ સનત્કુમારની કથા છે:

એક વખત ગંગાકિનારે મહર્ષિ સનત્કુમાર સ્વસ્વરૂપમાં મગ્ન થઈને બેઠા હતા. ટાઢ ન વાય માટે ફાટી ગયેલી વલ્કલની કંથાને ઝાડમાંથી નીકળેલા સુકાઈ ગયેલા રસતંતુ અને ઝાડની છાલ વડે શૂળથી સાંધતા હતા.

મહર્ષિ સનત્કુમારની આવી પરિસ્થિતિ જોઈ ભગવાન વિષ્ણુ તેમના ઉપર પ્રસન્ન થયા અને મહર્ષિ સનત્કુમારના હૃદયમાં માયિક પદાર્થોની ઇચ્છા છે કે નહિ તેની પરીક્ષા કરવાની ઇચ્છાથી તેમને કહ્યું : 'હે મહર્ષિ ! વર માગો.' સનત્કુમાર નિરુત્તર રહ્યા. ત્યારે બીજી વખત પણ તે જ પ્રમાણે વર માગવાનું કહ્યું. ત્યારે મહર્ષિ સનત્કુમારે ઊંચું જોયું અને ભગવાન વિષ્ણુને જોઈ મનમાં વિચાર કર્યો, કે 'ભગવાન વિષ્ણુની મૂલાવિદ્યા ઉપાધિ છે. મારું શરીર તૂલાવિદ્યાનું કાર્ય છે. તૂલાવિદ્યાવાળા મનુષ્યે મૂલાવિદ્યાવાળા પરમેશ્વરનું સન્માન કરવું તે યોગ્ય છે, અગર મનુષ્યોની એ મર્યાદા છે. વળી આ ઝાડની છાયામાં હું પહેલો આવીને બેઠો છું અને ભગવાન વિષ્ણુ પછી આવ્યા તેથી મારા અતિથિ છે અને અતિથિનું સન્માન કરવું તે પણ મનુષ્યનું કર્તવ્ય છે. આમ બંને ભાવથી પૂર્ણ હૃદયવાળા આત્મારામ મહર્ષિ સનત્કુમારે અનુગ્રહદૃષ્ટિથી ભગવાન વિષ્ણુને કહ્યું, કે 'હે વિષ્ણુ ! આ લોક તેમ પરલોકમાં કોઈ પણ માયિક પદાર્થની મને ઇચ્છા નથી. હું તો મારા અખંડ સ્વરૂપાનંદમાં નિમગ્ન છું, એટલે પદાર્થની અભિલાષાથી કાંઈ વર

માગતો નથી. પરંતુ આપ અમોઘ વરદ છો તો આપનું વરદાન નિષ્ફળ ન જાય તેમ આપનું સન્માન પણ થાય એ દૃષ્ટિથી હું કહું છું, કે 'આ શૂળના છિદ્રમાં રેષાતંતુ પરોવી આપો.' સ્વરૂપમગ્ન મહર્ષિ સનત્કુમારનું આવું વચન સાંભળી ભગવાન વિષ્ણુ બહુ સંતોષ પામ્યા અને તેમના તરફ ઉત્તમ સદ્ભાવ બતાવી તેઓ અંતર્ધાન થઈ ગયા. આવી રીતે ભગવાન વિષ્ણુ માગે તે પદાર્થ આપવા કહે તોપણ જ્ઞાની પુરુષ પદાર્થોનો સ્વીકાર ન કરે, તો પછી આ લોક તથા પરલોકના અનેક જીવોએ ભોગવેલા ઉચ્છિષ્ટ અને તુચ્છ સાંસારિક પદાર્થોની ઇચ્છા કેમ જ કરે ? ન કરે; કારણ કે જ્ઞાનીના આત્માનંદનું સુખ અવર્ણનીય અને અપૂર્વ છે.

તે સંબંધમાં શાસ્ત્રમાં કહ્યું છે કે:

लब्धत्रैलोक्यराज्यो ना न भिक्षां काङ्क्षते यथा ।
एवं लब्धपरानन्दः क्षुद्रानन्दं न काङ्क्षति ॥

' જેમ ત્રિલોકના રાજ્યને પ્રાપ્ત થયેલો પુરુષ ભિક્ષા માગવી ઇચ્છતો નથી, તેમ નિરતિશય આનંદનો અનુભવ કરનાર તુચ્છ (વિષય) આનંદને ચાહતો નથી.

મહારાજા સાહેબ: ભલે તત્ત્વજ્ઞાન થયા પછી ભોગવાસના રહેતી ન હોય, પણ જે 'જ્ઞાનીને સમાધિમાંથી ઊઠ્યા પછી વૃત્તિ બહિર્મુખ થઈને કર્તૃત્વ, ભોક્તૃત્વ આદિ અંતઃકરણના ધર્મો ક્લેશ ઉપજાવે છે' તેને તે દુઃખની નિવૃત્તિ માટે ફરીથી જીવન્મુક્તિનો આનંદ મેળવવામાં સમાધિના અભ્યાસની જરૂર ખરી કે નહિ ?

સ્વામી પ્રકાશાનંદ: એક વખત સમાધિ દ્વારા અવિદ્યા અને અવિદ્યાથી ઉત્પન્ન થતાં સર્વ દુઃખો નાશ પામીને બ્રહ્મસુખ મળ્યા પછી ફરીથી દુઃખ દૂર કરવા માટે સમાધિનો અભ્યાસ અત્યંત અસંભવિત છે. આના ઉપર એક દૃષ્ટાંત છે:

એક વખત એક બ્રાહ્મણ તળાવમાં નાહવા માટે ગયો. નાહીને પાછા ફરતાં તેણે પોતાનું ધોતિયું ધોઈને નીચોવીને ખભા ઉપર

મૂકયું. ઘેર આવીને તેણે ધોતિયાને સૂકવવા માટે ઝાટકયું તો અંદરથી એક નાનું માછલાનું બચ્ચું નીચે પડયું અને તરફડવા લાગ્યું. આ જોઈ બ્રાહ્મણને દયા આવવાથી પેલા માછલાને એક પાણી ભરેલા માટલામાં મૂકી તેને પાછું તળાવમાં મૂકી આવ્યો. આથી માછલાને તો ખૂબ આનંદ થયો. ઘડીકમાં તે માટલામાંથી નીકળી આખા તળાવમાં ફરતું અને ઘડીકમાં વળી પાછું માટલામાં આવતું રહેતું અને આનંદ કરતું; કારણ કે બધી જગ્યાએ પાણી જ હતું.

એવી રીતે સિદ્ધાંતમાં એક વખત જીવ અને બ્રહ્મ વચ્ચેનો પડદો તૂટી જાય પછી સમાધિ અવસ્થામાં અને ઉત્થાન અવસ્થામાં આનંદ તો સરખો જ હોય, તો પછી દુઃખનો અવકાશ કયાં ?

આ સંબંધમાં શંકર ભગવાન કહે છે કે–

देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि ।
यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ॥

દેહાભિમાન ગળી જાય અને પરમાત્માનું જ્ઞાન થાય ત્યારે જ્યાં જ્યાં મન જાય છે, ત્યાં ત્યાં સમાધિ જ છે.

(આને જ સહજ સમાધિ કહે છે.) આવા જ્ઞાની પુરુષોને અવિદ્યાનો આવરણઅંશ નીકળી જાય છે, પરંતુ વિક્ષેપઅંશ રહે છે. જ્યાં સુધી વિક્ષેપઅંશ હોય છે ત્યાં સુધી થોડુંક દુઃખ જણાય છે.

જેમ કોઈ દરિદ્રી માણસને ચક્રવર્તી રાજ્યની પ્રાપ્તિ થાય પછી દરિદ્રતાના દુઃખથી તો તે નિવૃત્ત થઈ જાય છે, પરંતુ દેહમાં વ્યાધિથી થતાં દુઃખ તો રહે છે. તેવી જ રીતે જ્ઞાનીને અવિદ્યા જન્ય દુઃખ નિવૃત્ત થયા પછી, બ્રહ્માનંદ પ્રાપ્ત થયા પછી પણ પ્રારબ્ધ કર્મને લીધે ફક્ત દેહમાં રોગાદિજન્ય દુઃખ તો જોવામાં આવે છે, તે પણ તત્ત્વજ્ઞાનીને બાધિતાનુવૃત્તિએ કરીને જણાય છે. શરીરવ્યાધિ વગેરેનું દુઃખ જોવામાં આવે છે એમાં પણ તે બે રૂપે જોવામાં આવે છે; કેમકે નિવિકલ્પ સમાધિના પણ બે પ્રકાર

છે : અદ્વૈત ભાવનારૂપ અને અદ્વૈત અવસ્થાનુરૂપ નિર્વિકલ્પ સમાધિ.

અદ્વૈત ભાવનારૂપ નિર્વિકલ્પ સમાધિવાળાને આવરણભંગ થયા પછી પણ વૃત્તિ ભાવરૂપ હોવાથી બાધિતાનુવૃત્તિએ દુઃખો જણાય છે.

હવે અદ્વૈત અવસ્થાનુરૂપ નિર્વિકલ્પ સમાધિવાળાને શુદ્ધ સત્તાપ્રધાન બ્રહ્માકાર વૃત્તિ પણ સ્વરૂપમાં લય પામે છે. (આને જ ગુણાતીત અવસ્થા કહે છે.) એવા યોગીને (ગુણાતીતને) બાધિતાનુવૃત્તિએ દુઃખોની પ્રતીતિ થાય નહિ.

છાંદોગ્ય ઉપનિષદમાં કહ્યું છે કે–

न पश्यो मृत्युं पश्यति न रोगं नोत दुःखताम् ।
सर्वंह पश्यः पश्यति सर्वमाप्नोति सर्वशः ॥

બ્રહ્મવેત્તા પુરુષ મૃત્યુને જોતો નથી, રોગને જોતો નથી, શીતોષ્ણ વગેરે દ્વંદ્વ–દુઃખને જોતો નથી; (પરંતુ) બ્રહ્મવેત્તા પુરુષ બધામાં પોતાનું સ્વરૂપ જુએ છે. સર્વ પ્રકારે સર્વને સર્વાત્મક બ્રહ્મસ્વરૂપ પ્રાપ્ત થાય છે.

તત્ત્વજ્ઞાન થયા પછી લોકોના સંસર્ગમાં રહી ઉપદેશ વગેરે સાત્ત્વિક પ્રવૃત્તિ કરે એવા જ્ઞાની પુરુષોને અદ્વૈતભાવના એટલે અદ્વૈતભાવરૂપ રહે છે. આમાં આ ભેદ છે.

## જ્ઞાનની ભૂમિકાઓ

જ્ઞાનની ભૂમિકા સાત છે: (૧) શુભેચ્છા, (૨) વિચારણા, (૩) તનુમાનસા, (૪) સત્ત્વાપત્તિ, (૫) અસંસક્તિ, (૬) પદાર્થાભાવિની અને (૭) તુરીયા.

તેમાં પ્રથમ ત્રણ ભૂમિકા સાધન–કોટિની છે. બાકીની ચાર જ્ઞાન–કોટિની છે. સત્ત્વાપત્તિ, અસંસક્તિ, પદાર્થાભાવિની અને તુરીયા આ ચાર ભૂમિકાનાં અનુક્રમે બ્રહ્મવિદ્, બ્રહ્મવિદ્વર્ય, બ્રહ્મવિદ્વરીયાન, બ્રહ્મવિદ્વરિષ્ઠ આ નામ છે. વસિષ્ઠ, યાજ્ઞવલ્ક્યાદિ એ

ચોથી ભૂમિકાવાળા, બ્રહ્મવિદ્ કહેવાતા એ લોકો ઉપદેશાદિ સાત્ત્વિક પ્રવૃત્તિ પણ કરતા હતા અને શુકદેવ આદિ પાંચમી ભૂમિકાવાળા બ્રહ્મવિદ્વર્ય કહેવાતા. આ લોકો જગતમાં નિર્દ્વંદ્વ થઈને ફરતા હતા. એવા લોકોની સ્થિતિ વિષે શંકર ભગવાન કહે છે :

**दिगंबरो वाऽपि च साम्बरो वा त्वगम्बरो वाऽपि चिदम्बरस्थः।**
**उन्मत्तवद्वाऽपि च बालवद्वा पिशाचवद्वाऽपि चरत्यवन्याम् ॥**

(બ્રહ્મવેત્તા) ચેતનરૂપ આકાશમાં વસ્ત્ર વિના અથવા વસ્ત્ર સહિત કિંવા (ઝાડની) છાલરૂપ વસ્ત્ર સહિત ગાંડાની પેઠે અથવા બાળકની પેઠે અથવા પિશાચની પેઠે આ પૃથ્વી પર વિચરે છે.

ભગવાન શ્રી શંકરાચાર્ય કહે છે :

**निर्धनोऽपि सदातुष्टोऽप्यसहायो महाबलः।**
**नित्यतृप्तोऽप्यभुञ्जानोऽप्यसमः समदर्शनः ॥**

પાસે ધન ન રાખતો હોવા છતાં જ્ઞાની પુરુષ સદા સંતુષ્ટ જ હોય છે; તેની પાસે કોઈ હોતું નથી (એકલો હોય છે), છતાં તે મહાબળવાન છે; (વિષયપદાર્થોનો) ઉપભોગ ન કરતો હોવા છતાં તે (આત્મરસથી) નિત્યતૃપ્ત છે; સર્વત્ર સમદષ્ટિ રાખવા છતાં તેના સમાન કોઈ નથી.

શાસ્ત્રમાં પણ કહે છે કે–

**रसं ब्रह्म पिबेद्यश्च तृप्तो यः परमात्मनि।**
**इन्द्रं च मन्यते रङ्कं नृपाणां तत्र का कथा ॥**

જેણે બ્રહ્મ(બ્રહ્માનંદ)રૂપ રસનું પાન કર્યું હોય તથા પરમાત્મામાં જે તૃપ્તિ પામેલો હોય, તે પુરુષ ઇંદ્રને (ઇંદ્રના આનંદને) પણ ક્ષુદ્ર માને છે, તો તેની આગળ રાજાઓના આનંદની શી ગણના!

જ્યારે હું પૂર્વાશ્રમમાં બેલગામમાં હતો, ત્યારે મારા સાંભળવામાં આવ્યું કે હનુમાન ગલીમાં એક બ્રહ્મનિષ્ઠ મહાત્મા રહે છે. આથી તેમનાં દર્શન માટે હું ત્યાં ગયો. તેમના અસ્તવ્યસ્ત વાળ અને દાઢી

ઉપરથી તે વિકરાળ લાગતા હતા. અહીંયાં એક બ્રાહ્મણનો મહોલ્લો હતો અને મહોલ્લાની વચ્ચોવચ હનુમાનજીનું મંદિર હતું અને તે મહાત્મા બ્રાહ્મણના મહોલ્લામાં બેસતા. હું જ્યારે ત્યાં ગયો ત્યારે તે મહાત્મા બ્રાહ્મણોએ જમીને નીચે ફેંકેલી પતરાવળીઓને વીંટીને બગલમાં દબાવી ફરતા હતા. આથી મને 'આવા તે કંઈ મહાત્મા હોય?' એવી શંકા થવાથી, એક બ્રાહ્મણ એમની સેવા માટે આવતા હતા તેમને મેં બાળકબુદ્ધિથી પૂછ્યું: 'તમે આ મહાત્માની આટલી બધી સેવા ઉઠાવો છો અને તેમના તરફ પૂજ્યભાવ રાખો છો તો તેમનાથી આપને કાંઈ લાભ થયો છે?' ત્યારે તેમણે જવાબ આપ્યો: 'હા કહું તો અહંકાર ગણાય અને જો ના કહું તો અસત્ય બોલ્યો ગણાઉં, માટે શું કહું?' તે ઉપરથી મને ખાતરી થઈ, કે મહાત્મા ગાંડા નથી, તોપણ મને થોડીઘણી શંકા રહી. બેલગામથી ૧૭–૧૮ માઈલ દૂર એક માતાજીનું મંદિર હતું. આ માતાજી ઘણાં જ ચમત્કારી હતાં અને તેના ભૂવાને બધું કહી જતાં. કોઈને કંઈ રોગ થયો હોય તો તે ક્યારે મટશે, મટશે કે નહિ મટે વગેરે કહી દેતાં. તેથી ઘણા લોકો ત્યાં પૂછવા જતા. આ ગામમાં એક વેપારી હતો. તેને પેટના દુખાવાનું દરદ હતું અને આથી આ વેપારીને ઘણું જ દુઃખ થતું હતું. ઘણાની દવા કરી પણ તે ન મટ્યો. તે પણ આ માતાજી પાસે પૂછવા આવ્યો. ત્યારે ભૂવાએ માતાજીના આવેશમાં જવાબ આપ્યો, કે આ ગામમાં હનુમાન ગલીમાં એક મહાત્મા રહે છે તેને ત્રણ વખત જમવાનું મોકલશો તો તમારું દરદ મટી જશે. પછી તે વેપારીએ તે પ્રમાણે કર્યું, એટલે તેનું દરદ મટી ગયું. પછી તો તે દરરોજ તેને જમવાનું મોકલવા લાગ્યો. આ ઉપરથી મને વિશેષ ખાતરી થઈ, કે તેઓ ગાંડા નથી પણ જ્ઞાની છે.

આવી રીતે પાંચમી ભૂમિકાવાળા ઉન્મત્તની પેઠે બાળકની પેઠે રહે છે. એ લોકોની વૃત્તિ જેમ જેમ અંતર્મુખ થતી જાય તેમ

તેમ દેહનું ભાન ઓછું થતું જાય છે.

છઠ્ઠી ભૂમિકામાં ચાલવાની, ચાવવાની, જોવાની વગેરે ક્રિયાઓ બંધ થઈ જાય છે. જોવાની ક્રિયા એટલે કે આંખ બંધ થઈ જતી નથી, પરંતુ શબની પેઠે ચપળતા વિનાની રહે છે. સંવત ૧૯૫૪ માં કુંભકોણમ ગામમાં મેં એક મહાત્માને આવી સ્થિતિમાં જોયા હતા. તે ગામના લોકો 'તેઓ ૩૮ વર્ષથી આ સ્થિતિમાં છે.' એમ કહેતા હતા. તે પછી તેઓ પાંચ વર્ષ જીવ્યા હતા.

સાતમી ભૂમિકાને બ્રહ્મવિદ્વરિષ્ઠ કહેવામાં આવે છે, સાતમી ભૂમિકાવાળાનું શરીર તો એકવીસ જ દિવસ રહે છે એમ સાંભળેલું છે. તત્ત્વજ્ઞાન સાથે જ જીવન્મુક્તિ થઈ જાય છે એટલે બંનેમાં ભેદ નથી.

અવિદ્યામાં બે અંશ છે: એક આવરણઅંશ અને બીજો વિક્ષેપઅંશ. આવરણઅંશ તત્ત્વજ્ઞાનથી નષ્ટ થઈ જાય છે, પણ વિક્ષેપઅંશ પ્રારબ્ધકર્મનો ક્ષય થતા સુધી રહે છે.

**तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ सम्पत्स्ये।**

તેને ત્યાં સુધી જ (આત્મસ્વરૂપની પ્રાપ્તિનો) વિલંબ છે કે જ્યાં સુધી (પ્રારબ્ધકર્મનો) ક્ષય નથી થયો. ત્યારે (પ્રારબ્ધકર્મ પૂરું થયે શરીર પડે તે સમયમાં સતને) પ્રાપ્ત થશે.

જે બાલ્યાવસ્થાથી જ બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરે તેને જ આ જીવન્મુક્ત દશા પ્રાપ્ત થાય છે. કેટલાક લોકો એમ માને છે, કે જ્ઞાન માટે જે યત્નો કરવાના છે તે વૃદ્ધાવસ્થામાં જ કરે તો ચાલે. આ માન્યતા ભૂલભરેલી છે. આ સંબંધમાં ભર્તૃહરી મહારાજ કહે છે:

यावत् स्वस्थमिदं कलेवरगृहं यावच्च दूरे जरा
यावच्चेन्द्रियशक्तिरप्रतिहता यावत् क्षयो नायुषः।
आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान्
प्रोद्दीप्ते भवने च कूपखननं प्रत्युद्यमः कीदृशः॥

જ્યાં સુધી આ શરીરરૂપી ઘર નીરોગી છે, જ્યાં સુધી વૃદ્ધાવસ્થા નજીક આવી નથી, જ્યાં સુધી ઇંદ્રિયની શક્તિ ક્ષીણ થઈ નથી; અર્થાત્ અંધ, બહેરા, લૂલા નથી થયા, જ્યાં સુધી મરણ પણ નજીક આવ્યું નથી, ત્યાં સુધીમાં આત્માના કલ્યાણની ઇચ્છા કરવાવાળા મનુષ્યે પ્રયત્ન કરવો યોગ્ય છે. કોઈ માણસ વૃદ્ધાવસ્થામાં મોક્ષનું સાધન કરીશ એમ વિચાર કરે તો તેની ગતિ ઘરને આગ લાગ્યા બાદ કૂવો ખોદવાના પ્રયત્ન બરાબર છે.

બૃહદારણ્યક ઉપનિષદમાં શ્રુતિ કહે છે કે—

इहैव सन्तोऽथ विद्मस्तद्वयं न चेदवेदीर्महती विनष्टिः।
ये तद्विदुरमृतास्ते भवन्त्यथेतरे दुःखमेवापियन्ति॥

આ લોક વિષે રહેવા છતાં આપણે બ્રહ્મને જાણી શકીએ છીએ. જો આપણે તેને જાણતા નથી તો આપણો મોટો નાશ થાય છે. જેઓ તેને જાણે છે તે અમૃતરૂપ થાય છે, પણ જેઓ તેને નથી જાણતા તેઓને મહાન દુઃખ પ્રાપ્ત થાય છે.

पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते॥
ॐ शान्तिः शान्तिः शान्तिः॥

આ (ચોતરફ દેખાતું) પૂર્ણ છે. તે (દૂરતર દેખાતું) પણ પૂર્ણ જ છે. પૂર્ણમાંથી પૂર્ણ ઉલેચાયા કરે છે છતાં પૂર્ણનું પૂર્ણ જ રહે છે. (કાંઈ ન્યૂન થતું નથી.)

આધિભૌતિક શાંતિ હો. આધિદૈવિક શાંતિ હો. આધ્યાત્મિક શાંતિ હો.

# ઉપસંહાર

'જગતમાં પ્રાણી માત્ર જાણ્યે કે અજાણ્યે મોક્ષપ્રાપ્તિ માટે યત્ન કરતાં જણાય છે.' આ વાક્ય બરોબર સમજવા માટે થોડો વિચાર કરીએ:

ભગવાન આદ્ય શંકરાચાર્યની શિષ્યપરંપરામાં સર્વજ્ઞ મુનિ નામના એક સમર્થ વિદ્વાન આચાર્ય થયા છે. તેમણે મુમુક્ષુઓ માટે અતિ મનોરમ બ્રહ્માનંદાનુભવ કરાવવામાં અદ્વિતીય સાધનભૂત 'સંક્ષેપ શારીરક' નામનો સુંદર શ્લોકબદ્ધ ગ્રંથ લખ્યો છે. તેના ઉપોદ્ઘાતમાં તેઓ લખે છે કે—

इह जगति हि सर्व एव जन्तुर्निरतिशयं सुखमुत्तमं ममास्तु।
व्युपरमतु तथोपघातरूपं विषयजदुःखमिति स्पृहां करोति ॥

આ જગતમાં પ્રાણી માત્ર નિરતિશય ઉત્તમ સુખ મને પ્રાપ્ત થાય અને ખેદજનક વિષયજન્ય દુઃખ નાશ પામે એવી ઇચ્છા કરે છે.

હવે કોઈને શંકા થાય કે આવું સુખ તો સ્વર્ગનું જ ગણાય; માટે સર્વ પ્રાણીઓ સ્વર્ગની જ ઇચ્છા રાખે છે, મોક્ષની નહિ. સ્વર્ગસુખપ્રાપ્તિ માટે તો શ્રુતિઓ પણ વિદ્યમાન છે:

'दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो यजेत।'
'अपाम सोमममृता अभूम।'

આવી જાતની શંકા દૂર કરવા સર્વજ્ઞ મુનિએ નિરતિશય અને ઉત્તમ આ બે વિશેષણો સુખને આપેલાં છે. સ્વર્ગસુખ તો ક્ષય અને સાતિશય દોષથી યુક્ત છે. આ વિષયમાં શ્રીકૃષ્ણે સાંખ્ય-કારિકામાં કહ્યું છે કે—

दृष्टवदानुश्रविकः सह्यविशुद्धः क्षयातिशययुक्तः।
तद्विपरीतः श्रेयान् व्यक्ताव्यक्तज्ञविज्ञानात् ॥

આ લોક અને તેના ભોગો–દુઃખ મિશ્રિત–ક્ષયી અને સા

દોષદૂષિત છે. તેવી જ રીતે સ્વર્ગલોક અને તેના ભોગોનું પણ જાણવું. એટલે તે બન્ને કરતાં મોક્ષ જ શ્રેષ્ઠ છે અને તે મોક્ષ વ્યક્ત=ભૂતાદિ, અવ્યક્ત=માયા અને જ્ઞ=પુરુષના વિજ્ઞાનથી થાય છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ કહ્યું છે કે—

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति।

સ્વર્ગમાં ગયેલાઓ પોતાનાં પુણ્ય જ્યાં સુધી હોય ત્યાં સુધી ખૂબ સ્વર્ગસુખ ભોગવી પછી પુણ્યનો ક્ષય થતાં મૃત્યુલોકમાં પાછા આવે છે. શ્રુતિ પણ કહે છે કે–

यावत्संपातमुषित्वा.........ततो हीनं हीनतरं वा विशन्ति।

જ્યાં સુધી પુણ્ય હોય ત્યાં સુધી સ્વર્ગમાં રહીને પછી હલકી અને ઊતરતી યોનિમાં પ્રવેશ કરે છે. એટલે સ્વર્ગસુખ ક્ષયી છે, એ તો નિશ્ચિત છે, પણ સાતિશય દોષથી પણ રહિત નથી; એટલે સ્વર્ગમાં રહેલાઓમાંના પણ એકના ભોગ કરતાં બીજાનો ભોગ ઉત્તમ હોય છે. આ સુખના તારતમ્ય માટે શ્રુતિમાં એક મોટું પ્રકરણ છે—

ते ये शतं मानुषाः आनन्दाः स एको मनुष्यगन्धर्वाणामानन्दः।

અર્થાત્ મનુષ્યલોકના સો આનંદ જેટલો મનુષ્યગંધર્વોનો એક જ આનંદ હોય છે. એ પ્રમાણે આનંદ એટલે સુખ ઉત્તરોત્તર કક્ષાએ ચડિયાતું હોવાથી સાતિશય છે.

જેમ મનુષ્યલોકમાં ગરીબ માણસના વૈભવ વગરના સાદા જીવન કરતાં સાધારણ માણસનું થોડા વૈભવવાળું જીવન હોય છે, શ્રીમંતનું વધારે વૈભવવાળું અને રાજામહારાજાઓનું એથી પણ વિશેષ વૈભવવાળું જીવન હોય છે. તે જોઈ અવિવેકી પામરોને ઈર્ષ્યા થાય છે અને તેનાથી દુઃખ પણ થાય છે. તેવી જ રીતે સ્વર્ગસુખમાં પણ એકબીજાના સુખને ચડિયાતું જોઈ જરૂર દુઃખ થતું જ હોય. માટે જ ઈશ્વરકૃષ્ણ પોતાની કારિકાના ઉત્તરાર્ધમાં 'तद्विपरीतः श्रेयान्' લખે છે.

એટલે સર્વજ્ઞ મુનિના કહેવા પ્રમાણે નિરતિશય સુખ સ્વર્ગ નહિ જ પણ મોક્ષસુખ જ છે. આ બાબત કોઈને શંકા ન રહે તે ખાતર તેઓ તે પછીની કારિકામાં લખે છે, કે-

**निरतिशयसुखं च दुःखजातव्युपरमणं तु वदन्ति मोक्षतत्त्वम् ।**
**इति भवति विना प्रमाणमस्मिन्स्फुटतरमस्य सदास्ति मोक्षवाञ्छा ॥**

નિરતિશય સુખ અને સર્વ પ્રકારનાં દુઃખનો નાશ એવું સુખ મોક્ષ જ છે, બીજું નથી; એટલે હવે વિના પ્રમાણ આપ્યે સિદ્ધ થયું કે તો 'આ સંસારમાં સર્વ પ્રાણીને મોક્ષની જ વાંછના હોય છે.'

હવે જગતનાં પ્રાણીમાત્રને આવી ઇચ્છા હોય છે એમ ઉપર લખ્યું છે તે પ્રાણીમાત્ર શબ્દના અર્થનો વિચાર કરીએ. પરમેશ્વરે સર્વ પ્રાણીની અપેક્ષાએ મનુષ્યોમાં વિશેષ બુદ્ધિ મૂકી છે એમ મનાય છે, તે મનુષ્યો તો ક્ષય અને સાતિશયાદિ દોષોનો વિચાર કરી, વિષયજન્ય સુખ તરફ ન જતાં મોક્ષસુખ પ્રત્યે વળે એમ કદાચ માની પણ શકાય, પરંતુ પ્રાણીમાત્રની પ્રવૃત્તિ મોક્ષસુખ માટે છે એ કેમ માની શકાય? આવી શંકા સ્વાભાવિક થાય જ. એટલે આનું સમાધાન થવું જોઈએ; એટલા માટે સુખ અને દુઃખની સામાન્ય વ્યાખ્યા એક કવિના શબ્દમાં કહીએ :

**सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।**
**इति व्याख्या समासेन सर्वत्र सुखदुःखयोः ॥**

થોડી યે પરાધીનતા એનું નામ દુઃખ અને સ્વાધીનતા એનું નામ સુખ. આ સુખ અને દુઃખની ટૂંકમાં વ્યાખ્યા થઈ.

આ વ્યાખ્યાનો સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરતાં તેની યથાર્થતા જણાયા વિના રહેશે નહિ અને એ જણાતાં પ્રાણીમાત્ર શબ્દની યથાર્થતા પણ પશુપક્ષી કે કીટાદિ પણ મોક્ષની જ ઇચ્છા રાખે એ નક્કી જ છે. હા, તેમનામાં એટલી બુદ્ધિ ન હોવાથી તે કદાચ સમજતાં ન હોય, આટલા જ માટે મૂળ વાક્યમાં 'જાણ્યે કે

અજાણ્યે' આટલા પદનો ઉમેરો કર્યો છે.

સારી રીતે સુખપૂર્વક પાંજરામાં રાખવા માટે પક્ષીને પકડવા જતાં તે પક્ષી ચિલ્લાટ કરી મૂકે છે, ચાંચો મારે છે, ભાગે છે, બધું કરે છે. પણ જ્યારે મોટી શક્તિ પાસે લાચાર બને છે, ત્યારે 'जीवन्नरो भद्र शतानि पश्येत्। જીવતો નર ભદ્રા પામશે,' એ ન્યાયે જીવતા હશું તો લાગ મળ્યે નાસી છૂટશું એમ સમજી પાંજરાને સ્વીકારે છે અને જરા લાગ મળતાં ઊડી જાય છે. જેમ હરણના ટોળામાં ઊછરેલાં સિંહનાં બચ્ચાંને હું હરણ છું એમ ભ્રાંતિ થતાં તે શિયાળથી પણ ડરે છે, તેમ લાંબો વખત થયાં પાળેલાં પક્ષીઓ કે પશુઓને તો પરાધીનતામાં સુખની ભ્રાંતિ થઈ ગઈ હોય છે. પરંતુ વાસ્તવિક રીતે તો કોઈ પશુ કે પક્ષી પરાધીન રહેવા ખુશી હોતાં નથી. એટલે એ તો નિર્વિવાદ સિદ્ધ થાય છે, કે પશુપક્ષીઓ પણ સ્વાધીનતા જ ઇચ્છે છે. એટલે સર્વજ્ઞ મુનિએ કહેલું 'सर्व एव जन्तुः' 'પ્રાણીમાત્ર' આ વાક્ય બરાબર છે. મતલબ કે, મનુષ્યો જ નહિ પણ પશુપક્ષી વગેરે સર્વ કોઈ નિરતિશય સુખ અને દુઃખના નાશ માટે યત્ન કરે છે અને આવા સુખ અને દુઃખનો અભાવ એ જ મોક્ષનું સ્વરૂપ હોવાથી પ્રાણીમાત્ર મોક્ષાભિમુખ છે એ નિર્વિવાદ સિદ્ધ થયું. પરંતુ તે બધાં પ્રાણીઓ તો શું મનુષ્યો પણ સમજતાં ન હોય એટલે 'જાણ્યે કે અજાણ્યે' એવું મૂળના વાક્યમાં રાખ્યું છે. મનુષ્યોમાં પણ પામર અને અતિ પ્રાકૃત મનુષ્યો પોતાનાં પેટ ભરવા પૂરતો જ પુરુષાર્થનો અંત માનતાં હોય એ બધાં પણ આપણે મોક્ષાભિમુખ પ્રવૃત્તિ કરીએ છીએ એમ માનતાં કે સમજતાં નથી હોતાં. માત્ર મુમુક્ષુઓ જ પોતાની મોક્ષાભિમુખ પ્રવૃત્તિઓને સમજતા હોય છે.

આવી રીતે મોક્ષપ્રાપ્તિ માટે યત્ન કરતાં સર્વ પ્રાણીઓ માટે પરમ કૃપાળુ પરમાત્માએ સંસારસાગરને તરવા દૃઢ નૌકારૂપ મનુષ્યદેહ, ઉપદેશકો ને મહાત્માઓરૂપી નાવિકો તથા વેદાદિ

શાસ્ત્રો વગેરે સાધનો 'સર્જ્યાં' છે. તેના સમર્થનમાં ભાગવતના એકાદશ સ્કંધમાં વ્યાસ ભગવાન, ભગવાન શ્રીકૃષ્ણના શ્રીમુખથી કહે છે, કે—

**नृदेहमाद्यं सुलभं सुदुर्लभं प्लवं सुकल्पं गुरुकर्णधारम् ।**
**मयानुकूलेन नभस्वतेरितं पुमान् भवाब्धिं न तरेत्स आत्महा ॥**

અત્યારે તો અનાયાસે પ્રાપ્ત થયેલો પરંતુ ભવિષ્યમાં એટલે કે જન્માંતરમાં જેની પ્રાપ્તિ થવી અતિશય દુર્લભ છે, એવો આ મનુષ્યદેહ સુદૃઢ વહાણરૂપે મળ્યો છે. તેને ગુરુ–ઉપદેશક–રૂપી માર્ગદર્શક નાવિક છે તથા હું પોતે (ભગવાન સ્વયં) તેને અનુકૂળ પવન બની (વેદશાસ્ત્રો દ્વારા) સન્માર્ગે ધપાવી રહેલો છું; છતાં જે મનુષ્ય સંસારસાગરને તરતો નથી તે પોતાની જાતનો નાશ કરે છે, આત્મહત્યારો બને છે.

સર્વ પ્રાણી માત્રના જીવનરૂપ મહાજળપ્રવાહને વહન કરતી ગંગા વગેરે મહાનદીઓના એક પારથી બીજે પાર જવા માટે બેચાર કોશને અંતરે પુલ બાંધેલા હોય, એકાદ કોશને અંતરે હોડીઓ રાખેલી હોય છતાં કોઈ પ્રમાદી મનુષ્ય પોતાની આળસને લઈ એટલે દૂર ન જતાં પોતાના બાહુબળમાં મિથ્યાભિમાન રાખી તરીને પાર ઊતરવા જાય અને અધવચ જતાં થાકે કે પ્રવાહમાં તણાય અને ડૂબી મરે તો તેમાં કોને દોષ આપવો ? એવી જ રીતે સંસારના આરંભથી જ મનુષ્યો માટે પરમ કૃપાળુ પરમાત્માએ સંસારસંતરણ ' માટે વેદાદિ શાસ્ત્રો રચી રાખ્યાં છે. એક શિક્ષિત માતા પોતાના પુત્રને કષ્ટો વેઠી ઉછેરી મોટો કરે, પછી શિક્ષિત પિતા તે પુત્રને વિનય, વિવેક અને વિદ્યાની શિક્ષા આપવા પ્રયત્ન કરે; પણ જ્યાં પુત્રને પોતાના પૂર્વજન્મનાં દુષ્કર્મોને લઈ પિતા ઉપર શ્રદ્ધા જ ન હોય અને પિતાની આજ્ઞામાં રહી વિનય, વિવેક કે વિદ્યા તરફ રુચિ જ ન ઉત્પન્ન થતી હોય તો તેમાં પિતા શું કરે ? આવી જ રીતે ઇશ્વરરચિત શાસ્ત્રો તરફ પણ રુચિ

ન થાય તો તેમાં પોતાનાં જ કર્મનો દોષ છે.

આવા ઈશ્વરનિર્મિત વેદો, ઉપનિષદો વગેરે શાસ્ત્રો છે, તે ઘણાં વિસ્તૃત અને ક્લિષ્ટ છે, તે સર્વ મનુષ્યોને સર્વ રીતે સમજાતાં નથી. તેથી અનેક આચાર્યોએ તેના ઉપર ભાષ્યો, ટીકાઓ વગેરે લખ્યાં છે. તે બધાં મનુષ્યોને શ્રેયમાર્ગ તરફ લઈ જનાર છે. પરંતુ અતિ પ્રાકૃત મનુષ્યને તો એ ટીકાઓ કે ભાષ્યો પણ સમજવાં મુશ્કેલ છે અને સંસારમાં એવા અતિ પ્રાકૃત મનુષ્યોનો જ સમુદાય અધિક હોય છે. એવા અતિ પાકત માણસોમાં મુમુક્ષુત્વ તો હોય જ. એટલે એમને માટે પણ ઉપાય તો પરમ કૃપાળુ પરમાત્માએ રાખવો જ જોઈએ; એટલા માટે મહાત્માઓને ઈશ્વરે આ જગતમાં અકારણહિતૈષી તરીકે શાસ્ત્રાનુકૂળ આચારના આદર્શરૂપે ફરતા રાખ્યા છે; અર્થાત્ એવા મહાત્માઓ કે જેઓ સર્વ શાસ્ત્રના સિદ્ધાંતને સમજતા હોય અને આચરણમાં રાખતા હોય તેવા મહાત્માઓની પાસેથી શ્રેયમાર્ગને તેમની ચર્ચા ઉપરથી તથા બોધ ઉપરથી મેળવી લેવો જોઈએ. મનુ ભગવાન પણ કહે છે કે–

वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ।

અર્થાત્ સમગ્ર વેદ તથા વેદવિદોની બનાવેલી સ્મૃતિઓ તેમ જ તેમનો સદાચાર એ [illegible]

આશ્રમને વગોવાવનારા ઘણા હોય છે; તેવાઓ માટે આ પુસ્તકમાં ઘણું લખાઈ ગયું હોવાથી હવે કંઈ પિષ્ટપેષણ કરવું યોગ્ય નથી.

ગાયના આખા શરીરમાં દૂધ હોય છે, તે વાછરડાના સ્નેહને લઈ આંચળમાં ભેગું થઈ તેમાંથી સ્રવવા લાગે છે. પણ જો કોઈ મૂર્ખ આંચળને કાપીને દૂધને કાઢવા માગે તો દૂધને બદલે લોહી જ મેળવે.

મહાત્માઓને પણ પક્ષપાત હોય છે, એમાં કોઈથી ના કહેવાશે નહિ. ભારવિ તે માટે આગ્રહપૂર્વક કહે છે, કે–

**निरुत्सुकानामपियोगभाजां भवन्ति भव्येषु हि पक्षपाताः।**

નિષ્પક્ષપાત ગણાતા યોગીજનોને પણ ઉત્તમ મનુષ્યોમાં પક્ષપાત હોય છે. ભગવાન ભાષ્યકાર પણ ભાખે છે:

तत्त्वपक्षपातो हि धियां स्वभावः।

બુદ્ધિવાનોનો સ્વભાવ જ એવો છે કે તે તત્ત્વ તરફ પક્ષપાત કરે, ઉત્તમ પાત્ર તરફ આકર્ષાય.

મતલબ કે રાગદ્વેષરહિત મહાત્માઓને પણ તેમની બુદ્ધિ કોઈ યોગ્ય વિનયવિવેકસંપન્ન અધિકારી મુમુક્ષુને જોતાં જ તેમની તરફ ખેંચી જાય છે. એટલે કે એમના તરફ પક્ષપાત કરતા બનાવી દે છે. આવા પક્ષપાતને વાત્સલ્ય કહેવામાં આવે છે. વાત્સલ્યને લીધે જ ગાય પોતાના શરીરને વલોવીને તેમાંથી નીકળેલાં સારભૂત દૂધને પોતાના વાછરડાને પાઈ દે છે. તેવી જ રીતે એવા મહાત્માઓ પણ વાત્સલ્યને કારણે પોતાની જિંદગીભરની કઠિન તપશ્ચર્યાઓ, નિદિધ્યાસનો દ્વારા મેળવેલા તત્ત્વને યોગ્ય સત્પાત્ર મુમુક્ષુ અધિકારીને ઉપદેશે છે.

આવી રીતે ઉપદેશેલાં તત્ત્વોમાં એ ગ્રહણ કરનારો ગ્રાહકોના અધિકાર પ્રમાણે તેના ફળમાં ફરક પડે એ બનવા યોગ્ય છે. એનું નિરૂપણ ભાગવતમાં એક સ્વતંત્ર પ્રકરણમાં સુંદર રીતે કર્યું છે:

ન થાય તો તેમાં પોતાનાં જ કર્મનો દોષ છે.

આવા ઈશ્વરનિર્મિત વેદો, ઉપનિષદો વગેરે શાસ્ત્રો છે, તે ઘણાં વિસ્તૃત અને ક્લિષ્ટ છે, તે સર્વ મનુષ્યોને સર્વ રીતે સમજાતાં નથી. તેથી અનેક આચાર્યોએ તેના ઉપર ભાષ્યો, ટીકાઓ વગેરે લખ્યાં છે. તે બધાં મનુષ્યોને શ્રેયમાર્ગ તરફ લઈ જનાર છે. પરંતુ અતિ પ્રાકૃત મનુષ્યને તો એ ટીકાઓ કે ભાષ્યો પણ સમજવાં મુશ્કેલ છે અને સંસારમાં એવા અતિ પ્રાકૃત મનુષ્યોનો જ સમુદાય અધિક હોય છે. એવા અતિ પાકૃત માણસોમાં મુમુક્ષુત્વ તો હોય જ. એટલે એમને માટે પ ઉપાય તો પરમ કૃપાળુ પરમાત્માએ રાખવો જ જોઈએ; એટલા માટે મહાત્માઓને ઈશ્વરે આ જગતમાં અકારણહિતૈષી તરીકે શાસ્ત્રાનુકૂળ આચારના આદર્શરૂપે ફરતા રાખ્યા છે; અર્થાત્ એવા મહાત્માઓ કે જેઓ સર્વ શાસ્ત્રના સિદ્ધાંતને સમજતા હોય અને આચરણમાં રાખતા હોય તેવા મહાત્માઓની પાસેથી શ્રેયમાર્ગને તેમની ચર્ચા ઉપરથી તથા બોધ ઉપરથી મેળવી લેવો જોઈએ. મનુ ભગવાન પણ કહે છે કે–

वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ॥

અર્થાત્ સમગ્ર વેદ તથા વેદવિદોની બનાવેલી સ્મૃતિઓ તેમ જ તેમનો સદાચાર એ બધું ધર્મમાં મૂળભૂત છે. એટલે કે વેદે જે બતાવ્યું છે તે તથા તે પ્રમાણે જેમણે જાતે આચરણ કર્યું છે તથા અન્યને–વેદમાર્ગથી ભ્રષ્ટ થયેલાઓને વેદમાર્ગને અનુસરવાનો આદેશ આપ્યો છે, તેથી ઝાડની જેમ તેના આધારભૂત મૂળ વડે રક્ષા થાય છે, તેમ ચ્યુત થતા ધર્મને ટકાવનારા આ વેદ તથા તેને અનુકૂળ આદેશ તથા આચરણ કરનાર વેદવિદો પણ ધર્મના મૂળ સમાન જ છે.

જો કે આવા ઉત્તમ મહાત્માઓ તો બહુ જ વિરલ હોય છે અને આજે જગતમાં પૂજાવા માટે મહાત્માઓના સ્વાંગ રાખી

આશ્રમને વગોવાવનારા ઘણા હોય છે; તેવાઓ માટે આ પુસ્તકમાં ઘણું લખાઈ ગયું હોવાથી હવે કંઈ પિષ્ટપેષણ કરવું યોગ્ય નથી.

ગાયના આખા શરીરમાં દૂધ હોય છે, તે વાછરડાના સ્નેહને લઈ આંચળમાં ભેગું થઈ તેમાંથી સ્રવવા લાગે છે. પણ જો કોઈ મૂર્ખ આંચળને કાપીને દૂધને કાઢવા માગે તો દૂધને બદલે લોહી જ મેળવે.

મહાત્માઓને પણ પક્ષપાત હોય છે, એમાં કોઈથી ના કહેવાશે નહિ. ભારવિ તે માટે આગ્રહપૂર્વક કહે છે, કે–

**निरुत्सुकानामपियोगभाजां भवन्ति भव्येषु हि पक्षपाताः ।**

નિષ્પક્ષપાત ગણાતા યોગીજનોને પણ ઉત્તમ મનુષ્યોમાં પક્ષપાત હોય છે. ભગવાન ભાષ્યકાર પણ ભાખે છે:

**तत्त्वपक्षपातो हि धियां स्वभावः ।**

બુદ્ધિવાનોનો સ્વભાવ જ એવો છે કે તે તત્ત્વ તરફ પક્ષપાત કરે, ઉત્તમ પાત્ર તરફ આકર્ષાય.

મતલબ કે રાગદ્વેષરહિત મહાત્માઓને પણ તેમની બુદ્ધિ કોઈ યોગ્ય વિનયવિવેકસંપન્ન અધિકારી મુમુક્ષુને જોતાં જ તેમની તરફ ખેંચી જાય છે. એટલે કે એમના તરફ પક્ષપાત કરતા બનાવી દે છે. આવા પક્ષપાતને વાત્સલ્ય કહેવામાં આવે છે. વાત્સલ્યને લીધે જ ગાય પોતાના શરીરને વલોવીને તેમાંથી નીકળેલાં સારભૂત દૂધને પોતાના વાછરડાને પાઈ દે છે. તેવી જ રીતે એવા મહાત્માઓ પણ વાત્સલ્યને કારણે પોતાની જિંદગીભરની કઠિન તપશ્ચર્યાઓ, નિદિધ્યાસનો દ્વારા મેળવેલા તત્ત્વને યોગ્ય સત્પાત્ર મુમુક્ષુ અધિકારીને ઉપદેશે છે.

આવી રીતે ઉપદેશેલાં તત્ત્વોમાં એ ગ્રહણ કરનારો ગ્રાહકોના અધિકાર પ્રમાણે તેના ફળમાં ફરક પડે એ બનવા યોગ્ય છે. એનું નિરૂપણ ભાગવતમાં એક સ્વતંત્ર પ્રકરણમાં સુંદર રીતે કર્યું છે:

પૃથુરાજાએ પૃથ્વીનું દોહન કર્યું તે પછી મનુષ્ય, ઋષિમુનિ, ગંધર્વો, રાક્ષસો, દૈત્યો, સર્પો, વનસ્પતિઓ–બધાંએ જ પૃથ્વીનું દોહન કર્યું અને તેમણે પોતપોતાના અધિકાર પ્રમાણે દૂધ (તત્ત્વ) મેળવ્યું. એ બધાંમાંથી ફક્ત બે જ દાખલા લઈશું:

ઋષિઓએ બૃહસ્પતિને વાછરડો બનાવી ઇંદ્રિયોરૂપી પાત્રમાં પૃથ્વીરૂપી ગાયથી વેદવિદ્યારૂપી દૂધનું દોહન કર્યું; જ્યારે દૈત્યોએ પ્રહ્લાદને વાછરડો બનાવી લોઢાના પાત્રમાં પૃથ્વીરૂપી ગાયથી મદિરારૂપી દૂધનું દોહન કર્યું.

આ પ્રમાણે એકની એક પૃથ્વીરૂપી ગાયથી દોહન કરનારાઓએ પાત્ર અને વાછરડાના ભેદે પોતપોતાના અધિકાર પ્રમાણેનું દૂધ મેળવ્યું હતું. એ ઉપરથી સિદ્ધ થાય છે કે ઉત્તમ મહાત્માઓ પોતાના અનુભવેલા શાસ્ત્ર–સિદ્ધાંતોને યોગ્ય મુમુક્ષ અધિકારી જનોને એક જ રીતે ઉપદેશે છે; છતાં તે તે મુમુક્ષુઓની ધારણ-શક્તિના ભેદ પ્રમાણે તેને તેને તેટલું તેટલું જ લાભદાયક થાય છે.

આ બાબતમાં પણ કવિવર શ્રી ભવભૂતિની વાણી બરોબર બંધબેસતી આવે છે:

**प्रभवति शुचिर्बिंबोद्ग्राहे मणिर्न मृदांचयः ।**

સૂર્યનાં કિરણો તો એક મણિ તરફ સમાન રીતે જ આવતાં હોય છે; પરંતુ શુદ્ધ મણિ સૂર્યના બિંબને ગ્રહણ કરી શકે છે અને ઢેફું ગ્રહણ કરી શકતું નથી.

એટલે કે એકને એક પાર્થિવ પરમાણુઓથી બનેલાં મણિ–કાચ ઢેફામાં પ્રાકૃતિક કશો ભેદ ન હોવા છતાં તેને અપાયેલા સંસ્કારોમાં ફરક હોવાથી મણિમાં પ્રતિબિંબ પાડવાની શક્તિ છે, ઢેફામાં નથી. તેવી જ રીતે મહાત્માઓના ઉપદેશોને ઝીલવાનો અધિકાર કોઈમાં હોય, કોઈમાં ન પણ હોય.

★

'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## ધર્મ—નીતિના ગ્રંથો

| પુસ્તકનું નામ | પાન | કિં. | ટ.ખ. |
|---|---|---|---|
| **શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણ**—બે ગ્રંથોમાં, સરળ ભાષાંતર ... ... | ૧૮૮૪ | ૧૪–૦ | ૨–૪ |
| **શ્રી શિવમહાપુરાણ**—બે ગ્રંથોમાં, ૯ ચિત્રો સાથે | ૧૨૩૬ | ૧૨–૦ | ૧–૧૨ |
| **વાલ્મીકિ રામાયણ**—બે ગ્રંથોમાં, ૩૦ ચિત્રો સાથે | ૧૩૬૪ | ૧૨–૦ | ૧–૧૨ |
| **શ્રીમદ્ ભાગવત**—આ. ૧૨મી, ભાષાંતર, બે ગ્રંથોમાં ૨૭ ચિત્રો સાથે... ... | ૧૨૦૮ | ૧૦–૦ | ૧–૧૦ |
| **ગિરધરકૃત રામાયણ**—મોટા અક્ષરોમાં | ૭૬૨ | ૪–૮ | ૦–૧૨ |
| **શાંતિપર્વ—મહાભારતનું**—રાજધર્મ અને મોક્ષધર્મ, જેમાં ચાર વર્ણ તથા આશ્રમના સામાન્ય ધર્મો આપેલા છે. ... ... | ૮૫૬ | ૮–૮ | ૧–૨ |
| **એકાદશ સ્કંધ**—મહાત્મા એકનાથની ટીકા સાથે, જેમાં ગીતા કરતાં પણ વધારે વિસ્તૃત એવો શ્રીકૃષ્ણનો છેલ્લો બોધ આપેલો છે. ... | ૬૦૦ | ૫–૦ | ૦–૬ |
| **મનુષ્યધર્મ**—ઈશ્વર, ધર્મ, મુક્તિ અને ઉચ્ચ જીવનના મહાન પ્રશ્નોનો મહાત્માજી, સંતો, કવિવર ટાગોર તથા ગીતા–ઉપનિષદોનાં વચનોમાં ઉકેલ. | ૨૪૦ | ૨–૦ | ૦–૪ |
| **ચંડીપાઠ**—ગુજરાતી ભાષાંતર તથા સ્તોત્રો સહિત. | ૩૫૨ | ૧–૪ | ૦–૨ |
| **નિત્યપાઠ**—રોજ બોલવા માટે રચે એવાં પ્રાર્થના, સ્તુતિ, સ્તોત્રો અને ભજનોનો સંગ્રહ ... | ૧૬૦ | ૦–૧૨ | ૦–૨ |
| **વેદાંત–રસબિંદુ**—સંત મંગળનાથકૃત વેદાંતબોધ | ૧૦૪ | ૦–૧૨ | ૦–૨ |

| | | | |
|---|---|---|---|
| -શ્રી વેદાંતમાર્ગદર્શિની-વિચારસાગર, પંચીકરણ વગેરે ગ્રંથો ઉપરથી વેદાંતના કૂટ પ્રશ્નોનો ગુરુ-શિષ્યના સંવાદરૂપે સરળ ઉકેલ. ... | ૩૨૮ | ૧-૮ | ૦-૪ |
| -સનાતન ધર્મ-મણિલાલ ન. દ્વિવેદીકૃત પંચશતીનાં ૫૦૦ ધર્મસૂત્રોનું ભાષાંતર મૂળ સાથે. | ૨૦૮ | ૧-૦ | ૦-૨ |
| જીવન્મુક્તિવિવેક-સ્વામી વિદ્યારણ્યકૃત: વાસનાક્ષય, મનોનાશ અને જીવન્મુક્તિનું વિવરણ ... | ૨૨૦ | ૧-૪ | ૦-૨ |
| વિચારસાગર-નિશ્ચલદાસજીકૃત: મૂળ સાથે ભાષાંતર | ૪૦૦ | ૩-૦ | ૦-૫ |
| મહાવાક્ય-રત્નાવલી-ઉપનિષદોમાંથી ચૂંટેલાં ધર્મબોધનાં વચનોનો સંગ્રહ, મૂળ સાથે ... | ૧૮૪ | ૦-૧૨ | ૦-૨ |
| -અષ્ટાવક્રગીતા-મૂળ સાથે સરળ ભાષાંતર ... | ૭૨ | ૦-૮ | ૦-૧ |
| -અવધૂતગીતા-ભગવાન દત્તાત્રેય પ્રણીત ... | ૧૪૪ | ૧-૪ | ૦-૨ |
| શ્રી સત્યનારાયણની કથા-મૂળ સાથે સરળ ભાષાંતર તથા વિષ્ણુસહસ્રનામાવલિ સાથે | ૧૨૮ | ૦-૧૦ | ૦-૨ |
| વિદુરનીતિ-સરળ અનુવાદ સાથે ... ... | ૧૬૮ | ૧-૦ | ૦-૨ |
| મનુસ્મૃતિ-આર્યપ્રણાલિકાનો મહાન ન્યાયગ્રંથ | ૮૧૬ | ૪-૮ | ૦-૫ |
| વૈદિક વિનય-વેદના ૩૬૦ પ્રાર્થનામંત્રો અર્થ, પદચ્છેદ તથા વિસ્તૃત સમજૂતી સાથે ... | ૮૪૦ | ૩-૧૨ | ૦-૮ |
| બળવાન બનો!-યજુર્વેદનો ઉપદેશ ... | ૧૧૨ | ૦-૧૨ | ૦-૨ |
| આત્મસાક્ષાત્કારની કસોટી-લે. સ્વા. સ્વયંજ્યોતિ | ૨૦૮ | ૧-૪ | ૦-૨ |
| સ્વરૂપવિચાર-ગુરુશિષ્યના સંવાદરૂપે તત્ત્વોપદેશ | ૧૦૪ | ૦-૧૦ | ૦-૨ |
| પંચીકરણ-આત્મબોધ માટે સર્વોત્તમ ગ્રંથ, દૃષ્ટાંતો ને યુક્તિ-અનુભવવાળી ટીકા સાથે ... | ૨૬૪ | ૨-૦ | ૦-૪ |
| -સૂર્યકાંત-વેદાંતની સરળ વાતો ... ... | ૨૭૨ | ૨-૦ | ૦-૩ |
| સંતની વાતો-ધર્મ, નીતિ વગેરેનાં દૃષ્ટાંતો સાથે | ૨૬૪ | ૧-૮ | ૦-૩ |
| પ્રભુમય જીવનનું રહસ્ય-સદુપદેશ, ભજનો ૪૦ | ૧૬૮ | ૧-૦ | ૦-૨ |
| પ્રભુમય જીવન-સુખી થવાના સરળ ઉપાયો | ૧૯૨ | ૦-૧૨ | ૦-૨ |
| પરમાનંદની પ્રાપ્તિ-વૈષ્ણવો માટે ઉપયોગી બોધ | ૨૬૪ | ૧-૮ | ૦-૪ |
| -તુકારામ ગાથા-સંત તુકારામના ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ અભંગોનું બે ગ્રંથોમાં સરળ ભાષાંતર ... ... | ૧૮૪૦ | ૬-૦ | ૦-૧૫ |

| | | | |
|---|---|---|---|
| રામકૃષ્ણ વાર્તાલાપ (૨)–રામકૃષ્ણ–કથામૃતથી આગળના ભાગમાં આવતા ઉપદેશો | ૩૧૨ | ૨–૦ | ૦–૪ |
| ામી રામતીર્થ (૧)–એમના સદુપદેશ, વ્યાખ્યાનો ઇત્યાદિ ... ... ... | ૫૬૪ | ૩–૦ | ૦–૬ |
| ાખ્યાનમાળા–(૧) શ્રી અનંતપ્રસાદજીકૃત | ૭૦૮ | ૩–૦ | ૦–૭ |
| ાખ્યાનમાળા–(૨) બોધક આખ્યાનો . | ૭૨૦ | ૩–૦ | ૦–૭ |
| ંત–ગુરુનો પરિચય–ગુરુ–શિષ્યના જ્ઞાનપ્રદેશની માન્યતાઓ દર્શાવતું પુસ્તક ... ... | ૩૬૮ | ૨–૦ | ૦–૩ |
| પદેશસારસંગ્રહ–તિરુવલ્લુવરનો વેદ તુલ્ય બોધ | ૩૮૪ | ૧–૮ | ૦–૪ |
| બોધરત્નાકર–ધર્મનીતિપ્રેરક ૧૦૫ ટૂંકા દૃષ્ટાંતો | ૩૦૦ | ૧–૮ | ૦–૪ |
| ભુની વાટે ને રામાયણની રત્નપ્રભા .. | ૧૬૪ | ૦–૪ | ૦–૨ |
| મ્મપદ–બૌદ્ધધર્મનું ગીતા જેવું અમૂલ્ય પુસ્તક... | ૧૯૨ | ૧–૦ | ૦–૨ |
| ાક્ષમાળા–શ્રીમદ્ રાજચંદ્રકૃત ... ... | ૧૯૨ | ૧–૪ | ૦–૪ |
| મયસાર નાટક–જૈન તત્ત્વજ્ઞાન સમજાવતું ઉત્તમ પુસ્તક ... ... ... | ૬૭૨ | ૩–૦ | ૦–૪ |
| સદાચાર અને સુખ–જૈન ધર્મની ૨૩ બોધક વાતો | ૨૦૦ | ૧–૮ | ૦–૨ |

## શ્રીમત્ શંકરાચાર્યના ગ્રંથો : મૂળ તથા અર્થ સાથે

| | | | |
|---|---|---|---|
| મોહમુદ્દગર ને બીજાં દશ રત્નો .. | ૧૬૮ | ૧–૦ | ૦–૨ |
| શતશ્લોકી અને બીજાં ચાર રત્નો ... | ૨૦૦ | ૦–૧૨ | ૦–૨ |
| સ્તોત્રસંગ્રહ–ભક્તિ ને વેદાંતસ્તોત્રો ... | ૨૨૦ | ૦–૧૦ | ૦–૨ |
| સર્વવેદાંત સિદ્ધાંત–સારસંગ્રહ . ... | ૨૨૪ | ૧–૪ | ૦–૩ |
| વિવેકચૂડામણિ ... ... ... | ૧૬૦ | ૦–૧૨ | ૦–૨ |

## ઉપનિષદો (૧૧૨) મૂળ સાથે ત્રણ ગ્રંથોમાં

| | | | |
|---|---|---|---|
| એકાદશ ઉપનિષદ–ઇશ, કેન, કઠ ઇત્યાદિ ૧૧ ઉપનિષદો ... ... ... | ૪૫૨ | ૩–૦ | ૦–૫ |
| બૃહદારણ્યક ઉપનિષદ ... ... | ૨૪૮ | ૨–૦ | ૦–૩ |
| સો ઉપનિષદો–જેમાં પ્રથમના ૨૩ ઉપનિષદોનું મૂળ સાથે ભાષાંતર છે અને ૭૭ ઉપનિષદોનું માત્ર ભાષાંતર સારરૂપે છે. ... | ૭૪૪ | ૫–૦ | ૦–૭ |

| | | |
|---|---|---|
| ૬૦. | **પૃથ્વીની કથા :** પૃથ્વીની ઉત્પત્તિ–વિકાસનો ઇતિહાસ | ૦–૧૨ |
| ૬૧–૬૨. | **રશિયા :** સંઘબળથી સાધેલી ઉન્નતિની વિકાસકથા | ૧–૮ |
| ૬૩–૬૪. | **અમેરિકા :** જગતના આગેવાન દેશની વિકાસકથા | ૧–૮ |
| ૬૫–૬૬. | **સૌભાગ્ય સુંદરી અને બીજાં નાટકોનું નવનીત :** સોળ નાટકોના ચૂંટેલા પ્રવેશોનો સંગ્રહ | ૧–૮ |
| ૬૭–૬૮. | **વૈતાલની વાતો :** વૈતાલપચ્ચીસીની વાર્તા–ગદ્યમાં | ૧–૮ |
| ૬૯. | **માટીની મૂર્તિઓ :** ગ્રામજીવનની રસભરી વાર્તાઓ | ૦–૧૨ |
| ૭૦–૭૧. | **અક્ષયપાત્ર :** ભાવવાહી ૧૭ વાર્તાઓનો સંગ્રહ | ૧–૮ |
| ૭૨–૭૩. | **ધર્મકથાઓ :** ઉપનિષદની ૨૩ વાર્તાઓ ... | ૧–૮ |
| ૭૪. | **અંધારી રાતે :** આધુનિક ૧૦ વાર્તાઓનો સંગ્રહ | ૦–૧૨ |
| ૭૫–૭૬. | **અત્તરના દીવા :** રસપ્રદ ૧૭ વાર્તાઓનો સંગ્રહ | ૧–૮ |
| ૭૭–૭૮. | **રંગ અને દીવા :** વાસ્તવદર્શી ૨૨ વાર્તાઓ | ૧–૮ |
| ૭૯-૮૦-૮૧. | **ગદાધારી ભીમ :** 'ભીમનાં પરાક્રમો'ના અનુસંધાનમાં આગળ વધતી રમૂજી પરાક્રમગાથા. | ૨–૪ |
| ૮૨. | **સંસારના રંગ :** અજ્ઞાનતાની પકડમાં ભિંસાતી સ્ત્રીઓ પર થતા સીતમોની સત્ય ઘટનાઓ | ૧–૦ |
| ૮૩–૮૪. | **જીવનસુવાસ :** બદલાતા જમાનાની તાસીરને હૂબહૂ રજૂ કરતો સામાજિક વાર્તા–સંગ્રહ | ૧–૮ |
| ૮૫–૮૬. | **ભરતીઓટ :** માનવજીવનનાં સુખદુઃખોની ભરતીઓટનું નિરૂપણ કરતો રસપ્રદ વાર્તાસંગ્રહ | ૨–૦ |
| ૮૭–૮૮. | **સંગમ :** જીવનમાં સમભાવ દર્શાવતી ૧૬ વાર્તાઓનો હૃદયંગમ સંગ્રહ. ... ... | ૨–૦ |
| ૮૯–૯૦. | **પાંચ લોકકથાઓ :** પાંચ રસપ્રદ દંતકથાઓ | ૧–૮ |
| ૯૧–૯૨. | **જીવનરંગ :** ગ્રામ અને શહેરીજીવનના પ્રશ્નોની છણાવટ કરતી વાર્તાઓ ... | |

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–અમદાવાદ